# પંચાસરનો જયશિખરી.

ભાગ ૧ લો.

સચિત્ર ઐતિહાસિક નવલકથા.

લેખક,
ચંદુલાલ જેઠાલાલ વ્યાસ.
વિરમગામનિવાસી.

પ્રકાશક,
પુંજાલાલ ભગવાન પારેખ એન્ડ કો.
મુ. વઢવાણ સીટી.

સોલ એજન્ટ
ઠા. ગોરધનદાસ પુરૂષોત્તમદાસ-બુકસેલર.
પ્રિન્સેસ સ્ટ્રીટ-મુંબઈ નં. ૨

વિ. સંવત ૧૯૭૬. ઈ. સ. ૧૯૨૦.
પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

મૂલ્ય રૂ. ૨-૦-૦.

"मर्कटस्य सुरापानं तस्य वृश्चिकदंशनम् ।
तन्मध्ये भूतसंचारो यद्वातद्वा भविष्यति ॥ "

* * * *

"विपक्षः श्रीकण्ठो जडतनुरमात्यः शशधरो
वसन्तः सामान्तः कुसुमामिषवः सैन्यमबलाः ।
तथापि त्रैलोक्यं जयति मदनो देहरहितः
क्रियासिद्धिः सत्वे वसति महतां नोपकरणे ॥ "

જેઠાલાલ દેવશંકર દવેએ અમદાવાદમાં ખાડીયામાં
ધી ભાગ્યોદય પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યું.

# પ્રકાશકનું નિવેદન.

'રા. ચંદ્રહાલે લખેલી તદ્દન સ્વતંત્ર નવલકથાઓ પ્રસિદ્ધ કરવાને હું ભાગ્યશાળી થાઉં' એવી આશા 'ચમત્કારિક ગુફા' પ્રથમ ભાગની પ્રથમાવૃત્તિમાં દર્શાવવામાં આવી હતી. આજે એ આશા સફળ થઇ છે અને તેમની લખેલી આ ગુજરાતના ઇતિહાસને લગતી નવલકથા સુચતુર, વિવેકી વાચકોના કરકમળમાં સાદર કરવામાં આવે છે.

માત્ર ખેદ એટલો જ થાય છે કે અતિ સસ્તા દરે પુસ્તકો પ્રકટ કરવાનો અમારો અભિલાષ પૂર્ણ કરવાને માટે અનુકુળ સંયોગો પ્રાપ્ત થતા નથી. દિન પ્રતિદિન ખાદ્યાદિ પદાર્થોની વધતી જતી અપ્રતિહત મોંઘવારીને લીધે મજુરીના દર વધવાથી છાપવાના ભાવ લગભગ અઢીગણા થઇ ગયા છે. બાઇન્ડિંગના ભાવની સ્થિતિ પણ તેવી જ છે. કાગળોની મોંઘવારી યુદ્ધકાળમાં હતી એ કરતાંએ વધી છે. એ સાથે લેખક, ચિત્રકાર આદિને પુરસ્કાર પણ વિશેષ આપવો પડે એ સ્વાભાવિક છે. મોંઘવારીનો એ પ્રવાહ ક્યાં સુધી જઇને, ક્યારે અટકશે તેની અત્યારે કશી પણ અટકળ થઇ શકે તેમ નથી. તેનું નિર્માણ માત્ર ભવિષ્ય જ કરશે.

પ્રસ્તુત કારણોને લઇને આ પુસ્તકનું મૂલ્ય રૂ. ૨ રાખવામાં આવ્યું છે. પરંતુ તેનો બદલો વાળી આપવાને કાગળો ઉંચા, શ્વેત અને ચીકણા વાપરવામાં આવ્યા છે. ચિત્રોમાં પણ એક ચિત્ર સુંદર રંગોથી પૂરેલું અને ત્રણ ફોટોગ્રાફિક ચિત્રો ઉંચા આર્ટપેપર ઉપર

છાપવામાં આવ્યાં છે. પુંઠું પણ મજબૂત અને સુંદર બનાવવામાં આવ્યું છે. એટલું સ્મરણમાં રાખવું કે એક રંગીન ચિત્રનું ખર્ચ ત્રણ ફોટોગ્રાફિક ચિત્રોના જેટલું આવે છે. આટલા ખુલાસા પછી વાચકની ખાત્રી થશે કે આ પુસ્તકનું મૂલ્ય અત્યારે પ્રકટ થતા બીજા નવલકથા અને અન્ય વિષયક ગ્રંથોના મૂલ્યના પ્રમાણમાં ઓછું જ છે. જો કે એથી એમ ઠરતું નથી કે અમારે સસ્તા મૂલ્યે પુસ્તકો પ્રકટ કરવાના અમારા અભિલાષને તિલાંજલી આપવી ! મૂલ્ય જેમ બને તેમ વિશેષ ઓછું કેવી રીતે રાખી શકાય, એ અમારી ચિંતાનો ખાસ વિષય થઇ પડયો છે અને અમે આશા રાખીએ છીએ કે એ ચિંતા નિર્મૂળ થવાનો પ્રસંગ સ્વલ્પાવધિમાં આવ્યા સિવાય રહેશે નહિ. એ માટે અમે ઉચિત યત્ન આદરીશું; પરંતુ તે સાથે વિવેકી વાચકોને પણ વિજ્ઞપ્તિ કરીએ છીએ કે તેઓ અમારા સદુદ્દેશને સિદ્ધ કરવાને અમને યોગ્ય ઉત્તેજન આપવાના કાર્યમાં પછાત પડશે નહિ. પશ્ચિમના દેશોમાં પુસ્તકોનું મૂલ્ય અહીંના પ્રમાણમાં ઓછું હોય છે, તેનું કારણ માત્ર એક જ છે કે ત્યાં વાંચનનો શોખ વિશેષ છે. એથી પુસ્તકોનો ઉઠાવ મોટા પ્રમાણમાં થાય છે અને તેમ થવાથી એકી સાથે એક ગ્રંથની પ્રત વિશેષ સંખ્યામાં છાપવાથી તેના મૂલ્યમાં ઘટાડો કરી શકાય છે. હજી આપણામાં વાંચનનો શોખ એટલી હદે પહોંચેલો હોય એવું જોવામાં આવતું નથી. વળી જ્યાં સુધી વિના ખર્ચે વાંચવાને પુસ્તક મળી શકે ત્યાં સુધી દ્રવ્યનો વ્યય ન કરવો, એવો સંકુચિત વિચાર આપણામાંથી હજી દૂર થયો નથી. એ કારણને લઇને ઓછી સંખ્યામાં પુસ્તક પ્રકટ કરવાં પડતાં હોવાથી તેનું મૂલ્ય પ્રમાણમાં વધી જાય છે.

'ચમત્કારિક ગુફા' ના પહેલા ભાગની પ્રથમાવૃત્તિની ૧૧૦૦ પ્રત છાપવામાં આવી હતી. તે પ્રકટ થયા પછી માત્ર નવ માસમાં

જ તેની તમામ પ્રતો ખલાસ થઇ ગઇ છે. અલબત્ત આ કાંઇ મોટું અભિમાન લેવા જેવી વાર્તા નથી. તદપિ એટલું તો અમે લેશ પણ અતિશયોક્તિના ભય સિવાય કહી શકીશું કે ગુજરાતી ભાષામાં પ્રકટ થતાં નવલકથાનાં પુસ્તકોની દ્વિતીયાવૃત્તિ આટલા ટુંક સમયમાં પ્રકટ થવાનો પ્રસંગ ભાગ્યેંજ આવ્યો હશે. એ સુજ્ઞ વાચકોની પરીક્ષક-બુદ્ધિને જ આભારી છે, અને તે માટે અમે તેમનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો જ છે. એ પુસ્તકની માગણી હજી પણ સતત ચાલુ રહેવાથી તેની દ્વિતીયાવૃત્તિ પ્રેસમાં મુકવામાં આવી છે. તેમાં રહી ગયેલા દોષો લેખક પાસે સુધરાવવામાં આવ્યા છે. તેની પ્રથમાવૃત્તિમાં માત્ર ચાર ચિત્રો હતાં, જ્યારે આ દ્વિતીયાવૃત્તિમાં બે ચિત્રો વધારીને તેની સંખ્યા છની કરવામાં આવી છે; અને તેમાં પણ એક ચિત્ર રંગીન રાખવામાં આવ્યું છે. અમે આવી રીતે ગુર્જર સાહિત્ય અને કળાના ઉત્કર્ષને અર્થે જે યત્ન સેવીએ છીએ તથા વાચકોની સેવા બજાવીએ છીએ તેના બદલામાં વાચકવૃન્દ પણ અમને ઉત્તેજન આપવાના કાર્યમાં પછાત રહેશે નહિ એવી અમારી ખાત્રી છે.

અમારા કેટલાક કાયમના ગ્રાહકોએ અમને જે ઉત્તેજન આપ્યું છે તથા અમારા પ્રતિ સ્નેહ અને મમતા દાખવ્યાં છે તે માટે અમે તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનવાની આ પ્રસંગે તક લઇએ છીએ, અને જણાવવાની રજા લઇએ છીએ કે આ પુસ્તકપ્રકાશનના ધંધામાંથી દ્રવ્યપ્રાપ્તિ કરીને ધનવાન થવાની અમારી ઇચ્છા નથી; પરંતુ ગુર્જર સાહિત્યનો વિસ્તાર અને વાંચનનો બહોળો પ્રચાર કરવો એ જ અમારો મુખ્ય ઉદ્દેશ છે. તેની સિદ્ધિને અર્થે અમે કેટલાંક પુસ્તકો ઘટાડેલી કીમતે આપવા સાથે એક સુંદર અને

રસિક દળદાર નવલકથા કિંવા અન્ય વિષયક પુસ્તક ભેટ પણ આપીએ છીએ. અમારી એ યોજના આદરને પાત્ર નિવડી છે એવો અમને અનુભવ થયો છે. એ તથા બીજી યોજનાઓ દ્વારા જેમ બને તેમ સસ્તી કીમતે સારાં પુસ્તકો પૂરાં પાડવાના અમારા યત્નમાં અમે કમીપણું રહેવા દઇશું નહિ.

છેવટે માત્ર એટલું જ કહીશું કે 'Man purposes God disposes' અર્થાત્ મનુષ્ય ગમે તેટલી ધારણા રાખે, યોજના કરે, યત્ન આદરે, પરંતુ તેને બર લાવનાર–સફળ બનાવનાર માત્ર એક પરમાત્મા જ છે. હે પ્રભો ! હે અનંતનામી, સર્વાંતરયામી ભગવન્ ! અમારા અભિલાષને પૂર્ણ કરવાને, અમારા ઉદ્દેશને સિદ્ધ કરવાને, આવશ્યક બળ અને અનુકુળતા અમને આપો ! !

વઢવાણ સીટી,<br>તા. ૧૯–૨–૧૯૨૦<br>ગુરુવાર.

પુંજાલાલ ભગવાન પારેખ એન્ડ કો.



# પ્રસ્તાવના.

ગુજરાતી ભાષામાં પ્રકટ થએલી નવલકથાઓમાં ગુજરાતના ઇતિહાસને લગતી નવલકથાઓની સંખ્યા ઓછી છે. તેનું કારણ મને માત્ર એકજ જણાયું છે. અને તે એ છે કે મોટે ભાગે આપણા દેશની' કે પરદેશની અન્ય ભાષાઓમાંથી આપણી ભાષામાં રૂપાંતરો કે અનુવાદો થતાં હોવાથી જે દેશની ભાષાના ગ્રંથનું રૂપાંતર કે અનુવાદ થાય તે દેશનો ઇતિહાસ બહુધા નવલકથામાં રજુ થાય છે. અગાઉ વડોદરા રાજ્યના સાંપ્રત દીવાન રા. મનુભાઈના પિત સ્વ. નંદશંકરે 'કરણઘેલો' અને રા. સા. મહિપતરામ રૂપરામ નિલકંઠે 'વનરાજ ચાવડો' તથા 'સધરો જેસંગ' આદિ નવલકથાઓ ગુજરાતના ઇતિહાસનો વિષય લઇને લખી હતી. તે પછી કેટલોક સમય વ્યતિત થયા બાદ વઢવાણનિવાસી રા. ચુનીલાલ વર્ધમાન શાહનું લક્ષ એ તરફ ખેંચાયું, અને તેમણે એક પછી એક ગુજરાતના ઇતિહાસને લગતી ત્રણ-ચાર નવલકથાઓ લખી છે. તત્પશ્ચાત્ બીજા પણ કેટલાક લેખકોએ તેમનું અનુકરણ કરીને સ્વદેશપ્રેમને વ્યક્ત કર્યો છે. હું પણ આજે ગુજરાતના ઇતિહાસને લગતીજ આ નવલકથા વાચકવૃન્દની સન્મુખ રજુ કરીને કૃતકૃત્ય થાઉં છું.

સામાજિક કિંવા અન્ય વિષયક નવલકથાઓ કરતાં ઐતિહાસિક નવલકથા લખવામાં વિશેષ જોખમ રહેલું છે. તેમાં દેશ, કાળ, તે સમયનાં સાધનો, રીતરીવાજ અને ઐતિહાસિક ઘટનાઓ, આદિના સંબંધમાં ખાસ કાળજી રાખવી પડે છે, તેમાં પણ જે સમયની ઐતિહાસિક માહિતી પરિપૂર્ણ રીતે મળી શકતી નથી અથવા ઇતિ-

હાસ વિષયમાં મતભેદ હોય છે, તે સમયનું વસ્તુ લઇને તેના પાયા ઉપર ચણતર ચણવામાં તો કારીગરને દરેક દરેક પ્રકરણમાં અને દરેક પ્રસંગમાં સંભાળ રાખવી પડે છે. એમ છતાંયે તેમાં દોષો રહી જવા પામે છે. આ નવલકથામાં પણ એવા દોષો દૃષ્ટિએ પડે એ બનવા જોગ છે. પરંતુ આગળ વધવાની આકાંક્ષા રાખનારને હસ્તે ભૂલો થવા પામે તો એથી નાસીપાસ નહિ થતાં તેણે પોતાના પ્રયત્નમાં મંડયા રહેવું એ તેનું કર્ત્તવ્ય છે.

આ ગ્રંથના પ્રકાશકોમાંના એક રા. પુંજાલાલે આજથી દોઢ વર્ષ પહેલાં જયશિખરીના સમયના ઇતિહાસને લગતી એક નવલકથા લખવાનું મને સૂચન કર્યું હતું. મારા એક સ્નેહીની ઇચ્છાથી એ નવલકથા લખવાનું કાર્ય તેમને સુપ્રત કરવામાં આવ્યું હતું. પરંતુ કેટલાક વ્યવસાયને અંગે તેમને અવકાશ નહિ હોવાથી પુનઃ તે કાર્ય મેં હાથમાં લીધું અને આજે એક વર્ષ પછી આ નવલકથા પ્રકટ થાય છે. 'વનરાજ ચાવડા' માં રા. સા. મહિપતરામે પ્રારંભનાં કેટલાક પ્રકરણોમાં જયશિખરી અને કલ્યાણીના રાજા ભૂવડની વચ્ચે થયેલા યુદ્ધનો તથા તેમાં જયશિખરીના સાળા શૂરપાળે દર્શાવેલ શૌર્ય અને વફાદારીના પ્રસંગ તથા જયશિખરીના પતનનો ઇતિહાસ રજુ કર્યો છે. મેં એ વિષયનો આ નવલકથામાં સ્પર્શ કર્યો નથી. જયશિખરીના સમયને લગતી માહિતી અત્યારે આપણને માત્ર રાસમાળા, રત્નમાળ, ચાવડા વંશનો ઇતિહાસ અને તેના જેવા અન્ય એક-બે ગ્રંથોમાંથી ત્રુટકપણે ઉપલબ્ધ થાય છે. એ પુસ્તકોમાં આપેલો ઇતિહાસ કેટલે અંશે સત્ય હશે એ કહેવાનું પણ આપણી પાસે ચોક્કસ સાધન કયું નથી. માત્ર ભાટ-ચારણોનાં કવનમાં જળવાઇ રહેલો ઇતિહાસ આપણે સાંભળીએ છીએ અને તેની સચ્ચાઇમાં શ્રદ્ધા રાખીએ છીએ.

રાસમાળાના કર્ત્તાએ રત્નમાળનો આધાર લઇને જયશિખરીએ ભુવડ સાથે કરેલા યુદ્ધનું રસિક અને સુંદર વર્ણન આપ્યું છે; જ્યારે રા. વૃજલાલ કાળીદાસ શાસ્ત્રી રાસમાળાના કર્ત્તાથી જુદા પડીને અન્ય પ્રાચીન ગ્રંથોના શોધને આધારે જુદી જ હકીકત જણાવે છે. તેઓ જણાવે છે કે જયશિખરીને કાન્યકુબ્જના રાષ્ટ્રકુટ વંશના બૌદ્ધ રાજા સુધન્વાનાની સાથે યુદ્ધ થયું હતું અને તેમાં તેનો અંત આવ્યો હતો. બૌદ્ધ ધર્મી રાજકર્ત્તાઓના ચારિત્ર્યનું નિરીક્ષણ કરતાં એવો અનુભવ થાય છે કે તેમણે અન્યાય માર્ગ કદી પણ ગ્રહણ કર્યો નથી. અને પોતાના શત્રુનો નાશ કરવા કરતાં તેની સાથે સુલેહ કરવાનું જ વધારે પસંદ કર્યું છે. એ જોતાં સુધન્વા જેવો બૌદ્ધ સાર્વભૌમ જયશિખરી જેવા સદ્ધર્મી અને પ્રતાપી તથા નીતિમાન્ રાજાનો નાશ કરે એ હકીકત હૃદયને એકદમ રૂચતી નથી. અર્થાત્ જયશિખરીને સુધન્વા વચ્ચે થયેલા ધર્મયુદ્ધમાં સુધન્વાએ તેની સાથે સુલેહ કરી હોય, અને તત્પશ્ચાત્ રત્નમાળનો કર્ત્તા જણાવે છે તે મુજબ, ભુવડની સાથે લડતાં જયશિખરી મરાયો હોય એ સંભાવિત લાગે છે. એથી મેં આ નવલકથામાં શાસ્ત્રી વૃજલાલના શોધનો આશ્રય લઇને તેમાં માત્ર સ્હેજ ફેરફાર કર્યો છે; અને તે એ કે જયશિખરી સંગ્રામમાં સુધન્વાને હાથે મરાતો નથી, પરંતુ તેની સાથે સુલેહ કરે છે. કદાચિત્ એમ માનીએ કે એ ફેરફાર ઐતિહાસિક સત્યને અનુરૂપ નથી, તદપિ તે પ્રસંગોચિત તો છે જ. શાસ્ત્રી વૃજલાલ એમ કહે કે રત્નમાળના કર્ત્તાએ જયશિખરીના સંબંધમાં વર્ણવેલી હકીકત ઐતિહાસિક દૃષ્ટિએ સત્ય નથી, તો શાસ્ત્રીજીના એ આક્ષેપનો અસ્વીકાર કદાચ કરી ન શકાય, તદપિ એથી રત્નમાળના કર્ત્તાએ લીધેલા શ્રમની કીમત ઘટતી નથી. ' પા-

ટણની પ્રભુતા' અને 'ગુજરાતનો નાથ' એ બે સિદ્ધરાજ જય-સિંહને લગતી નવલકથાએમાં સ્થળ, કાળ અને કેટલાંક પાત્રો સિવાય રજુ થયેલી ઐતિહાસિક ઘટના કેટલે અંશે સત્ય છે તેનો ચોક્કસ નિર્ણય થઇ શકે તેમ નથી. તેમાં ઘણે સ્થળે લેખકે તો કલ્પનાનો આશ્રય લીધેલો હોય એમ સ્પષ્ટ જણાઇ આવે છે. એટલું જ નહિ પરંતુ તેના વસ્તુમાં ફ્રેંચ નવલકથાકાર અલેકઝાન્ડર ડુમાની 'ટવેન્ટી યર્સ આફ્ટર' અને 'વાઇકાઉન્ટ ડી બ્રેગેલોન'ની છાયા પણ નજરે પડે છે. તથાપિ તેમણે ઐતિહાસિકતાને યથાર્થ રીતે સાચવેલી હોવાથી એમાં કૃત્રિમતાનો દોષ આવતો નથી અને એ નવલકથાઓ હોંશે હોંશે વંચાય છે. કોઇપણ ઐતિહાસિક નવલકથાને અંગે એમ કહેવું કે તેના વસ્તુમાં કલ્પનાનું લેશ પણ મિશ્રણ થયેલ નથી, તેની દરેકે દરેક બીનામાં ઐતિહાસિક સત્ય સમાયેલું છે, એ કેવળ મિથ્યા પ્રલાપના જેવું જ ગણાશે. હા, જયશિખરીના મુખે પ્રતાપ કે શિવાજીની પ્રશંસા કરાવવામાં આવે કિંવા તેની રાણી રૂપસુંદરીને જાપાની સાડી કિંવા ફુલેલી બાંયવાળા પોલકાની શોખીન ચિતરવામાં આવે, તો લેખકનો એ દોષ ક્ષમ્ય થઇ શકે નહિ. જો કે એમ છતાંયે આજકાલ પ્રકટ થતી ઐતિહાસિક નવલકથાઓમાં રહેલા એવા એવા દોષો તરફ પણ લેખકો તરફથી ઉપેક્ષા જ થતી જોવાય છે. માત્ર શિષ્ટ લેખકોની નવલકથાઓ જ એવા દોષોથી વંચિત રહી શકે છે.

આ નવલકથામાં કલ્પનાનો ભંડાર છે, એમ હું વિના સંકોચે અને સ્પષ્ટપણે કહી દઉં છું, પરંતુ તે સાથે એટલું જણાવવાની રજા લઉં છું કે કલ્પનાના સંભારથી મૂળ વસ્તુ બેસ્વાદ બની જવા પામે નહિ એ બાબત મેં કાળજી રાખેલી છે. આ નવલકથા પ્રથમ એક ભ.-ગમાં પૂર્ણ કરવાનો વિચાર રાખ્યો હતો. પરંતુ તેમ કરતાં વસ્તુને

એકદમ ટુંકાવી દેવું પડશે એમ લાગવાથી તેના બે ભાગ કર્યા છે. દ્વિતીય ભાગમાં તે પૂર્ણ થાય છે. ગુજરાતના ઇતિહાસને લગતી એક અન્ય નવલકથા લખવાનો મારો ઇરાદો છે. મારા પ્રશંસક વાચકોની શુભ મનોભાવનાઓ એ ઇરાદો પૂર્ણ કરવાનું બળ મારા અંતરમાં પ્રેરશે એવી આશા છે.

'ચમત્કારિક ગુફા' નો પ્રથમ ભાગ સંવત ૧૯૭૫ના વૈશાક માસમાં બ્હાર પડયો હતો ત્યારથી આજ સુધીમાં એટલે માત્ર નવ માસમાં જ તેની પ્રથમાવૃત્તિ ખલાસ થઇ ગઇ છે. તેનો દ્વિતીય ભાગ ગયા માગશર માસમાં જ બહાર પડયો છે. તેની પણ અર્ધી કરતાં વિશેષ સંખ્યા ખલાસ થઇ ગઇ છે. હાલમાં હું તેના કરતાં પણ અસરકારક અને ચમત્કારપૂર્ણ પરંતુ અસંભવિત ન લાગે તેવા વસ્તુવાળી એક અદ્દભુત રસાત્મક નવલકથા લખું છું. હું ધારૂં છું કે ગુજરાતી ભાષામાં આજ સુધીમાં પ્રકટ થયેલી નવલકથાઓ કરતાં આ નવીન નવલકથાનું વસ્તુ વિશેષ આકર્ષક, ચમત્કારિક અને અસરકારક છે એમ જણાયા સિવાય રહેશે નહિ. મારી ખાત્રી છે કે એ નવલકથા વાચકોના અત્યંત આદરને પાત્ર નિવડશે.

છેવટે અનેક દોષોથી ભરેલા આ જગતમાં હું નિર્દોષ છું, કિંવા મારી કૃતિ દોષરહિત છે એવો જરી પણ ફાંકો રાખ્યા સિવાય, મારી આ કૃતિમાં પણ ન્હાના મોટા દોષો રહેવા પામ્યા હશે, એ વાતનો પ્રાંજલપણે સ્વીકાર કરીને, વાચકોને માત્ર એટલી વિનતિ કરીશ કેઃ—

" अबुद्धिमाश्रितानां च क्षन्तव्यमपराधिनाम् ।
नहि सर्वत्र पाण्डित्यं सुलभं पुरुषं क्वचित् ॥ "

વઢવાણ સીટી,
સં ૧૯૭૬ ફાગણ સુદી ૧
તા. ૨૦–૨–૧૯૨૦ શુક્રવાર.

ચંદુલાલ જેઠાલાલ વ્યાસ.
વિરમગામનિવાસી.

મોઢ જ્ઞાતિમાં નવજીવન પ્રેરી તેના અભ્યુદયાર્થે દર
મહિને પ્રસિદ્ધ થતું

# મોઢ મહોદય.

જ્ઞાતિ સેવાના ખાસ ઉદ્દેશથી આ માસિક ભાવનગરની ‘મોઢ જ્ઞાતિ રાત્રીશાળા’ તરફથી રા. રા. ભીખાભાઇ ગોપાળજી પારેખ પ્રકટ કરે છે. તેના તંત્રી રા. રા. દામોદર ખુશાલદાસ બોટાદકર છે. ઉકત માસિકમાં સ્વજ્ઞાતિના ઉત્કર્ષ સંબંધી અનેક વિષયો ઉપરાંત સામાજિક વાર્તાઓ, સુંદર કાવ્યો વગેરે પણ પ્રસિદ્ધ થાય છે.

માસીકનું કદ રોયલ ૨॥ ફોર્મનું હોવા છતાં તેનું વાર્ષિક લવાજમ પોસ્ટ સહિત માત્ર રૂ. ૧—૪—૦ છે.

આ નિઃસ્વાર્થ પ્રવૃત્તિને અનેક જ્ઞાતિબંધુઓએ ગ્રાહક થઇ ઉત્તેજન આપેલું છે. તે પ્રમાણે દરેક જ્ઞાતિબંધુ આ માસિકના ગ્રાહક થઇ જ્ઞાતિસેવાના પ્રયાસમાં સહાવ કરશે અને બીજા ગ્રાહકો મેળવી આપવા પ્રયત્ન કરશે એવી આશા છે.

‘મોઢ મહોદય’ ઑફીસ,<br>મણીઆર શેરી,<br>ભાવનગર.

ગોરધનદાસ અમીચંદ મણીઆર,<br>વ્યવસ્થાપક “મોઢ મહોદય.”

તા. ક.—આ માસિકથી રહેતો નફો જ્ઞાતિસેવામાંજ વપરાય છે.

# અનુક્રમણિકા.



* પૃષ્ઠ ૧૬૬ મા ઉપર ૨૨ મા પ્રકરણને મથાળે દૃષ્ટિદોષથી "૨૧" નો આંક રહી ગયેલો છે, તો સુધારીને વાંચવું. લેખક.

# જૈનબંધુઓને નમ્ર વિનંતિ.

શ્રીમાન્ સદ્ગૃહસ્થો,

વસી જેણે વિશ્વે જનહિત કશુંયે નવ કર્યું,<br>
પરાર્થે ના કીધા નરતનુ ધર્યું યા નવ ધર્યું;<br>
કુટુમ્બી ના જાણ્યું સકળ જગ જેણે સમજીને,<br>
જીવ્યો તે ના જીવ્યો જનમ જ ગુમાવ્યો જનમીને.

જૈન કોમના ગરીબ અને નિરાધાર વિદ્યાર્થીઓને આ સંસ્થામાં રાખી, ખાવા પીવાની સગવડતા સાથે ભણાવવામાં આવે છે. કોમની ઉન્નતિ કરવામાં કેળવણીની ખાસ અગત્યતા છે અને તેને માટે દરેક સાધનો મેળવવાની ખાસ જરૂર છે. સંસ્થા માટે ફંડ હજુ થયું નથી. સ્થાઈ આવક કરવાની ખાસ જરૂર છે. માટે દાનવીર ગૃહસ્થો પોતાની યથાશક્તિસહ કાંઇ મદદ આપશોજી એવી અરજ કરવામાં આવે છે.

વધુ હકીકત માટે લખોઃ—

જૈન વિદ્યાર્થીભવન<br>
વઢવાણ શહેર.

વર્ધમાન જેઠાભાઈ શાહ.<br>
ઓ. સેક્રેટરી.



એ માળા આરોપતાં તે બોલી: "સ્વામીનાથ! આ વિજયમાળ હું આપના કંઠમાં આરોપું છું—"

(પૃષ્ઠ ૧૧૨).

# પંચાસરનો જયશિખરી.

## ભાગ ૧ લો.

### પ્રકરણ ૧ લું.

#### દ્વંદ્વયુદ્ધ.

આપણી વાર્તાની શરૂઆત સંવત્ ૭૪૩ (ઇ. સ. ૬૮૭) માં થાય છે.

ગ્રીષ્મ ઋતુના ઉષ્ણકાળમાં વૈશાખ વદી તૃતીયાના મધ્યાન્હ સમયે એક વીર પુરુષ પતિતપાવની નર્મદા નદીના ઉત્તર પ્રદેશમાં પોતાનો અશ્વ દોડાવતો આવતો હતો. નિબીડ અરણ્ય, યુવાન રવિરાજનાં સીધાં કિરણોને યોગે પરિપૂર્ણતાની ટોચે પહોંચેલો સખ્ત તડકો, લીલોતરીનો અભાવ દર્શાવનારા સખ્ત પત્થરના ઉંચા નીચા ટેકરા, એવા વનપ્રદેશમાં આવી પહોંચેલા આ વીર યોદ્ધાના કપાળપરથી પ્રસ્વેદબિન્દુ ટપકતાં હતાં. તેનો સહનશીલતાના ગુણવાળો અશ્વ પણ પરસેવાથી રેબઝેબ થઇ રહ્યો હતો. આ યોદ્ધાના દેખાવપરથી જણાતું હતું કે તેણે આખી રાત્રી તથા દિવસનો અર્ધ ભાગ વિના આરામે પ્રવાસમાં ગાળેલો હોવો જોઇએ. વાત પણ ખરી હતી. આગલા દિવસના સાયંકાળે તેના પ્રવાસનો પ્રારંભ થયો હતો. અનેક ડુંગરીઓ ચઢવા ઉતરવાથી તેનો અશ્વ અને તે પોતે બન્ને જણા શ્રમિત બની ગયા હતા. તૃષા

કે ક્ષુધાના નિવારણ માટે તેને અવકાશ નહોતો. લક્ષ્યસ્થાને વહેલાથી પહોંચવાનું હોવાને લીધે તે ધસમસ્યો આવતો હતો.

તે એક વિશાળ સપાટ પ્રદેશ ઉપર આવી પહોંચ્યો. આ પ્રદેશમાં આવી પહોંચતાંજ તેની ભૂખ, તૃષા અને થાક જાણે ઉડી ગયાં હોય એમ લાગ્યું. જે સ્થળે એ આવ્યો હતો ત્યાં પૂર્વે એક મહાન્ નગર હતું. એ પ્રાચીન વિશાળ નગરનાં ખંડિએરો અત્ર તત્ર દૃષ્ટિએ પડતાં હતાં. તે જોતાંજ તેના મનમાં એ નષ્ટપ્રાયઃ બનેલા નગરની પ્રાચીન જાહોજલાલીને લગતા અનેક વિચારો ઉદ્‌ભવવા લાગ્યા. થોડેક દૂર આગળ વધતાં એક મોટું તળાવ તેના જોવામાં આવ્યું. આ તળાવનું પાણી અત્યંત ખારૂં હતું. તેની આસપાસની જમીન ગંધકના ભેગવાળી અને ખારી હતી. એ જમીન તથા તળાવનું પાણી વનસ્પતિને અનુકુળ ન હોવાથી ત્યાં ઘાસ ઉગતું નહિ કે ખેડાણ પણ થતું નહિ. એ પરથી એ જમીનને મૃત્યુભૂમિનું નામ આપવામાં આવતું હતું. એવા ઉજ્જડ પ્રદેશપર સૂર્ય ભગવાન્ પોતાનાં સખ્ત અને ધગધગતાં કિરણોનો વર્ષાદ વર્ષાવી રહ્યા હતા. એ સ્થળે એક પણ જીવન્ત પ્રાણિ દૃષ્ટિએ પડતું નહોતું. એ ઉપરથી એમ લાગતું હતું કે સર્વ જીવો સૂર્યદેવના કોપાનળથી બચવાને માટે ત્યાંથી પલાયન કરી ગયાં હતાં. માત્ર આ વીર યોદ્ધો અને તેનો સ્વામીભક્ત અશ્વ એ કોપાનળની પરવા નહિ કરતાં પોતાનો નિર્દિષ્ટ હેતુ સિદ્ધ કરવાને માટે આગળ વધતા હતા.

આ યોદ્ધાનો પહેરવેશ સાદો પણ એક વીર સૈનિકને શોભે તેવો હતો. તેણે માથાપર કસબી કીનારીવાળો લીલા રંગનો ફેંટો બાંધ્યો હતો. શરીરપર ચંદર પહેરણ અને તેનાપર લોહકવચ ધારણ કરીને તે ઉપર ભરજરી અંગરખું પહેર્યું હતું. નીચેના ભાગમાં

ધોતીયાનો કછોટો માર્યો હતો અને તેના પર બેટ બાંધી હતી, જેમાંથી કટારની ચકચકિત મૂઠ ડોકીયું કરી રહી હતી. પીઠપર લટકાવેલી ઢાલ, ડાબી બાજુએ લટકતી તલવાર અને તિક્ષ્ણ ધારવાળો પોલાદનો ભાલો એ તેનાં આયુધો હતાં. ભાલાપરનો લાલ વાવટો પવનમાં ફરકતો હતો. એ વાવટાપર હનુમાનનું ચિત્ર હતું અને તેની નીચે 'सत्यं सदा विजयते' એ વાક્ય કોતરેલું હતું. ઢાલ ઉપર પણ એવુંજ ચિત્ર અને ઉપર્યુક્ત લેખ કોતરેલ હતાં. પરંતુ તે ઢાલને અનેક પ્રસંગોએ પુષ્કળ ઘા સહેવા પડેલા હોવાથી તેની ઉપરનું તે ચિત્ર કિંવા એ લેખ સ્પષ્ટપણે ઉકેલી શકાતાં નહિ. એ સ્વારના અશ્વના શરીરને પણ લોહકવચથી મઢેલું હતું. તેના પર જીન અને જીન ઉપર મખમલની નાની ગાદી બિછાવેલી હતી. સ્વાર તથા અશ્વ બન્નેને નિત્યના અભ્યાસથી કવચ, શસ્ત્રાદિનો ભાર સહન કરવાની ટેવજ પડી ગઇ હતી. સૌરાષ્ટ્ર, સિંધુ, કચ્છ અને ગુર્જરરાષ્ટ્રમાંથી આવેલા અનેક વીરો આ ઉજ્જડ અને ખારા પ્રદેશની દુષ્ટ હવાના ભોગ થઈ પડયા હતા. પરંતુ કેટલાકો તે હવા ઉપર સ્વામીત્વ મેળવવાને શક્તિમાન્ થયા હતા, જે માંહેનો આપણો આ વીર પણ એક હતો.

ખારા જળથી ભરેલા તળાવને કિનારે કિનારે અશ્વને ચલાવતાં નીચેના ઉદ્દગારો આપણા સ્વારના મુખમાંથી સરી પડયા: "હર હર! કેટલી બધી નિરાશા! મૃગજળનો આજે પ્રત્યક્ષ સાક્ષાત્કાર થયો! ગત રાત્રીથી અત્યારસુધી આ રૂક્ષ અને નિર્જન વનપ્રદેશમાં પ્રવાસ કરવાથી મારાં અને આ નિમકહલાલ પ્રાણીનાં સર્વ અવયવો શ્રમિત બની ગયાં છે. એવા સમયે સામે દેખાતા વિસ્તીર્ણ અને પ્રશાંત તળાવને જોઇને પ્રવાસીને કેટલો બધો આનંદ થાય?

પરંતુ વસ્તુસ્થિતિ એથી કેવળ વિરૂદ્ધજ છે ! જેનું બાહ્યાંગ સુંદર હોય એવી ઘણી વ્યક્તિયોનાં અંતરંગ કેટલાં બધાં કૃષ્ણવર્ણું હોય છે, તેની માનવજાતિને પ્રત્યક્ષ સાબિતી આપવાને જાણે વિધાતા દેવીએજ આ તમામ નિર્માણ કર્યું હોયની ! તૃષાર્ત મનુષ્ય મોટી આતુરતા પૂર્વક તેની કને જાય, પરંતુ તેના ક્ષારયુક્ત અને વિષારી જળનો માત્ર એકજ ઘુંટડો પીધો કે તરત એ બિચારાને ખિન્ન વદને તળાવ પ્રત્યે તિરસ્કાર દાખવતાં પલાયન થઇ જવું પડે ! આ પ્રકાર જેને આપણે મૃગજળ કહીએ છીએ તેના કરતાં પણ વિશેષ ઉદ્વેગજનક નથી શું ? મૃગજળમાં તો આપણી ચક્ષુઓને ગોચર થતા જળની સમીપમાં જેમ જેમ આપણે જઇએ છીએ તેમ તેમ એ મૃગજળ માત્ર દૂર ને દૂર જતું જ દેખાય છે; જ્યારે આ ખારૂં જળ તો તની પ્રાપ્તિ થવા છતાંએ આપણને નિરાશ અને ખિન્ન બનાવી મેલે છે ! ”

આ સ્વારના મનમા ઉદ્વેગની માત્રા વધવા લાગી. તેણે આગળ ચલાવ્યું: “ અત્યારે અમારા પક્ષને નિરાશાદેવીએ તમામ બાજુએથી ઘેરી લીધો છે, તો પછી અહીં પણ તે મારી પાછળ પડે તેમાં શી નવાઇ ? નાસ્તિક બૌદ્ધોએ ભગવાન્ વ્યાસનારાયણના મંદિરને ભ્રષ્ટ કર્યું, વેદાનુયાયી બ્રાહ્મણો, સંન્યાસી અને પરમહંસોને કષ્ટ આપવા માંડયું, ભગવતી નર્મદાને કિનારે આવી રહેલાં તીર્થસ્થળોની યાત્રાએ આવનારા યાત્રાળુઓ પાસેથી સખ્ત કર ઉઘરાવવા માંડયો. એ સર્વ હકીકતની જાણ થતાં સનાતન વેદ ધર્મનો ધ્વંસ થતો અટકાવવાને પંચાસરપતિ જયશિખરીના રક્તવર્ણીય ધ્વજ નીચે સૌરાષ્ટ્ર, કચ્છ, સિંધુ, અને ગુર્જરરાષ્ટ્રના અનેક રાજાઓ પોતપોતાના સૈનિકોની સાથે ધર્મયુદ્ધને માટે એકત્ર થયા. પ્રારંભમાં જે જુસ્સાપૂર્વક યુદ્ધ

ચાલતું હતું તેવુંજ જો થોડાક કાળ વધુ વખત ચાલ્યું હોત તો આજ તો કદાચ વ્યાસનારાયણના મંદિરને બૌદ્ધમુક્ત બનાવી દીધું હોત, લાટ પ્રદેશનું આધિપત્ય ગુર્જરોને પ્રાપ્ત થયું હોત, કાન્યકુબ્જ (કનોજ) ના રાષ્ટ્રકૂટો ( રાઠોડો ) પરાજય પામીને સ્વદેશ પ્રતિ પ્રયાણ કરી ગયા હોત અને ગુર્જર ક્ષત્રિયવીરોના પરાક્રમના યશો-દુંદુભી ત્રિભુવનમાં ગર્જી રહ્યા હોત. પરંતુ તેને બદલે અત્યારે તો માત્ર નિરાશાની લાંચ્છનસ્પદ સ્પષ્ટ અને ગાઢ છાયા સર્વત્ર પ્રસરી રહી છે. એક તરફથી મહારાજા જયશિખરીના માની અને તીવ્ર સ્વભાવને લીધે કેટલાક રાજાઓનાં મન તેમના પ્રત્યે ફિતુરી બન્યાં છે; જ્યારે બીજી તરફથી આ ગ્રીષ્મઋતુની દુષ્ટ હવાને લીધે ઉદ્દભ-વેલા ઝેરી તાવે અમારા સૈનિકોને પોતાના પંજામાં ફસાવવા માંડયા છે. બૌદ્ધોએ પોતાની છાવણી નર્મદા નદીના દક્ષિણ તિરે નાખેલી હોવાથી ઝેરી તાવના સંબંધમાં તેઓ નિર્ભય છે. મહારાજા જય-શિખરી પોતે પણ આજ પંદર દિવસ થયાં તાવના સપાટામાં આવ-વાથી પથારીવશ બન્યા છે; અને એ સ્થિતિનો લાભ લઇને કેટલાક સ્વાર્થસાધુ રાજાઓ અને સરદારો શત્રુ સાથે એકદમ શરમ ભરેલી સુલેહ કરી નાંખવાનો ઘાટ ઘડવા લાગ્યા છે. ધિક્કાર હો તેમને તથા તેમના એ હિચકારાપણાને! હવે તો મહારાજાને જલ્દી આરામ થઇ જાય તો કાંઇક આશા રાખી શકાય. તેમનું પૂર્વવત્ આરોગ્ય પુનઃ પ્રાપ્ત થતાં તેઓ પોતાની એકજ વીરહાકની સાથે આખા સૈન્યમાં નવીન ચેતના ઉત્પન્ન કરી દેશે અને એક તડાકામાં આ નામર્દ રાજાઓનાં સર્વ કારસ્થાનના કિલ્લાને ભોંય ભેગો કરી દેશે—"

એકાએક અતિ દૂર દષ્ટિએ પડતી વૃક્ષઘટા તરફ તેની નજર જતાં તેની વિચારશૃંખલા તૂટી. તે સ્થળે કોઇક વ્યક્તિ હાલતી હોય એમ તેને

લાગ્યું. એ વ્યક્તિ તે વૃક્ષઘટામાંથી બહાર પડીને પોતાની તરફ આવતી હોય એમ જણાયું. તેના વેગપરથી તે સમજી શક્યો કે એ આગંતુક વ્યક્તિ પણ પોતાની માફક ઘોડાપર સ્વાર થયેલ છે. તેના પહેરવેશ ઉપરથી તે સમજી ગયો કે એ કોઇ બૌદ્ધમાર્ગી એટલે પોતાના શત્રુપક્ષનો છે. તેને પોતાની સામે ધસતો આવતો જોઇને સ્વાભાવિક રીતેજ તે પોતાના ઉપર હલ્લો કરનારના પ્રયત્નોને વિફળ બનાવવાને તત્પર થઇ રહ્યો. તેણે ભાલાને જીનની કડીમાંથી છૂટો કરીને જમણા હાથ વડે અર્ધ ઉંચો કરીને પકડી રાખ્યો અને ડાબા હાથે ઘોડાની લગામ ખેંચીને તેને પણ ભાવિ ભયની ચેતવણી આપી દીધી. અનેક યુદ્ધોમાં વિજય પ્રાપ્ત કરનારને પોતાની શક્તિ ઉપર જેવી શ્રદ્ધા હોય છે તેવી શ્રદ્ધાપૂર્વક આ વીર યોદ્ધો નવીન આગંતુકની મુલાકાત લેવાને તત્પર થઇ રહ્યો.

એક ઉંચો અને કદાવર અશ્વ પોતાના માલિકને પોતાની પીઠ પર ધારણ કરીને એ વિશાળ સપાટ પ્રદેશ તરફ ત્વરિત ગતિએ આવતો હતો. અશ્વની લગામ સ્વારના ડાબા હાથમાં લટકતી હતી. તેણે જમણા હાથમાં ભાલો અને ડાબા હાથમાં રૂપાના તારથી મઢેલી ગેંડાના ચામડાની ઢાલ પકડી હતી. તે સામે ઉભેલો સ્વાર પોતાના શત્રુપક્ષનો છે એમ કળી ગયેલો જણાતો હતો. અને તેથી કોઇ પણ પળે તેના તરફથી પોતાના પર હુમલો થશે એવા ભયથી તે પોતાનો ભાલો ચોતરફ ફેરવતો આવતો હતો. પરંતુ સનાતન વેદધર્મનો અનુયાયી યોદ્ધો મૂર્ખ ન હતો. નિષ્કારણ શત્રુપર આક્રમણ કરવામાં લાભ નથી એ વાત તે સમજતો હતો. તેના પક્ષના કેટલાક રાજાઓ શત્રુ સાથે સુલેહ કરવા માગતા હતા. એ સુલેહની મધ્યસ્થી કરનાર સ્વામી આનંદગિરિ હતા. વેદ ધર્માનુયાયી રાજ-

મંડળે સુલેહ માટેની શરતો તૈયાર કરી હતી. તે શરતોનો પત્ર લઇને આ વીર યોદ્ધો રાજમંડળની આજ્ઞાથી સ્વામી આનંદગિરિ પાસે જતો હતો. સ્વામીજીનો આશ્રમ વ્યાસનારાયણના મંદિરની નજીકમાંજ હતો. અર્થાત્ એક તરફથી સુલેહની હિલચાલ થતી હતી તેવા સમયમાં શત્રુના કોઈ પણ મનુષ્ય સાથે નિષ્કારણ વિરોધ કરી સુલેહની હિલચાલને હાનિ પહોંચાડવી એ રાજમંડળનો દ્રોહ કરવા સમાન હતું. આપણો વીર યોદ્ધો એ સમજતો હતો. એટલે એ પોતે તો શાંતિથી માત્ર શત્રુ પોતાના આક્રમણમાં ફાવી ન જાય એટલી તૈયારી કરીનેજ ઊભો હતો.

બૌદ્ધ યોદ્ધો નજીક આવ્યો. તેણે વેદધર્મી યોદ્ધાને સ્થિર ઊભેલો જોઇને, પોતાના અશ્વની લગામ ખેંચીને તેને પેલા યોદ્ધાથી દશેક હાથને છેટે ઊભો રાખ્યો અને પ્રશ્ન કર્યો: "તું કોણ છે અને આમ ક્યાં જવાનો તારો ઇરાદો છે?"

વેદધર્મી યોદ્ધાને પ્રથમ તો આ બૌદ્ધ સૈનિકની તુંડાઇ અને વિવેકવિહિનતાથી તિરસ્કાર ઉપજ્યો. જો બીજો સમય હોત તો તે પોતાને તુંકારો કરનારને પોતાના ભાલાનો સ્વાદ ચખાડયા સિવાય રહ્યો ન હોત. પરંતુ અત્યારે સમય જુદો હતો. એટલે તે ગમ ખાઇ ગયો. તેણે કહ્યું: "એ પ્રશ્ન કરવાની આપને શી જરૂર છે? જો કે આપના વિવેકહિન પ્રશ્નનો ઉત્તર આપવાની આવશ્યકતા મને લાગતી નથી, તદપિ મનુષ્યત્વની લાગણી વિનાનો હું નથી એમ દર્શાવવાને હું કહું છું કે હું કોણ છું એ તો તમે મારો જવાબ સાંભળ્યા સિવાય પણ જાણી શકો તેમ છે; અને જ્યાં મારે જવું જોઇએ તે સ્થળે જવાનો મારો ઇરાદો છે!"

તેના આ અસ્પષ્ટ અને વિચિત્ર જવાબથી ગુસ્સે થયેલો બૌદ્ધ

યોદ્ધો કર્કશ સ્વરે બોલ્યો: "તારી આ મગરૂરી પળ માત્રમાં તણાઇ જશે, સમજ્યો ? મારા પ્રશ્નનો સંતોષકારક ઉત્તર તારે આપવોજ જોઇશે. તું સારી રીતે જાણે છે કે આ લાટ પ્રદેશ મહાન્ પ્રતાપી બૌદ્ધધર્મરક્ષક કાન્યકુબ્જાધિપતિ મહારાજા સુધન્વાના સંરક્ષણ નીચે છે. અત્યારે એમણે મને આ પ્રદેશના રક્ષક તરીકે નિમ્યો છે. એથી આ પ્રદેશમાં કોઇને આવવા દેવો કિંવા નહિ, તે મારી મરજીનીવાત છે."

"એ સત્ય પણ હોય–" ગુર્જર યોદ્ધાએ કહ્યું.

પરંતુ તેને વચ્ચેથી અટકાવાને બૌદ્ધ યોદ્ધો બોલ્યો: "એટલે ! શું મારા કથનની સત્યતા વિષે તું શંકા આણે છે ? મૂર્ખ મનુષ્ય ભગવાન્ બુદ્ધદેવના અનુયાયીને અસત્યવાદી કહેવામાં કેટલું મોટું જોખમ રહેલું છે તે તું સમજે છે ?"

"હા, હું સમજું છું." ગુર્જર વીરે જરી પણ ઉશ્કેરાયા સિવાય શત્રુને ક્ષોભ પમાડનારી શાંતિપૂર્વક મંદ મંદ સ્મિત કરતાં જવાબ આપ્યો: "હું સારી રીતે સમજું છું કે જે બુદ્ધે ઇશ્વરના અસ્તિત્વ માટે શંકા દર્શાવી નાસ્તિકતાનો–કેવળ અસત્યવાદનોજ પ્રચાર કર્યો છે, તે બુદ્ધના સંપ્રદાયમાં દાખલ થયેલાને સત્યવાદી તરીકે સ્વીકારવો એ સોમલને સાકરનું સ્વરૂપ આપવા સમાન છે. હું પુનઃ કહું છું કે તું જે કહે છે તે સત્ય હોય તદપિ આ વેદાનુયાયી રાજપૂત કોઇ પણ સમયે અને કોઇ પણ સ્થળે પોતાની સ્વતંત્રતાને નિરંકુશ સમજે છે. આ પ્રદેશ ગમે તેની સત્તા નીચે હોય, પરંતુ તેમાં પ્રવેશ કરવામાં મેં અન્યાયી પગલું ભરેલું નહિ હોવાથી કોઇને પણ મને અટકાવવાની સત્તા નથી એમ હું માનું છું !"

"નિર્વીર્ય મનુષ્યો મિથ્યા ગુમાન કરે છે. શક્તિહિણ ક્ષત્રિ-

યોજ વાચાળતાના પ્રયોગને અવલંબે છે!" બૌદ્ધ યોદ્ધાએ કટાક્ષ કર્યો.

"હું નિસ્તેજ કિંવા શક્તિ વિનાનો છું, એતો અનુભવ થયેજ માલૂમ પડશે." વેદધર્મી યોદ્ધાએ પણ એવીજ રીતે જવાબ આપ્યો.

"તું હજી યુવાન લાગે છે. ભાગ્યેજ બાવીશ વર્ષ થયાં હશે. આટલી ન્હાની ઉમરમાં મારા ભાલાનો ભોગ થવાથી તું પિતૃઋણ ફેડી નહિ શકે, તારાં વૃદ્ધ માતાપિતા પોતાના યુવાન પુત્રના મૃત્યુ શોકથી પરિતાપ પામીને તારી દશાને પ્રાપ્ત થશે. અર્થાત તું તારી ઉદ્ધતાઇને પરિણામે ત્રણ આત્માનો ઘાતક નિવડીશ." બૌદ્ધ સરદારે વિપક્ષીને ઉપદેશ આપ્યો.

તેના ઉપદેશ પર હાસ્ય કરતો રાજપૂત બોલ્યોઃ "મૃત્યુનો ભય તો તમ બૌદ્ધોનેજ હોય. 'ऋणं कृत्वा घृतं पिबेत्' એ સૂત્રમાં આનંદ માનનારા નાસ્તિકો મરણનો ડર રાખે તેમાં શી નવાઇ? પરંતુ જો મને મૃત્યુનો ભય હોત તો આ ધર્મયુદ્ધમાં મેં ઝંપાપાત કર્યો નજ હોત. હે નાસ્તિકોના શિરોમણી! આત્મા અમર છે, 'नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहन्ति पावकः' એવા અમર આત્માના નાશનો ભય દર્શાવી તું મને પરાંઙ્મુખ કરવા માગતો હોય તો તારી એ આશા નિરર્થક છે. પરંતુ તારી સાથે મિથ્યા વાદવિવાદ કરવામાં મારો કીમતી સમય બરબાદ થાય છે. મારે ઇષ્ટ સ્થળે જલ્દી પહોંચવું જોઇએ. માટે હું તારી રજા લઉં છું. જોઉં છું કે તું મને કેવોક અટકાવે છે!"

એમ કહીને તેણે બૌદ્ધ સરદારની ડાબી બાજુએ થઇને પોતાનાં અશ્વને આગળ ચલાવવાનો યત્ન કર્યો. પરંતુ જ્યાં તે નજીક આવ્યો કે બૌદ્ધ સરદારે જોરથી પોતાનો ભાલો તેના પર ફેંકયો.

ગુર્જર વીરે એ બનાવની કલ્પના અગાઉથીજ કરી મૂકેલી હોવાથી શત્રુનો ભાલો ઉછળ્યો કે તેજ પળે તેણે પોતાના અશ્વને એડી લગાવીને તારવી લીધો અને શત્રુનો ભાલો ટાકરડી જેવી જમીનમાં અર્ધ ગજ ખુંચી ગયો. હવે આપણા વેદાનુયાયી વીરે શત્રુને પોતાની શક્તિનો ચમત્કાર બતાવવાનો નિશ્ચય કર્યો. તેણે પોતાના અશ્વને ફેરવી શત્રુની સામે લાવીને બરોબર નિશાન તાકી પોતાનો ભાલો જોરપૂર્વક તેના માથા પર ફેંકયો. પરંતુ બૌદ્ધ સરદાર પણ કાંઇ ઓછો ચતુર નહોતો. તેણે ડાબા હાથમાં ધારણ કરેલી ઢાલને ઉંચે ધરીને પ્રતિસ્પર્ધીના ભાલાનો સખ્ત આઘાત તેના પર સહ્યો. પણ એ ઢાલ ભાલાના આઘાતથી તેના માથા સાથે એટલા જોરથી અફળાઇ કે તે પોતાનું સમતોલપણું ખોઇને ઘોડાપરથી નીચે પડી ગયો. ગુર્જર વીર એ સ્થિતિનો લાભ લે તે પહેલાં તો એ ચાલાક સરદાર ત્વરાથી ઊભો થઇ ગયો અને ઉંચી ફાળ ભરીને લગામ પકડયા સિવાયજ પુનઃ ઘોડેસ્વાર બની ગયો. શત્રુની ચંચળતાની મનમાં ને મનમાં પ્રશંસા કરતો ગુર્જર યોદ્ધો પુનઃ તેના પર ધસ્યો. પરંતુ તે નજીક આવી પહોંચે તે પૂર્વે બૌદ્ધ સરદારે એક પછી એક ત્રણ બાણ તેના પર છોડયાં; તે બાણ ગુર્જર વીરના લોહકવચ સાથે અથડાઇને તેને લેશ પણ ઇજા કર્યા સિવાય નીચે જમીનપર પડયાં. ચોથું બાણ કાંઇક કારગત નિવડેલું દેખાયું ખરૂં. તે શરીરના કવચથી નહિ રક્ષાયેલા ભાગને લાગ્યું, અને તેના આઘાતથી ગુર્જર વીર અશ્વ ઉપરથી જમીનપર ગરી પડયો. શત્રુને જમીનપર નિશ્ચેષ્ટ અવસ્થામાં પડેલો જોઇને મનમાં આનંદ પામતો બૌદ્ધ સરદાર પોતાની સમશેરને મિયાનમાંથી બહાર કાઢી તે વડે અસહાય શત્રુનો શિરચ્છેદ કરવાના હેતુથી આગળ ધસ્યો પરંતુ તે ગુર્જર વીરથી બે હાથ છેટો રહ્યો

હશે એ વખતે, યુદ્ધવિદ્યામાં પારંગત ગુર્જર યોદ્ધાએ ઉડી મારીને પોતાના રાખોડી પંજાના એકજ ફટકાથી શત્રુના હાથમાંની સમશેરને દૂર ફેંકી દીધી અને બીજીજ પળે તેના ખભે ભેરવેલા બાણુના ભાથાની પણ એવીજ દશા કરી. હવે બંને જણા નિઃશસ્ત્ર દ્વંદ્વયુદ્ધ કરવા લાગ્યા. દશેક પળ એ દ્વંદ્વયુદ્ધ ચાલ્યું હશે. એટલામાં બૌદ્ધ સરદારને પોતાના શત્રુના અપ્રતિમ બળનો અનુભવ થઇ ચૂક્યો. તે દ્વંદ્વયુદ્ધનો ત્યાગ કરી જરા દૂર ઊભો રહીને બોલ્યોઃ "હે વીર પુરુષ! આજે તેં તારા વીરત્વથી ખરેખર મને ચકિત કર્યો છે. તારા જેવા સામાન્ય સૈનિકમાં આટલું બળ અને આટલી યુદ્ધવિશારદતા હશે એવું મેં પ્રથમ નહોતું ધાર્યું. ધન્ય છે તારી માતાને કે જેણે તારા જેવા વીર પુત્રને જન્મ આપ્યો છે. તમારા મંડળમાં વીરત્વમાં મહારાજા જયશિખરીની કોટીમાં મૂકવા લાયક માત્ર એક તુંજ છે. બંધુ! તું ગમે તે હો, પરંતુ આ દ્વંદ્વયુદ્ધમાં તેં મારી બરોબરી કરેલી હોવાથી હું તને આજથી મારો મિત્ર માનું છું. જે ધર્મયુદ્ધને કારણે આપણે પરસ્પર શત્રુ બન્યા છીએ તે ધર્મભેદને આપણા બે વચ્ચેના સખ્યના પ્રસંગમાં મનમાં ન આણવો એવી મારી ઇચ્છા છે. વળી આપણા પક્ષો વચ્ચે સંધિ કરવાની હિલચાલ ચાલે છે; તો પછી આપણે પણ શત્રુત્વનો ત્યાગ કરવો એજ યોગ્ય છે."

"અસ્તુઃ તમારૂં કથન મને માન્ય છે." ગુર્જર વીર બોલ્યોઃ "પણ તમે તમારા વચનનો ભંગ નહિ કરો તેની ખાત્રી શી?"

"ખાત્રી! ભાઇ! તું અમો બૌદ્ધોને નાસ્તિક કહે, અસત્યવાદી માને, પરંતુ સ્મરણમાં રાખજે કે બુદ્ધ ભગવાનનો ખરો અનુયાયી કદી પણ અસત્યોચ્ચાર કરતો નથી. વળી શૂર પુરુષો અસત્ય બોલી શકે છે. એ વાત તો આજે હું તારા મુખેથીજ સાંભળું છું! ખરી

રીતે તો તારૂં મારા માટેનું આ શંકાશીલ વર્તન તારી પાસેથી વચનપાલકતાની ખાત્રી માગવાને મને લલચાવે છે." બૌદ્ધ સરદારે ગંભિરપણે કહ્યું.

તેના એ શબ્દોથી શરમીંદા બનીને ગુર્જર વીર બોલ્યો: "ખરૂં છે. શૂર પુરુષને માટે એવી શંકા આણવી તે યોગ્ય તો નજ ગણાય. અને તમે તમારૂં શૌર્ય આજના દ્વંદ્વયુદ્ધમાં સિદ્ધ કરી આપ્યું છે. હું મારી આ સમશેરના સોગનપૂર્વક કહું છું કે આપણા અંગત વ્યવહારમાં આપણે એક બીજાના સાચા મિત્ર બની રહીશું."

બૌદ્ધ સરદારે કહ્યું: "સાંપ્રત ધર્મયુદ્ધમાં આપણે એક બીજાના શત્રુ છીએ તથાપિ હું મહાન્ બુદ્ધદેવના સોગન ખાઇને કહું છું કે મારા મનમાં તારે માટે લેશ પણ શંકાને સ્થાન નથી. મારી સાથેની મૈત્રી કોઈ સમયે તને અત્યુપયોગી થઇ પડશે: અસ્તુ. તારો ક્યાં જવાનો ઇરાદો છે એ મને તેં કહ્યું નથી. પરંતુ તારા દેખાવપરથી તું અતિ તૃષાતુર છે એમ જણાય છે. વળી આપણે બન્ને થાકી ગયા છીએ. માટે ચાલો, અહીંથી અર્ધ કોસ દૂર નર્મદા નદી છે. ત્યાં જઈ જળપાન કરીને થોડીક વાર વિશ્રાંતિ લઇએ અને આપણો તથા આપણા અશ્વોનો થાક ઉતારીએ."

એ પ્રમાણે થોડીક વાર પહેલાં એક બીજાનો ટોટો પીસનારાઓ અત્યારે બે ગાઢ મિત્રો બનીને એકએકની સાથે અશ્વ ચલાવતા નદીતટ તરફ ચાલ્યા.

# પ્રકરણ ૨ જું.

## નર્મદાને તીરે.

એ બન્ને મિત્રો આગળ ચાલ્યા. અલ્પકાળ પર્યન્ત તો તેઓ પોતપોતાના વિચારોમાં મશગુલ બની ગયા હોય તે પ્રમાણે તેમણે મૌન ધારણ કર્યું હતું. જાણે દ્વંદ્વયુદ્ધમાં પડેલા શ્રમને ઓછો કરવાને વિશ્રાંતિ લેતા હોય એમ લાગતું હતું. થોડેક દૂર પહોંચતાં નર્મદાના પવિત્ર નીરને સ્પર્શ કરીને વાતો શિતળ વાયુ આ બે સૈનિકોનાં તન અને મનને શાંત અને પ્રફુલ્લ બનાવવા લાગ્યો. બૌદ્ધ સરદારનો રમુજી સ્વભાવ હવે કાંઇક જાગૃત થયો. તે ગુર્જર યોદ્ધાના અશ્વની સામે દૃષ્ટિપાત કરતો બોલ્યો:— "ગુર્જર વીર! આવા ખજુરીના સોટા જેવા પાતળા પગવાળા અશ્વની શક્તિ ઉપર વિશ્વાસ રાખવો એ યુદ્ધક્ષેત્રમાંથી કદાચ પલાયન કરવાનો પ્રસંગ આવે તે વખતે જોખમ ભર્યું નથી લાગતું?"

તેનો આ કટાક્ષ પાતળા પગવાળા અશ્વનો સ્વામી સમજ્યા સિવાય રહ્યો નહિ. તે ગંભિરપણે પરંતુ રહેજ જુસ્સાપૂર્વક બોલ્યો: "મહાશય! જો થોડા સમય પૂર્વેજ આપની સાથે સંધિ થઇ ન હોત તો અત્યારે આપનાં આ વચનોનું પરિણામ કેવું આવે છે તે આપ જોઇ શક્યા હોત! જો મારી સાથેના સ્નેહને દૃઢ બનાવવાની આપની ઇચ્છા હોય તો મારા નિમકહલાલ અશ્વની નિન્દા ન કરવી એવી મારી આપને ખાસ ભલામણ છે. આપને માલૂમ નહિ હોય અને ન હોય એ સ્વાભાવિક છે—કે આ અશ્વે એક વાર વીસ

હાથની ઉંચી દિવાલ કૂદાવીને જીર્ણદુર્ગમાંથી મને સુરક્ષિતપણે બહાર લાવી મૂક્યો હતો !"

"એટલે ? તારા શબ્દોમાં મને કાંઇ સમજણ પડતી નથી. તે સ્પષ્ટપણે કહે તો વળી સમજાય." બૌદ્ધ યોદ્ધાએ જણાવ્યું.

"આપને એ હકીકત જણાવવામાં કાંઇ વાંધો નથી. પરંતુ પ્રથમ નદીકિનારે પહોંચીને જળપાન કરી તૃષાનું નિવારણ કરીએ તથા ક્ષુધાદેવીને પણ તૃપ્ત કરીએ. પછી નિરાંતે મારા જીવનના એ મહત્ત્વના પ્રસંગનું વર્ણન હું આપની પાસે કરીશ."

"અસ્તુ, પણ અત્યારે તારો કયો હેતુ સિદ્ધ કરવાને માટે કયે સ્થળે તું જાય છે એ તો તેં મને કહ્યુંજ નહિ." બૌદ્ધ સરદાર બોલ્યો: "આ સ્થળ ઉપરનો કાબુ અમારો હોવાથી તારા જેવા શત્રુપક્ષના મનુષ્યે એકલદોકલ અહીં આવવું એ સલાહ ભરેલું નથી. એટલા માટે મારી સહાય જો તને ઉપયોગી થઇ શકે તેમ હોય તો તું બેલાશક વિના સંકોચે મને આજ્ઞા કર !"

"મારા જેવો સાધારણ સૈનિક આપ જેવા સરદારને આજ્ઞા કરે, એ હાસ્યાસ્પદ નથી લાગતું ?" આશ્ચર્ય વ્યક્ત કરતો સ્મિત વદને ગુર્જર સૈનિક બોલ્યો: "તથાપિ જ્યારે આપની સાથે મૈત્રી થઇ છે ત્યારે આપની સહાય માગવામાં હું શરમ માનતો નથી. જો કે આ સ્થળે આવવામાં રહેલા ભયની તો મને ચિંતાજ નથી; કેમકે આ પ્રદેશમાં પ્રવેશ કરતાં પહેલાંજ બૌદ્ધ ધર્મના સંરક્ષક કાન્યકુબ્જાધિપતિ મહારાજા સુધન્વાનું અનુજ્ઞાપત્ર મેળવેલું છે."

"અનુજ્ઞાપત્ર મેળવેલું છે ! તો એ વાત તેં મને પ્રથમથીજ કેમ ન જણાવી ?" ચાકત વદને બૌદ્ધ સરદારે પૂછ્યું: "જો એ હકીકત મારા જાણવામાં આવી હોત તો તને અટકાવવાનો મેં લેશ પણ

યત્ન કર્યો ન હોત. તને માલૂમ છે ? અમારા મહારાજાના અનુજ્ઞા-પત્રનું અપમાન દુઃસહ્ય ગણાય છે. જો મારા વર્તન વિષે તું અમારા મહારાજાને ફરિયાદ કરે તો જરૂર ઝેર પાયેલા બાણથી મારી છાતી વિંધી નાખવામાં આવે."

"પરંતુ ખરો વીર એવી ફરિયાદ કરવામાં પોતાના શૌર્યને ઝાંખ લાગેલીજ સમજે." ગુર્જર યોદ્ધો પ્રશાંત વદને બોલ્યો:— "વળી તે પત્ર આપને ન બતાવવાનું કારણ માત્ર એટલુંજ કે આપ એકલા હતા. આપનો પરાજય કરવાનું—આપને મારા માર્ગમાંથી દૂર કરવાનું મને સુલભ લાગતું હતું, અને જ્યાં સુધી ખાસ આવશ્યકતા ન જણાય ત્યાં સુધી એ પત્રનો ઉપયોગ ન કરવો એવો મારો નિશ્ચય હતો. બાકી જુદોજ પ્રસંગ હોત, આપની સાથે પચીશ પચાશ મનુષ્યો હોત તો લેશ પણ ઘમંડ સિવાય એ અનુજ્ઞાપત્ર મેં આપની સમક્ષ રજુ કર્યું હોત."

"ધન્ય છે, વીર પુરુષ ! તારા આત્મવિશ્વાસે મારા મન ઉપર ચમત્કારિક અસર નિપજાવી છે. કહે, કહે, હું તને કેવી રીતે સહાય કરી શકું તેમ છે ? તારા જેવા વીર સખાની સેવા બજાવી કૃતકૃત્ય થવામાં હું માન સમજું છું." બૌદ્ધ સરદારે આવેશપૂર્વક પ્રસ્તુત શબ્દો ઉચ્ચાર્યા.

"આનંદગિરિ નામના એક પરમહંસ આ પ્રદેશમાં રહે છે. તેમનાં દર્શન કરવાની ઇચ્છાથી હું આ બાજુએ આવ્યો છું." ગુર્જર વીરે પોતાનો ઇરાદો વ્યક્ત કર્યો.

"સ્વામી આનંદગિરિના દર્શનાર્થ ?" બૌધ સરદારે કહ્યું: "વાહવાહ ! બહુજ ઉત્તમ ! ત્યારે તો આપણે બન્ને એકજ હેતુ પૂર્વક આ સ્થળે આવી ચડયા ! મારે પણ તેમની પાસેજ જવું છે.

સ્વામીજી એક મહા પુરુષ છે. તેઓ વેદધર્મી હોવા છતાં તેમને માટે મને માન છે. તેમની સાથે મારો અતિ પરિચય છે. જો, આપણે નદીતીરે આવી પહોંચ્યા છીએ. ત્યાં વિશ્રાંતિ લેઇને પછી નદીને કિનારે કિનારે આગળ વધીશું. વ્યાસનારાયણના મંદિર પાસેજ તેમનો આશ્રમ છે. પરંતુ બંધુ ! મારી એક વિનતિ છે. જ્યારે આપણા બેની અંદર અપૂર્વ સ્નેહસંબંધ જોડાયો છે. ત્યારે પછી આપણે એકબીજા વચ્ચે ભેદ રાખવો તે ઉચિત નથી એટલે મને આશા છે કે તું તારૂં નામ મારી પાસે પ્રકટ કરવામાં આનાકાની નહિજ કરે."

"મારૂં સત્ય નામ પ્રકટ કરવાની આવશ્યકતા નથી; જે હકીકતથી મહારાજા જયશિખરી તેમજ તેમના અન્ય સાથીઓ વાકેફ નથી, તે હકીકત આ એક બૌદ્ધ સરદારને–પછી તે ગમે તેવો સ્નેહી હોય તો પણ–જણાવવી તે ઠીક, નહિ. તેમજ મિત્ર પાસે અસત્ય વદવું એ પણ ઉચિત નહિ." એ પ્રમાણે સ્વગત વિચાર કરીને ગુર્જર વીરે પ્રકટપણે જણાવ્યું. "વીર સરદાર ! આ ધર્મ-યુદ્ધમાં સેવકને વીરધ્વજ નામથી ઓળખવામાં આવે છે !"

સરદારે પૂછ્યું: "શું કહ્યું ? આ ધર્મયુદ્ધમાં તું વીરધ્વજ નામથી ઓળખાય છે ? ત્યારે એ તારૂં ખરૂં નામ ન હોવું જોઇએ ?"

"હા, એમ છે ખરૂં." વીરધ્વજ બોલ્યો: "મારી એવી પ્રતિજ્ઞા છે કે, આ ધર્મયુદ્ધ સમાપ્ત થાય ત્યાં સુધી મારૂં ખરૂં નામ અને કુળ પ્રકટ કરવું નહિ. તે પ્રતિજ્ઞાનો હું ભંગ કરી શકતો નથી તે માટે લાચાર છું."

અલ્પ સમય સુધી બન્નેએ મૌન્ય ધારણ કર્યું. પછી વીરધ્વજે પ્રશ્ન કર્યો: "સરદાર ! આપના દેખાવ અને પહેરવેશ પરથી તથા આપના પ્રચંડ દેખાવના, અતિ મૂલ્યવાન અશ્વ તરફ દૃષ્ટિ કરતાં આપે

કોઇ ઉચ્ચ કૂળમાં અવતાર ધારણ કરેલો હોવો જોઇએ એમ સ્વાભાવિક રીતે જ કલ્પના થઇ શકે છે. મને આશા છે કે આપના કૂળ અને નામાભિમાનથી સેવકને પરિચિત કરવામાં આપને હરકત નહિ જ હોય."

"જરી પણ નહિ. મહારાજા સુધન્વાનો હું એક સામાન્ય પ્રતિનો સરદાર છું. આ પ્રદેશમાં સર્વજનો મને ગિરિદેવ નામથી પિછાને છે. મારો જન્મ મહારાજા સુધન્વાના કૂળમાં જ થયેલો છે." બૌદ્ધ સરદારે પોતાના નામ અને કૂળનો નિર્દેષ કર્યો.

અત્યારે તેઓ નર્મદા નદીને કિનારે આવી પહોંચ્યા હતા. એ ઉંચી ભેખડોની વચ્ચે ખળખળ અવાજ કરતું વહ્યું જતું સ્વચ્છ સલીલ મનોરમ્ય દ્રશ્ય આપતું હતું. આ સ્થળે નદીનો પટ લગભગ પા કોસ કરતાં સહેજ વધારે હતો. અત્યારે ગ્રીષ્મ ઋતુ હોવાથી નદીના ત્રીજા ભાગમાં પાણીનું વહન હતું. બાકીના ભાગમાં સૂર્યના કિરણોથી ચળકતી વાલુકા નર્મદાના ઓજસમાં વૃદ્ધિ કરતી દેખાતી હતી. આ બન્ને મિત્રોએ ઉંચે ભેખડ ઉપર એક મોટા વડના ઝાડ નીચે પોતાના અશ્વોપરથી ધાસીયા ઉતારીને બિછાવ્યા અને તેઓ અશ્વોને પોતાની સાથે દોરીને નદીમાં લઇ ગયા. નર્મદાનું જળ એ બન્ને અવાચક પ્રાણીઓનાં મુખમાં જતાં તેમનામાં નવીન ચેતના આવેલી જણાઇ. આ બે જણાએ પણ મુખ પ્રક્ષાલન કરીને જળપાન કર્યું તથા પોતાની સાથેની કપડાની શિરોઇમાં જળ ભરી લીધું. પુનઃ વૃક્ષ નીચે આવીને અશ્વોને નદી કિનારે ઉગેલા લીલા ઘાસ ઉપર મારો ચલાવવાને છૂટા મેલી દીધા અને તેમણે બન્નેએ પોતાની પાસેનું ટીમણ કાઢીને ક્ષુધાદેવીને તૃપ્ત કરવા માંડી.

એ બે જણા ટીમણ કરે છે તે દરમિયાન આપણે તેમના શરીરનું નિરીક્ષણ કરીને આપણી જીજ્ઞાસાને પણ તૃપ્ત કરીએ. બૌદ્ધ

સરદારે પોતાનું નામ ગિરિદેવ આપેલું હોવાથી તેને આપણે એ નામથી જ સંબોધીશું. તે ગિરિદેવ શરીરે હૃષ્ટપુષ્ટ, ઉંચો, કદાવર બાંધાનો, ભવ્ય ચહેરાવાળો, રંગે ઘઉંવર્ણો અને અજાનબાહુ હતો. તેના નાકનો મરોડ અણીદાર અને આંખો ઊંડી, કાળી અને ચળકાટ મારતી હતી. તેનો ચહેરો સહેજ કરડો ભાસતો હોવાથી પ્રથમ દૃષ્ટિએ એમ લાગ્યા સિવાય રહે નહિ કે આ મનુષ્યના હૃદયમાં દયા કરતાં ક્રૂરતાનો અંશ વધારે હશે. પરંતુ અનુભવ એ અનુમાનને ખોટું પાડતો હતો. એનું હૃદય કેવળ દયાના ઝરા રૂપ હતું. તે બૌદ્ધ સંપ્રદાયનો અનુયાયી હોવા છતાં વેદધર્મીઓ પ્રત્યે તેને લેશ પણ તિરસ્કાર ન હતો. ભગવાન્ કૃષ્ણે કહેલી ભગવદ્ગીતાને તે પૂરતું માન આપતો હતો. '**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः**' એ સિદ્ધાંત સર્વત્ર એક સરખી રીતે જળવાઇ રહે એવી એની ઇચ્છા હતી. આ ધર્મયુદ્ધમાં બૌદ્ધો તરફથી ભાગ લેવાને તે આવ્યો હતો, તથાપિ પોતાના તરફથી કાંઇ પણ અન્યાય થવા ન પામે એ બાબત તે ખાસ કાળજી રાખતો હતો. તેના સમગ્ર દેખાવ પરથી તે વીર, ન્યાયી, ઉદારચિત, દયાળુ અને સત્યવાદી હોવો જોઇએ એવું સ્વાભાવિક અનુમાન થઇ શકતું હતું.

તેનો મિત્ર બનેલો વીરધ્વજ કદમાં ગિરિદેવ કરતાં સહેજ નીચો હતો. તેના શરીરનો બાંધો સહેજ પાતળો હતો, પરંતુ સ્નાયુ લોઢાના જેવા કઠણ અને કસાયેલા હતા. તેનો ચહેરો ગૌર વર્ણનો અને મોહક હતો. તેના મુખ ઉપર ફુટેલો મૂછનો આછો દોરો તેની ઉમર બાવીશ વર્ષથી અધિક નથી એમ સિદ્ધ કરી આપતો હતો, જ્યારે તેના સાથીની ઉમર આશરે ચાલીશ કરતાં અધિક વર્ષની હતી. વીરધ્વજનાં વિશાળ નેત્રો, ઉંચું કપાળ અને ગાંભિર્યની અપ્રતિમ છટાને

વિલસાવતી તેની મુખમુદ્રા તેના માટે દરેકના હૃદયમાં સદ્ભાવ અને માન ઉત્પન્ન કરતાં હતાં. અત્યારે દેખાવે તે એક સાધારણ સૈનિક જેવો લાગતો હતો પરંતુ ખરી રીતે તે કોઇ ઉચ્ચ કુળનો હોવો જોઇએ એમ તેના પરિચયમાં આવનારને લાગ્યા સિવાય રહેતું નહિ. વાત પણ સત્ય હતી. પરંતુ તેણે પોતાનો કાંઇક વિશિષ્ટ હેતુ સિદ્ધ કરવાને માટે આ ધર્મયુદ્ધમાં સામાન્ય સૈનિક તરીકે દાખલ થવાનું પસંદ કર્યું હતું. તેનું ચાંચલ્ય અપ્રતિમ હતું અને તે એક અચ્છો કસરતબાજ હોવાથી ગિરિદેવ જેવા દશ સૈનિકો તેની સામે આવ્યા હોય તદપિ તેમની વચ્ચેથી નિર્વિઘ્નપણે પસાર થવાની હિમ્મત રાખતો હતો.

બન્ને જણાએ ટીમણ કરી લીધું એટલે ગિરિદેવ બોલ્યે:— "વીર સખા! હવે તેં જે વચન આપ્યું છે તે પૂર્ણ કર અને તારા નિમકહલાલ અશ્વના અદ્ભુત સાહસની કથા મને કહે. એ હકીકત જાણવાને મારૂં મન અત્યંત ઉત્કંઠિત બની રહ્યું છે."

"યથાર્થ છે. એ વાર્તા હું તમને કહેવાનો જ હતો." વીરધ્વજે કહ્યું: "પરંતુ તે પહેલાં મને તમે એટલું જણાવો કે મહાત્મા આનંદગિરિનો આશ્રમ અહીંથી કેટલે દૂર છે. આજ સાયંકાળ સુધીમાં મારે ત્યાં જવું જ જોઇએ."

"એ માટે ચિંતા કરવાનું કારણ નથી." ગિરિદેવ જણાવ્યું: "અત્યારે સૂર્ય નમવા આવ્યો છે. સાયંકાળને હજી પાંચ-છ ઘડીની વાર છે. હું ધારૂં છું કે એકાદ ઘટિકા અત્ર વિશ્રાંત લઇને આપણે નિકળીશું તોપણ સાયંકાળ સુધીમાં સ્વામીજીના આશ્રમે પહોંચી જઇશું."



# પ્રકરણ ૩ જું.

## અશ્વનું અદ્દભુત સાહસ–રાજકુમારીનું હરણ.

હવે વીરધ્વજે પોતાના અશ્વના અદ્દભુત પરાક્રમનું વર્ણન કરવાનો પ્રારંભ કર્યો. તેણે કહ્યું: "આજથી પાંચેક વર્ષ પહેલાં સિંધુપતિ સમરસેન મહારાજા દ્વારિકાની યાત્રાએ પધારેલા તે વખતે હું તેમની સાથે હતો. અમે સર્વ દ્વારિકાથી પાછા ફરતાં વહાણમાં બેસીને સોમનાથ–પાટણ ગયા હતા. ત્યાં સોમેશ્વરના દર્શન કરીને ગિરનાર તરફ આવવાને નિકળ્યા. ગિરનાર પર આવેલા જીર્ણદુર્ગના રાજાનું આખા સૌરાષ્ટ્ર પ્રદેશ પર આધિપત્ય છે એ તો તમે જાણતાજ હશો. જીર્ણદુર્ગાધિપતિએ સિંધુપતિનો એક સમોવડીઆ રાજાને છાજે તેવી રીતે યોગ્ય પ્રકારે આદરસત્કાર કર્યો. અમે ગિરનારનાં સર્વ તીર્થસ્થળોના દર્શન કરી આવ્યા, છતાં પણ જીર્ણદુર્ગાધીશના આગ્રહથી તેમની મહેમાનગીરી ચાખવાને માટે થોડાક દિવસ રોકાયા."

"સમરસેન મહારાજાને એક પુત્રી હતી. સ્વરૂપમાં તે સ્વર્ગની અપ્સરાને પણ ભૂલાવી દે તેવી હતી. તેને જોઇને જીર્ણદુર્ગના રાજાનું મન મોહાન્વિત બન્યું. તેને પોતાની રાણી બનાવવાની આકાંક્ષા તેના મનમાં ઉદ્દભવી. પ્રથમ તો તેણે સમરસેન મહારાજાને મળીને તેમની પાસે તેમની પુત્રીનું માગું કર્યું. સમરસેન મહારાજાએ કહ્યું: "ચંદ્રસેનજી! તમારી આ માગણી કાંઇક ઉતાવળી છે. તમે સૌરાષ્ટ્રના અધીશ છો, મારી પુત્રીને સર્વ રીતે યોગ્ય છો.

તમારી સાથે મારી પુત્રીનાં લગ્ન કરવામાં મને કાંઇ પણ જાતનો સંકોચ હોય જ નહિ. તથાપિ તેની પોતાની શી ઇચ્છા છે તે જાણ્યા સિવાય એ વિષે હું તમને ચોક્કસ જવાબ આપી શકું નહિ." ચંદ્રસેનને પોતાના રાજ્યનો ગર્વ હતો, પોતાની સત્તાનો મદ હતો, અને જગતમાં પોતાના જેવું સૌંદર્ય બીજા કોઈનું પણ નથી એમ તે માનતો હતો. એટલે તેણે તો એમ જ ધારેલું કે તેની માગણીનો તત્કાળ સ્વીકાર કરી લેવામાં આવશે. તદપિ સમરસેનનો આવો ઉત્તર શ્રવણ કરીને તે કાંઇ નિરાશ બન્યો નહિ. તેણે કહ્યું: "મહારાજ ! એ બાબત મને પણ ખાસ ઉતાવળ નથી. રૂપગુણમાં ઉર્વશી અને સીતાની સ્પર્ધા કરનારી આપની કુંવરીની સાથે લગ્નગ્રંથીથી જોડાવાને મારૂં મન ઉત્સુક બન્યું છે એ ખરૂં. તથાપિ તેમનો વિચાર જાણીને આવતી કાલે આપ મને જવાબ આપશો તોપણ કાંઈ ચિંતા નથી." એમ કહીને તે ત્યાંથી ચાલ્યો ગયો.

"તેના ગયા બાદ થોડી વારે મહારાજાએ મને બોલાવ્યો. મારા પર પૂર્ણ વિશ્વાસ હતો. તેથી આ વિષયમાં તેમણે મારી સલાહ લેવાનું વાજબી ધાર્યું હતું. ચંદ્રસેને પોતાની પાસે કરેલી માગણીની હકીકત જણાવીને તેમણે પ્રશ્ન કર્યો: "વીરધ્વજ ! તું શું કહે છે ! રૂપસુંદરીનું લગ્ન ચંદ્રસેન સાથે કરવું તે યોગ્ય છે ?" મેં થોડી વાર વિચાર કરીને જવાબ આપ્યો કે:—"

"તે યોગ્ય નથી." બૌદ્ધ સરદાર વિરિદેવ વચ્ચે બોલી ઉઠયો.

"હા, પણ મારા જવાબ વિષેની કલ્પના આપ કેવી રીતે કરી શક્યા ?" કાંઇક આશ્ચર્યસહ વીરધ્વજે પ્રશ્ન કર્યો.

"તારા સ્વભાવ અને વર્ત્તનની પરીક્ષા કરવાથી એટલું તો હું જોઇ શક્યો છું કે તે વખતનું ચંદ્રસેનનું વર્ત્તન તને ઉદ્ધત જ

લાગેલું હેવું જોઇએ. એથી તું તેની એવી ઉદ્ધતાઈ ભરેલી માગણીનો સ્વીકાર કરવાની સલાહ આપે એ મને સંભવિત લાગ્યું નહિ. વળી સિંધુપતિ સમરસેન મહારાજાની પુત્રી રૂપસુંદરીનાં લગ્ન ગુર્જરરાય જયશિખરી સાથે થયાની હકીકત મને વિદિત છે. એથી પણ કલ્પના કરી શકાય કે ચંદ્રસેનની સાથે રૂપસુંદરીને લગ્નગાંઠથી નહિ જોડવાનું જ તેં સૂચન કરેલું હોવું જોઇએ.'

"આપની કલ્પના યથાર્થ છે. રૂપસુંદરીનું મન મહારાજા જયશિખરીએ હરી લીધું હતું એ મારા જાણવામાં આવ્યું હતું. એટલે મેં સમરસેન મહારાજને કહ્યું: "બાપુ! રૂપસુંદરીબાનું દિલ મહારાજા જયશિખરી પ્રત્યે ચોટયું છે. એટલે આ લગ્નમાં તેમના તરફથી અનુમતી મળી શકે તેમ નથી; અને જેનું લગ્ન કરવાનું છે તેની ઇચ્છા સિવાય તે વિષયમાં આપણે હકાર ભણવો એ અયોગ્ય છે." મારી સલાહ મહારાજાને વાજબી લાગી એટલે તેમણે બીજે દિવસે ચંદ્રસેનને સ્પષ્ટ નકારવાચક પ્રત્યુત્તર આપવાનો નિશ્ચય કર્યો. એ ઉત્તરનું કેવું વિપરિત પરિણામ આવશે તેનો તે વખતે અમને ખ્યાલ આવી શકયો નહતો. બીજે દિવસે ચંદ્રસેન અમારા મહારાજાને મળ્યો ત્યારે તેમણે તેને જણાવ્યું કે "મારી પુત્રી પોતાના મનથી બીજાને હૃદયનું દાન કરી ચૂકેલી હોવાથી હું તમારી સાથે તેનો વિવાહ કરી શકતો નથી." આ પ્રત્યુત્તરથી ચંદ્રસેનના મનમાં નિરાશા, ક્ષોભ, ક્રોધ ઇત્યાદિ અનેક પ્રકારના વિકારોની જ્વાળા પ્રકટી રહી હશે એ સમજી શકાય તેમ છે. પરંતુ અંતરનો ભાવ પોતાના વદન પર જણાવા નહિ દેતાં "જેવી આપની ઇચ્છા," એમ કહીને થોડીવાર બીજી ત્રીજી વાતચીત કરીને તે ત્યાંથી ચાલ્યો ગયો. બીજે દિવસે અમે ત્યાંથી પ્રયાણ કરવાનો વિચાર કરીને અમારી એ ઇચ્છા

ચંદ્રસેનને દર્શાવી. ચંદ્રસેને રાજરીત પ્રમાણે દરબાર ભરીને મહારાજા સમરસેનને તથા તેમના ભૃત્યવર્ગને યોગ્ય પોશાક આપ્યો. તે જ રોજ રાત્રીએ અમે ત્યાંથી પ્રયાણ કર્યું. મહારાજાની સાથે કુલ્લ માત્ર પચાશ મનુષ્યો જ હતા. વધારે રાખવાની જરૂર પણ ન હતી. મધ્યરાત્રી સુધી પ્રવાસ કર્યા બાદ અમે એક વ્હેળાને કિનારે પડાવ નાખ્યો અને ત્યાં વિશ્રાંતિ લેવાનો વિચાર કર્યો. આઠ-દશ ઘટિકા આરામ લઇને પુનઃ પ્રવાસનો આરંભ કર્યો. મધ્યાન્હે બપોરા કરવાને એક જળાશય પાસે પડાવ નાંખ્યો. ત્યાં અમે બે ઘડીથી વધારે રોકાયા નહિ. સૂર્ય અસ્ત આમવાની તૈયારીમાં હતો તે વખતે એક ન્હાના ગામડા પાસે અમે આવી પહોંચ્યા. સખ્ત તાપ તથા આવશ્યક વિશ્રાંતિ વિનાના સતત પ્રવાસને લીધે સર્વ મનુષ્યો તથા પ્રાણીઓ અત્યંત થાકી ગયેલાં હોવાથી આજની રાત્રી આ સ્થળે ગાળવાનો વિચાર કર્યો. ઘોડા અને બળદોને માટે ઘાસચારાનો બંદોબસ્ત કરીને અમે પણ રાત્રીભોજન સમાપ્ત કરીને વહેલા સૂઇ ગયા. પરોઢમાં ઉઠીને અમારો ત્યાંથી પ્રયાણ કરવાનો ઇરાદો હતો. પરંતુ તે રાત્રે અમને સર્વને એટલી બધી ગાઢ નિદ્રા આવી ગઇ કે પ્રાતઃકાળે જ્યારે સૂર્યોદય થયો ત્યારે અમે ઉઠયા. દંતધાવન, શૌચાદિ ક્રિયાથી નિવૃત્ત થઇને અમે પ્રવાસની તૈયારી કરી ત્યારે અમને માલુમ પડયું કે રૂપસુંદરીબા નથી !"

"એટલે શું રાજકુમારીનું હરણ થયું ?" ગિરિદેવે પ્રશ્ન કર્યો.

"હા, તેમજ બન્યું હતું." વીરધ્વજે જવાબ આપતાં પોતાની કથા આગળ ચલાવી: "રાજકુમારીના ગૂમ થયાના સમાચારથી આખી છાવણીમાં કોલાહલ મચી રહ્યો. રાજમાતા અને તેમની સાથેનો સ્ત્રીવર્ગ રડારોળ કરવાને મંડી પડયો. મહારાજા સમરસેન

પણ આ ચમત્કારિક બનાવથી ગભરાઇ ગયા. મેં તેમને આશ્વાસન આપતાં કહ્યું: "મહારાજ! જે વસ્તુ બની ગઇ છે તે માટે શોક કરવો મિથ્યા છે. પરંતુ હવે તો રૂપસુંદરીબાની શોધ કરીને તેમને પાછાં લાવવાં એ જ માર્ગ આપણે માટે રહેલો છે."

"તારૂં કહેવું યથાર્થ છે." મહારાજ બોલ્યાઃ "પરંતુ એની શોધ કરવી કયાં અને કેવી રીતે? મને તો આશ્ચર્ય એ જ થાય છે કે આપણે આટલા બધા માણસો હતા, તેમની વચ્ચેથી તેનું હરણ કોણ, કયારે અને કેવી રીતે કરી થયું હશે?"

"મહારાજ!" મેં કહ્યું: "રૂપસુંદરીબાનું હરણ કરનાર તો ચંદ્રસેન સિવાય બીજું કોઈ પણ ન હોવું જોઇએ એ નિઃસંશય છે. મને એમ લાગે છે કે આપણા રાત્રીના ભોજનમાં કાંઇ પણ ઘેન આણનારો પદાર્થ હોવો જોઇએ, અને તેનેજ પરિણામે આપણને રાત્રે પ્રગાઢ નિદ્રા આવી ગઈ હશે. એ પરથી એ વાત પણ સિદ્ધ થાય છે કે આપણામાંનું કોક ફુટેલું હોવું જોઇએ. તેને ફોડીને ચંદ્રસેને આ કારસ્થાન રચેલું હશે. કોણ ફુટયું છે એની તપાસ કરવાની પણ અગત્ય છે."

"મહારાજ પણ મારા મતને મળતા થયા અને તપાસ કરતાં જીર્ણદુર્ગમાંથી જ બે માણસોને પરચુરણ કામકાજને માટે સાથે લીધેલા તેઓ પણ ગૂમ થયેલા જણાયા. એથી એ વિષયમાં વધુ તપાસ કરવાની જરૂર રહી નહિ. હવે તો રૂપસુંદરીબાની શોધ કરીને તેમને કોઇ પણ રીતે પાછાં મેળવવાં એ જ કર્ત્તવ્ય હતું. અમારી પાસે વિશેષ મનુષ્યો નહિ હોવાથી યુક્તિ-પ્રયુક્તિ કર્યા સિવાય બીજી રીતે રૂપસુંદરીબાને જીર્ણદુર્ગના કિલ્લામાંથી મુક્ત કરવાનું બની શકે તેમ ન હતું. એટલે મેં વિચાર કરીને મહારાજાને જણાવ્યું: 'જો

આપની આજ્ઞા હોય તો હું એકલો છદ્મ વેષે જીર્ણદુર્ગમાં જઉં. ત્યાં જઇને રૂપસુંદરીઓને કયે સ્થળે રાખેલ છે તેની તપાસ કરીશ; અને મને આશા છે કે આપના આશીર્વાદથી તેમને મુક્ત કરવામાં સફળતા મેળવીશ. આપે તો અત્ર નહિ થોભતાં રાજમાતા અને માણસો સાથે પ્રવાસ ચાલુ જ રાખવો. એટલે ચંદ્રસેનના ગુપ્તચરો, આપણી હિલચાલ ઉપર નજર રાખતા હોય તોપણ તેમને આપણા ગુપ્ત હેતુનો ખ્યાલ આવી શકે નહિ."

"મારી યોજના મહારાજને પસંદ તો પડી, પરંતુ એ સાહસ ખેડવામાં મારી સામે ઊભેલા ભયનો વિચાર કરીને તેમણે કહ્યું: "તારી યોજના સારી છે અને મને ખાત્રી છે કે બનતાં સુધી તું એમાં સફળતા પણ મેળવીશ. પરંતુ ન કરે નારાયણને કદાચ ચંદ્રસેન તને ઓળખી કાઢે અને તું પકડાઇ જાય તો પછી એ દુષ્ટ તારો ઘાત કર્યા સિવાય રહેશે નહિ!"

"મહારાજ! એ બાબતનો વિચાર પણ મેં કરેલો જ છે." મેં કહ્યું: "હું નથી ધારતો કે મારો વેશ કળાઈ જાય. તેમ છતાં કદાચ હું પકડાઇ જઇશ તો પણ મારા સ્વામીની સેવા બજાવતાં મરણને શરણ થવામાં હું આનંદ જ માનીશ. માટે મને નિરુત્સાહી નહિ કરતાં આજ્ઞા આપો અને આશીર્વાદ દ્યો કે હું વિજય કરી, રૂપસુંદરીઓને લઇને પુનઃ આપની સમક્ષ હાજર થાઉં." મહારાજાએ મને આજ્ઞા આપી અને મેં જરી પણ વિલંબ નહિ કરતાં તે જ વખતે પુનઃ જીર્ણદુર્ગનો માર્ગ લીધો.

# પ્રકરણ ૪ થું.

## અશ્વનું અદ્દ્ભુત સાહસ—( ચાલુ ).

મેં મારા પહેરવેશમાં ફેરફાર કર્યો હતો. એક સામાન્ય યાત્રાળુના જેવો પોશાક મેં ધારણ કર્યો હતો. હું લગભગ સાયંકાળે જીર્ણદુર્ગના દરવાજા પાસે પહોંચ્યો. ત્યાં જઇને મેં એક ધર્મશાળામાં બીજા યાત્રાળુઓની સાથે ઉતારો કર્યો. રાત્રી તો મેં એ ધર્મશાળામાં જ ગાળી. બીજે દિવસે પ્રાતઃકાળે ઉઠીને ધર્મશાળાના રક્ષકને મારા અશ્વની સુપ્રત કરી અને તેને માટે ઘાસ ચારાનો બંદોબસ્ત કરી, 'હું ગિરનાર પર જઉં છું' એમ ધર્મશાળાના રક્ષકને જણાવીને હું ત્યાંથી નિકળ્યો. મારો વિચાર કાંઇ ગિરનાર પર જવાનો નહતો; પરંતુ જે બે માણસો અમારા સંઘમાંથી ગૂમ થઈ ગયા હતા તેમાંનો એકાદો મળે તો કોઈ પણ યુક્તિથી રૂપસુંદરીઓને ક્યાં રાખ્યા છે એ વાત તેની પાસેથી જાણી લેવાનો હતો. હથિયારમાં એ વખતે મારી પાસે એક કટાર માત્ર હતી આખો દિવસ મેં ગામમાં ફર્યા કર્યું, પરંતુ જેને હું મળવા માગતો હતો તેનો પત્તો લાગ્યો નહિ. સ્હાંજે હું કંટાળીને પુનઃ ધર્મશાળામાં આવ્યો, રાત્રે ધર્મશાળાના રક્ષકને ત્યાં વાળુ કરીને સૂઇ રહ્યો. બીજે દિવસે પાછો હું આગલા દિવસની માફક જ બહાર ફરવાને નિકળ્યો. તે દિવસે સદ્‌ભાગ્યે જેમને મળવાની હું આકાંક્ષા રાખતો હતો તેમાંના એક જણનો અચાનક જ મને ભેટો થઇ ગયો. અમારી બન્નેની આંખો મળી પરંતુ તે મને ઓળખી શક્યો નહિ.

મેં તેની પાસે જઈને મારો સ્વર બદલાવીને પૂછ્યું: "ભાઇ ! તમારૂં શું નામ ?" તે એક પળ મારી સામે જોઇ રહ્યો અને પછી બોલ્યો: "મારૂં નામ મોહનદેવ. કેમ, તમારે શું કામ છે ?"

"હું આ પ્રદેશથી અજાણ્યો છું." મેં તેને કહ્યું: "મારે ગિરનાર ઉપર ચઢવું છે અને તમામ તિર્થસ્થળોનાં દર્શન કરવાં છે, તમે મારી સાથે સાથે આવીને બધું મને બતાવશો ? હું તમને તમારી મહેનતનો સારો બદલો આપીશ."

"હા, ઘણીજ ખુશીથી." તે બોલ્યો: "પણ હું એક દિવસની તમારી પાસેથી ચાર કોરીઓ લેઇશ."

મેં તેની માગણી કબુલી અને અમે ગિરનાર તરફ જવાને નિકળ્યા. માર્ગમાંથી એક મિઠાઈગરાની દુકાનેથી અમારા બેને થાય એટલી મીઠાઇ મેં વેચાતી લેઇ લીધી, તેમજ એક કાપડીઆની દુકાનેથી એક રેશમી સાડલો તથા રેશમી ઘાઘરાનું અને કાંચળીનું કપડું એટલાં વાનાં પણ વેચાતાં લીધાં. એ વખતે મોહનદેવે મને પ્રશ્ન કર્યો: "આ સ્ત્રીઓનાં કપડાં તમે શામાટે લ્યો છો ?" મેં તેના મનનું સમાધાન કરવાને માટે કહ્યું કે "મેં અંબાજી માતાને એક જોડ કપડાં ચડાવવાની માનતા રાખી છે તે આજે પૂરી કરવાની છે." ગિરનાર પર પણ અંબાજી માતાનું દહેરૂં છે એ તો તમારા જાણવામાં હશે જ."

"હા, હું જાણું છું." ગિરિદેવે કહ્યું: "પણ એ સ્ત્રીનો પોશાક વેચાતો લેવાની તને શા માટે જરૂર પડી ?"

"મારા મનમાં મેં અમુક કલ્પના કરી રાખી હતી અને તેમાં સ્ત્રીનો પોશાક મને ઉપયોગી થઇ પડે તેમ હોવાથી તે મેં ખરીદ

કર્યો હતો. એજ વખતે પેલા કાપડીઆના ઓળખીતા દરજીની પાસે ઘાઘરો અને કાંચળી એ વાનાં શિવડાવી લીધાં. ત્યાંથી એક સોનીને ત્યાં જઇને નાકની નથ તથા દાંતની મઢેલી ચુડીઓ અને બે ચાંદીનાં સાંકળાં પણ ખરીદી લીધાં.

"ત્યાંથી અમે દામોદર કુંડમાં સ્નાન કરીને ગિરનાર પર ચડયા. પહેલી ટુકે પહોંચ્યા બાદ ત્યાં નાસ્તો કર્યા પછી પ્રથમ મેં હનુમાનધારા તરફ જવાની મારી ઇચ્છા પ્રદર્શિત કરી. એટલે તે મને એ સ્થળ તરફ લેઇ ચાલ્યો. આગળ ચાલતાં એક ગુફા આવી. એ ભર્તૃહરિની ગુફાને નામે પ્રસિદ્ધ છે. મેં એ ગુફામાં જવાની ઇચ્છા દર્શાવી, એટલે એ મને તેની અંદર લેઇ ગયો. એ ગુફા મ્હોંગેથી સાંકડી અને અંદર જતાં પહોળી થતી હતી. અમે આશરે પચીશ-ત્રીશ પગલાં અંદર ગયા એટલે મેં એકાએક તેના પર ત્રાપ મારી. તેનું ગળું પકડી તેને નીચે પછાડીને હું તેના પર ચડી બેઠો અને એક હાથમાં કટાર રાખી તેની છાતી તરફ રોખ ધરીને બોલ્યો: "બરોબર ધ્યાન આપીને મારી સામે જો. કાંઇ ઓળખાણ પડે છે ખરી?" તેના ધ્રુજતા અંગ અને ચહેરા પરથી હું જાણી શકયો કે તે મને અને મારા સ્વરને ઓળખી ગયો હતો. મેં તેને ધીરજ આપતાં કહ્યું: "તું ડરીશ નહિ. તારૂં ખૂન કરવાનો મારો ઇરાદો નથી. મારે તને એકજ પ્રશ્ન કરવાનો છે. જો તેનો સાચેસાચો જવાબ આપીશ તો તું મારા પંજામાંથી મુક્ત થઇ શકીશ; નહિ તો આ જ સ્થળે તારી સમાધી થશે."

"મહારાજ! હું આપને ઓળખી ગયો છું અને આપ મને શો પ્રશ્ન પૂછવા ઇચ્છો છો તે પણ હું જાણી ગયો છું. આપ સમરસેન મહારાજાનાં કુમારી રૂપસુંદરી વિષે પૂછવા માગો છો. પરંતુ

તેમાં મારો લેશ માત્ર પણ દોષ નથી. ચંદ્રસેન મહારાજની આજ્ઞાથી જ અમે આપ સર્વને ઘેન આણનારો પદાર્થ ખોરાકમાં ભેળવીને આપ્યો હતો અને રૂપસુંદરીબાને ઉપાડી લાવ્યા હતા."

"જે બની ગયું તેને માટે પશ્ચાત્તાપ કરવાનું કારણ નથી." મેં કહ્યું: "પરંતુ હું માત્ર એટલું જ જાણવા માગું છું કે હાલમાં રૂપસુંદરીબાને કયે સ્થળે રાખવામાં આવેલ છે."

"પણ એ જાણીને આપ શું કરશો ? મહારાજા સિવાય બીજા કોઇ પણ પુરુષનો ત્યાં પ્રવેશ થઇ શકે તેમ નથી; તો પછી આપ કેવી રીતે જઇ શકશો ?" મોહનદેવ બોલ્યો.

"હું શું કરીશ એ જાણવાનું કામ તારૂં નથી. તું માત્ર મારા સવાલનો જવાબ આપ. પરંતુ જોજે, તેં મને ખોટું સ્થળ બતાવ્યું છે તો આજ ગુફામાં આજ કટાર વડે તારો પ્રાણ લઇશ, એ નક્કી સમજજે." તેની કનેથી સાચો જવાબ મેળવવાના ઇરાદાથી મેં તેને પ્રાણભય દર્શાવ્યો.

"તે બોલ્યો: "દરબારગઢમાં જે સ્થળે રણવાસ છે, ત્યાં ડાબી બાજુએ મેડી છે. તે મેડીમાં રાજકુમારીને રાખવામાં આવ્યાં છે."

"વારૂ, એ મેડીની બારી ક્યાં પડે છે ?"

"દરબારગઢની પાછળ એક નવેળી છે તેમાં."

"એ બારીને સળીઆ તો જડેલા હશેજ."

"હા."

"ઠીક, હવે હું જે કાંઇ કરૂં તેની સામો નહિ થતાં મૂંગો મૂંગો જોયા કરજે. માત્ર મારા રક્ષણને માટે તથા મારી યોજના તું જાહેર કરી ન દે તે માટે હું જીર્ણદુર્ગમાંથી રૂપસુંદરીબાને લેઇને

પસાર થઇ જઉં ત્યાં સુધી મારે તારા હાથ પગ બાંધીને તને અહીં રાખી જવો પડશે." એટલું કહીને મોહનદેવને કાંઇ પણ બોલવાનો સમય નહિ આપતાં તેના જ ફેંટાવડે તેના હાથ પગ બાંધી લીધા અને તે અવાજ કરી ન શકે તે માટે તે ફેંટાના એક છેડેથી થોડોક ભાગ કાપીને કસકસાવીને તેના મ્હોંએ બાંધી દીધો. પછી તેને ઉપાડીને જે સ્થળે ભર્તૃહરિની મૂર્તિ હતી તેની પાછળ એવા રીતે મૂકી દીધો કે કદાચ કોઈ તે ગુફામાં આવે તો પણ તેને એકદમ જોઇ શકે નહિ.

" એજ સ્થળે મેં મારો પોશાક બદલી નાખ્યો અને આનો પોશાક ધારણ કરી લીધો. ભેટ બાંધવાની જે છેડા હતી તેમાં મારો ફેંટો, અંગરખું, પહેરણ અને સુરવાલ મૂકીને તેની પોટલી બાંધી લીધી. હવે હું યુવાવસ્થામાં પ્રવેશ કરતી સુંદરી રૂપ બની ગયો. એ વખતે મારી ઉમર માત્ર સત્તર વર્ષની હતી. મ્હોં ઉપર મૂછનો રેશો પણ જણાતો નહતો. માથાના વાળ લાંબા હતા તેનો ચોટલો વાળી લીધો હતો. પેલી ચુડીઓ, નથ અને સાંકળાં પણ ધારણ કરી લીધાં મારાં કપડાંની પોટલી લેઇને ત્યાંથી હું ત્વરાથી ઉપડયો. પ્રથમ રાજગઢની પાછળ જે નવેળી હતી તે સ્થળે ગયો. એ સ્થળે કોઇનો અવરજવર હોય એમ લાગ્યું નહિ. મારી કટારની મદદથી જલ્દી જલ્દી એક ખાડો ગાળીને તેમાં લુગડાંની પોટલી સંતાડી દીધી. પછી હું ત્યાંથી પાછો ફરી રાજગઢમાં દાખલ થઇને રણવાસ તરફ ગયો. દોઢી પરના પહેરેગીરોએ કાંઇ પણ શંકા વિના મને પસાર થવા દીધો. અંદર જતાં એક મોટું ખૂલ્લું ચોગાન આવે છે; અને સામે તથા બન્ને બાજુએ મેડી બંધ ઓરડા છે. મારે ડાબી બાજુ તરફની મેડીપર જવાનું હોઇને હું તે બાજુએ ચાલ્યો. માર્ગમાં મને કેટલીક ખવાસણોએ જોયો હતો. પરંતુ તેમને લેશ પણ શંકા

આવી હોય એમ તેમની મુદ્રાપરથી જણાયું નહિ. ડાબી બાજુના ઓરડામાં પેસતાં પરશાળમાં જ દાદર હતો. દાદર પર ચડીને ઉપર ગયો તો સામે જ એક મોટો ખંડ જોવામાં આવ્યો. તેનાં બારણાં વાસેલાં હતાં. તેની બહાર બે ખવાસણો એક શેતરંજી પર બેઠેલી હતી. મને જોઇને તે મારી સામે તાકી રહી. હું પણ તેમના ચહેરાનું બારિક અવલોકન કરતો હતો. "કેમ બાઈ ક્યાંથી આવ્યાં છો?" બે માંહેનો એક ખવાસણ બોલી.

"આ વખતે ઉત્તર આપવામાં સ્હેજ પણ ઢીલ થશે તો આ સ્ત્રીઓને તુરત શંકા આવી જશે; એવા ભયથી મેં વિના વિલંબે તેના પ્રશ્નનો બનાવટી જવાબ આપ્યો: "સોમનાથ–પાટણથી આવું છું. રૂપસુંદરીબાના પિતા અમારા યજમાન થાય. અમે આજે સવાર અહીં આવતાં મને ખબર મળી કે રૂપસુંદરીબા અહીં છે અને તેમનાં આપણા મહારાજા સાથે લગ્ન થનાર છે, એટલે હું અહીં તેમને મળવાને આવી છું. રૂપસુંદરીબા શું કરે છે? સુતાં છે?"

"ના ના, અંદર બેઠાં હશે. પણ તમારૂં નામ શું?" જે ખવાસણે પ્રથમ પ્રશ્ન કર્યો હતો તેણેજ આ દ્વિતીય પ્રશ્ન કર્યો.

"મારૂં નામ માયાદેવી." મેં ધૃષ્ટતાપૂર્વક તુરત મારા વેશને શોભે તેવું બનાવટી નામ રજુ કર્યું.

"વારૂ, તમે બેસો અહીં. હું અંદર જઇને રૂપસુંદરીબાને તમારા આવ્યાની ખબર આપું છું." એમ કહીને તે ખવાસણ ઉઠીને અંદર ગઇ. જે બીજી ખવાસણ બેઠી હતી તેની સાથે હું વાતે વળગ્યો. રૂપસુંદરીબાનાં લગ્ન ક્યારે થનાર છે, તેમનાં માતાપિતા વગેરે ક્યાં છે, વગેરે પ્રશ્નો મેં તેને કર્યા. તેના પ્રત્યુત્તરમાં તે બોલી કે "રૂપસુંદરી-

બાની ઈચ્છા આપણા મહારાજા સાથે પોતાનાં લગ્ન થાય એવી હતી. પણ તેમનાં માબાપ તેમના વિચારની વિરૂદ્ધ હતાં. એટલે રૂપસુંદરીબા પોતાનાં માબાપનો ત્યાગ કરીને પોતાની ઇચ્છા પૂર્ણ કરવાને માટે આપણા મહારાજાના આશ્રયે આવીને રહ્યાં છે. તેમનાં લગ્ન હવે ચાર-પાંચ દિવસમાં થનાર છે."

"ચંદ્રસેન મહારાજ સાથે રૂપસુંદરીબાનાં લગ્ન થાય એમાં એમનાં માતાપિતાને નારાજ થવાનું શું કારણ ?" મેં પ્રશ્ન કર્યો.

"પેલી ખવાસણ એ પ્રશ્નનો જવાબ તુરત આપી શકી નહિ. થોડી વાર સુધી મૌન રહ્યા પછી તેણે કહ્યું: "એ તો [illegible] કોણ જાણે ? પણ એમ કહેવાય છે કે સિંધુપતિનો ઇરાદો પોતાની દીકરી પંચાસરના જયશિખરીને આપીને તેની પાસેથી પાંચ લાખ સોના મહોરો લેવાનો છે." એ અસત્ય કથન શ્રવણ કરતાં હું મનમાં ને મનમાં જ હસતો હતો. એ જ વખતે પહેલી ખવાસણ બહાર આવી અને આ સ્ત્રી સાથેની વાતચીત બંધ પડી.

"પહેલી ખવાસણે કહ્યું: "ચાલો મારી સાથે. હું તમને રૂપસુંદરીબા પાસે લઇ જઉં." અમે અંદર પેઠાં. અંદર દાખલ થયા બાદ જમણી બાજુએ એક ઓરડો હતો તે ઓરડામાં પેસીને લગભગ પંદરેક પગલાં ચાલીએ એટલે ડાબી બાજુએ એક બીજો ન્હાનો ખંડ હતો. તે ખંડના દ્વાર પાસે પેલી ખવાસણ મને લઈ ગઇ અને બોલી: "જાઓ, આ ઓરડામાં રૂપસુંદરીબા બેઠાં છે." એટલું કહીને તે ત્યાંથી ચાલી ગઈ. હું થોડોક સમય બારણા પાસે બહાર જ ઊભો રહ્યો. એ ખવાસણ તદ્દન બહાર પહોંચી ગઇ હશે એમ મને લાગ્યું એટલે હું અંદર દાખલ થયો. તે ખંડમાં જમીનપર ઉનનો ગાલીચો બિછાવેલો હતો. તેના પર બે ગાદીઓ અને બે તકીઆ રાખેલા

હતા. ગાદી તકીયાને ધોળી ચાદરોથી આચ્છાદિત કરવામાં આવેલા હતા. એક બાજુ ચાંદીની શિરોઇ અને પ્યાલો પડેલાં હતાં, ભીંતો-પર બે બાજુએ સૌરાષ્ટ્રના આગલા એક-બે રાજાઓની તથા કૃષ્ણ ભગવાનની છબીઓ લટકાવેલી હતી. પાછળ બે બારીઓ હતી. તેમાંથી પ્રકાશ અને પવન આવી શકતો હતો. એ બારીમાંથી જોતાં સામે ગિરનારનો ડુંગર દેખાતો હતો. રાજકુમારીએ તો મને માયા-દેવી જ ધારેલ હોવાથી મેં અંદર પ્રવેશ કર્યો કે કહ્યું: "આવો માયા દેવી બ્હેન—" પણ મારા ચહેરા સામે જોઇને તે બોલતાં અટકી ગયાં. પળવાર અનિમિષ નેત્રે મારી સામે જોઇ રહ્યાં અને એકાએક ગાદીપર બેઠા હતાં ત્યાંથી ઊભા થઇ જઇને બોલ્યાં: "કોણ? વીરધ્વજ! તમે અહીં અને આ વેશે?"

"હા, બ્હેન! પણ આપ જરીએ ગભરાશો નહિ" આશ્વા-સન આપતાં મેં કહ્યું: "બાપુની આજ્ઞાથી જ અત્ર હું આવ્યો છું અને આપને મળવાને માટે બીજો એક પણ રસ્તો નહિ હોવાથી આ વેશ મારે ધારણ કરવો પડયો છે. અહીં સુધી તો નિર્વિઘ્ને આવી પહોંચ્યો છું. હવે માત્ર આપને આ સ્થળેથી મુક્ત કરાવી શકું એટલે બસ."

"પણ અહીં જાપતો સખ્ત છે. તેમાંથી તમે એકલા મને કેવી રીતે મુક્ત કરાવી શકશો?"

"એ માટેનો બધો વિચાર મેં કરી રાખ્યો છે. આપ શાન્ત થઇને મારી સર્વ હકીકત સાંભળશો એટલે તેનો આપને યથાર્થ ખ્યાલ આવી શકશે."

"રાજકુમારી ગાદીપર બેઠાં અને હું પણ તેમની પાસે નીચે જમીન પર બેઠો. પ્રથમ તેમનું હરણ થયા પછીથી બનેલી તમામ

હકીકત મેં તેમને જણાવી. એ સાંભળીને તે બોલ્યાં: "મને પણ એ રાત્રે ગાઢ નિદ્રા આવી ગઇ હતી. બીજે દિવસે લગભગ સૂર્યોદય થયા બાદ પાંચેક ઘડી વિતી ગઇ હશે એ વખતે હું જાગ્રત થઇ ત્યારે મેં મને એક માફામાં પડેલી જોઇ. માફાની બારીનો પડદો ખસેડીને જોતાં ચંદ્રસેનને ઘોડેસ્વાર થઇને મારી પડખે ચાલતો જોયો. મને સીધી આ સ્થળે લાવીને રાખવામાં આવી છે. બહાર જે [illegible] ખવાસણ બેઠી છે તેને મારી સેવામાં રાખવામાં આવી છે. મને અહીં બીજો ત્રાસ નથી પરંતુ ચંદ્રસેન દિવસમાં બે–ત્રણ વખત આવે છે. આજે પણ બે વખત તો આવી ગયો. સાંજ સુધીમાં એ [illegible] વાર આવશે ખરો. હજી સુધી તો મેં તેને મચક આપી નથી;"

"અને હવે આપને તેને મચક આપવાની જરૂર પણ રહેશે નહિ. ઇશ્વરકૃપાથી આજે જ રાત્રે આપ આ કારાગૃહમાંથી મુક્ત થઇ શકશો અને આવતી કાલે કિંવા પરમ દિવસે તો બાપુ અને રાજમાતાનો ભેટો પણ થઇ શકશે." એટલું કહીને જે યોજના મેં નક્કી કરી રાખી હતી, તે તેમને સમજાવી. એ જાણીને તેમને આનંદ થયો. સમય વધારે નહિ હોવાથી હું પણ મારા કામે લાગ્યો. પ્રથમ તો મારા સોડીયામાં સંતાડી રાખેલ એક લાંબી અને પાતળી પરંતુ મજબુત દોરીનું ગુંચળું કાઢીને ગાદી નીચે મૂકી દીધું. પછી એક બારીમાંના સળીયાને પહોળા કરવાનો પ્રયત્ન કરવા માંડયો. બે સળીઆને જરા જોર કરીને હચમચાવવાથી તે સળીઆ અંદરથી નિકળી ગયા. એ બે સળીઆને અંદરથી કાઢી નાખતાં એક માણસ પસાર થઇ શકે એટલી જગ્યા થઇ. પુનઃ તે સળીઆને તેની અસલ જગ્યાએ ગોઠવી દીધા. પછી મેં રૂપસુંદરીબાને કહ્યું: "હવે હું રજા લઉં છું. બરોબર મધ્યરાત્રીએ આ દરબારગઢની પાછળ નવેળીમાં

આવીને હું સીટી કરીશ. તે આપ સાંભળો એટલે આ બે સળીઆ કાઢી નાખીને બીજા સળીઆ સાથે દોરીને મજબુત બાંધીને નીચે લટકતી રાખજો. હું દોરીને નીચેથી પકડી રાખું એટલે આપ બારી-માંથી પસાર થઇને દોરી વાટે નીચે ઉતરી આવજો. દોરી મજબુત છે અને વચ્ચે વચ્ચે ગાંઠો પાડેલી હોવાથી આપને ઉતરતાં હરકત આવશે નહિ. આપ નીચે આવ્યાં એટલે પછી કોઇ જાતની હરકત નડશે નહિ."

"ભલે તમે જાઓ. તમારી સૂચનાને બરોબર અમલમાં મેલીશ. એ બાબત તમે નિશ્ચિંત રહેજો." રાજકુમારીએ કહ્યું. હું તેમની રજા લેઇને ત્યાંથી નિકળ્યો, અને જેવી રીતે અંદર પેઠો હતો તેવી જ રીતે વિના વિઘ્ને રાજગઢની બહાર નિકળી આવ્યો. પુનઃ પેલી નવેળીમાં જઇને સ્ત્રીનો પહેરવેશ બદલીને મેં મારો મૂળ વેશ ધારણ કરી લીધો. ત્યાંથી હું ધર્મશાળામાં જઇને ભોજનકાર્ય આટોપીને મધ્યરાત્રીની રાહ જોતો બેઠો.

"મધ્યરાત્રી થઇ. આખા ગામમાં સોપો પડી ગયો હતો. તે વખતે મારા સ્થળેથી ઉઠીને ધર્મશાળાના રક્ષકને જણાવ્યા સિવાય જ મારા અશ્વની પીઠ પર જીન ચડાવી, તેને તૈયાર કરી, તેના પર સ્વાર થઇને હું બહાર નીકળ્યો. માર્ગમાં એક-બે સ્થળે ચોકીદારોએ મને રોકયો. પરંતુ 'હું સોમનાથ-પાટણથી આવું છું અને ખાસ જરૂરી કામે અત્યારે ને અત્યારે મારે મહારાજાને મળવું છે.' એવો જવાબ આપવાથી તે લોકોએ મને અટકાવ્યો નહિ. હું દરબારગઢ પછળની નવેળીમાં આવી પહોંચ્યો. દિવસે પણ જયાં કોઇનો અવર જવર નહિ ત્યાં આટલી મોડી રાત્રીએ તો કોઇના હોવાનો સંભવ જ શાનો હોય? ત્યાં જઇને અશ્વ પરથી નીચે ઉતરીને મેં સાંકેતિક

સીટી ફોડી. બે ચાર પળ પછી ઉંચે જોતાં એક બારીમાં પ્રકાશ દેખાયો અને કાંઇક હિલચાલ થતી જણાઇ. એ રૂપસુંદરીબાના ખંડ વાળી જ બારી હતી. થોડી વારે દોરી ઉપરથી નીચે આવતી માલૂમ પડી મેં તે સ્થળે જઇને એ દોરી મજબુત રીતે પકડી રાખી; થોડી વારે રૂપસુંદરીબા ઉપરથી દોરી વાટે નીચે ઉતરતાં દેખાયાં. જમીનથી એ બારીની ઉંચાઇ લગભગ પંદરેક ગજ જેટલી હતી, આઠ–દશ પળમાં તે નીચે ઉતરી આવ્યાં, પછી ત્યાં એક પળનો પણ વિલંબ નહિ કરતાં હું અશ્વપર ચડી બેઠો અને તેમને પણ મેં મારી પાછળ બેસાડી દીધાં અને અશ્વને મારી મુક્યો. માર્ગમાં એક સ્થળે એક ચોકીદારે મને ટપાર્યો. પરંતુ તેને પ્રત્યુત્તર આપવાની દરકાર નહિ કરતાં મેં તો ઘોડાને દોડાવેજ રાખ્યો. ખરો આણીબાણીનો પ્રસંગ હવે જ હતો. રાત્રીનો સમય હોવાથી દરવાજા સર્વ બંધ હતા. ગામમાં કોઇ સ્થળે જઇને ભરાઇ રહેવું અને બીજે દિવસે નિકળવું તે પાલવે તેમ નહતું, કેમકે પ્રાતઃકાળ થતાં રૂપસુંદરીબા ન્હાસી ગયાની રણવાસમાં જાગૃ થયા સિવાય રહે તેમ નહોતું. વળી રસ્તામાં જે ચોકીદારને જવાબ આપ્યા સિવાય મેં ઘોડાને દોડાવી મેલ્યો હતો, તે પણ કદાચ શંકાશીલ બનીને પોતાના ઉપરી અધિકારીને એ વર્ત્તમાનથી વાકેફ કરે એ સંભવિત હતું. એટલે કોઇ પણ રાતે રાત્રીએ ને રાત્રીએ જ જીર્ણદુર્ગની બહાર નિકળી જવામાં સુરક્ષિતા સમાયેલી હતી એમ મને લાગ્યું. એ સર્વ વસ્તુસ્થિતિનો વિચાર કરતાં એક કલ્પના મારા મનમાં ઉદ્દભવી અને એ સાહસ અજમાવવાનો નિશ્ચય પણ મેં તત્કાળ કરી નાખ્યો. એ સંબંધમાં રૂપસુંદરીબાને યોગ્ય સૂચના આપતો હું આગળ વધ્યો. જીર્ણદુર્ગના કિલ્લાની ઉત્તર બાજુ તરફ એક ભાગ થોડોક ખૂલ્લો હતો ત્યાં અમે



રૂપસુંદરીના ઉપરથી દોરી વાટે નીચે ઉતરતાં દેખાયાં.

( પૃષ્ઠ ૩૬ ).

આવી પહોંચ્યા. આ સ્થળે મેં મારો સાહસિક પ્રયોગ અજમાવવાનો વિચાર કરીને રૂપસુંદરીબાને મને બરોબર વળગીને બેસી રહેવાનું સૂચવ્યું. એ સ્થળની જમીન કિલ્લાની અંદરના બીજા ભાગની જમીન કરતાં સ્હેજ ઉંચી હતી. તદપિ તે જમીનથી પણ કિલ્લાની દિવાલ લગભગ [illegible] હાથ કરતાયે સ્હેજ વધારે ઉંચી હતી. હું અશ્વને દિવાલથી થોડે દૂર લઈ ગયો. પછી તેની લગામ ખેંચીને તેને મેં એક-બે એડી લગાવી કે તે પણ જાણે મારો ઇરાદો સમજી ગયો હોય તે પ્રમાણે પવન વેગે દિવાલ તરફ ધસ્યો અને દિવાલ જ્યાં થોડી દૂર રહી કે ઉડી મારીને આંખ મીંચીને ઉઘાડીએ તેટલા સમયમાં દિવાલની પેલી બાજુએ જઇને પડયો. ત્યાં પણ તે ઊભો નહિ રહેતાં આગળને આગળ અતિ વેગપૂર્વક ધસવા લાગ્યો.

"એ આખી રાત્રી અમે કોઇ પણ સ્થળે વિશ્રાંતિ નહિ લેતાં પ્રવાસમાં ગાળી. બીજે દિવસે સ્હવારે જંગલમાં એક વાવ પાસે ઉતરીને દંતધાવન, શૌચ, સ્નાનાદિ ક્રિયાથી પરવારીને પાછો પ્રવાસ આરંભ્યો. બરોબર મધ્યાન્હ વખતે એક ગામ પાસે આવી પહોંચ્યાં. ત્યાં એક ધર્મશાળામાં ઉતારો કરી, ભોજનની વ્યવસ્થા કરીને મેં રાજકુમારીને માટે એક ઓરડીમાં પથારી કરી આપી અને તેમને આરામ લેવાનું કહી, હું ગામમાં જઇને તેમને માટે એક સારો અશ્વ તેનાં સર્વ સાહિત્ય સાથે વેચાતો લઇ આવ્યો; સૂર્ય નમ્યો એટલે પુનઃ અમે પ્રવાસ આરંભ્યો. બીજી રાત્રી પણ અમે પ્રવાસમાં જ ગાળી, કેમકે અમારી પાછળ વાર ચડવાનો ભય હતો. પરંતુ સદ્ભાગ્યે અમને કાંઇ પણ હરકત નડી નહિ અને ત્રીજે દિવસે સ્હવારે અમે મહારાજા સમસરસેનની ભેગાં થઇ ગયાં. હવે મારે આપને કાંઇ વિશેષ કહેવાનું નથી રહ્યું. આ હકીકત પરથી તમે જાણી શકયા હશો

કે આ ખજુરીના સોટા જેવા પાતળા પગવાળા અશ્વે રૂપસુંદરીબાના જીવનનું રક્ષણ કરવા સાથે મને કીર્ત્તિ અપાવી અને મારો પણ જાન બચાવ્યો હતો. જો અમે જીર્ણદુર્ગમાંથી તે રાત્રે પસાર થઇ શકયા ન હોત તો બીજે દિવસે જરૂર પકડાઈ ગયા સિવાય ન રહેત. પરિણામે પોતાના શિયળના સંરક્ષણ માટે રૂપસુંદરીબા પોતાનો જાન આપત, મને તો ચંદ્રસેન ફાંસીને લાકડે જ લટકાવત અને એ સમા ચાર સાંભળતાં અમારા મહારાજા સમરસેનજી અને તેમનાં રાણીની શી સ્થિતિ થાત તેનો વિચાર આપ જ કરી લ્યો."

બૌધ સરદાર ગિરિસેન બોલ્યો: "તમારા અશ્વની સહાસિકતા બેશક પ્રશંસવા યોગ્ય છે અને તેને માટે તમે જેટલું અભિમાન ધરાવો તેટલું થોડું જ છે પરંતુ આ કાર્યમાં તમે પોતે જે જોખમ ખેડયું હતું તે પણ કાંઇ ઓછું પ્રશંસાપાત્ર નથી. મને આશ્ચર્ય એજ થાય છે કે તમારા જેવા સ્વામીભક્ત અને સહાસિક વીર મહારાજા જનશેખરના પક્ષમાં હોવા છતાં તેમને સંધિ કરવાની ફરજ શા માટે પડી?"

## પ્રકરણ ૫ મું.

### હું શું કરત ?

"તમને આશ્ચર્ય થાય એ સ્વાભાવિક છે." વીરધ્વજે કહ્યું: "જ્યારે સંધિની વાત સાંભળી ત્યારે મને પણ તમારા જેટલુંજ બલ્કે તેથી પણ અધિક આશ્ચર્ય ઉત્પન્ન થયું હતું. પરંતુ આ સંધિની હિલચાલનો પ્રારંભ થવાનું કારણ જુદું છે."

"એ વળી શું છે ?" ગિરિદેવ બોલ્યો: "મારી માનિનતા તો એવી છે કે વિગ્રહમાં જે પક્ષ પરાજય પામે કિંવા જેને પોતાનો વિજય નહિ થાય એવી ખાત્રી હોય કિંવા નિષ્પ્રયોજન થતો મનુષ્યવધ જેને પસંદ ન હોય તે જ માત્ર સંધિનું કહેણુ મોકલે."

"સામાન્ય રીતે તમારી માનિનતા પ્રમાણે જ બનવું જોઇએ. પરંતુ આ પ્રસંગમાં તેમ બનવા [illegible]મ્યું નથી. મહારાજા જયશિખરી પોતાને લાગેલા [illegible]ખમને લીધે વિશમજ્વરની માંદગીથી પથારીવશ છે, એ[illegible]લે વિગ્રહકાર્યની તમામ [illegible] અમારા વેદધર્મ રાજમંડળના હાથમાં છે. એ રાજમં[illegible]ળમાં સૌરાષ્ટ્રાધીશ [illegible]દ્રસેન, કચ્છના મહારાજ અને બીજા રાજાઓ પણ છે. મહારાજા જયશિખરીની ગેરહાજરીમાં એ મંડળનું અધ્યક્ષપદ ચંદ્રસે[illegible] પાસ[illegible] રહે છે. ચંદ્રસેનના મનમાં બે પ્રકારે મહારાજા જયશિખરી પર દ્વે[illegible] છે. [illegible]ક તો એ કે જેની સાથે લગ્ન કરવાને તે ઇન્તેજાર હતો તેના લગ્ન જયશિખરીની સાથે થયાં. બીજું એ કે જો આ ધર્મયુદ્ધમાં અમ[illegible] વિજ[illegible] મળે તો અમારા પક્ષની આગેવાની જયશિખરીએ લીધેલી હ[illegible] એ યશ તેમને જ પ્રાપ્ત થાય. એથી પણ તેના અને બીજા રાજાઓમાં મન ઇર્ષાગ્નિથી પ્રજ્વલિત્ત થાય એ દેખીતું છે. એ કારણથી અત્યારે મહારાજા પથારીવશ છે, એ તક શોધીને એ સ્વાર્થસાધુ રાજમંડળે સંધિ કરવાનો યત્ન આરંભ્યો છે."

"પણ તમારા મહારાજા આટઆટલા દિવસથી પથારીવશ હોવા છતાં તેમને એક પણ ઔષધોપચાર લાગુ પડતો નથી ?" ગિરિદેવે આશ્ચર્ય વ્યક્ત કરતાં પૂછ્યું.

"હા, એમ છે ખરૂં. આ પ્રદેશની ગરમ હવાથી ઉદ્દભવેલા દુષ્ટ ઝેરી તાવે અમારા અનેક સૈનિકોના પ્રાણ લીધા છે અને હવે

તે અમારા મહારાજા ઉપર આક્રમણ કરી રહ્યો છે. તેમાં જખમની પીડા પણ એકઠી થઇ છે. અમારા કુશળ વૈદ્યોએ અનેક ઉપચારો કર્યા છતાં એક પણ ઔષધ તેમને લાગુ પડતું નથી." શોકગ્રસ્ત ચહેરે ઊંડો નિઃશ્વાસ નાખીને વીરધ્વજે કહ્યું.

"શું ? આવા ક્ષુલ્લક રોગ ઉપર અસરકારક દવા આપી શકે એવો એક પણ વૈદ્ય તમારી છાવણીમાં નથી ?" એમ કહીને ગિરિદેવ થોભી ગયો. અલ્પ કાળ પછી વિચારનિદ્રામાંથી જાગ્રત થયો હોય એવા ભાવપૂર્વક તે બોલ્યોઃ "હા, ઠીક યાદ આવ્યું. અમારા મહારાજા કાન્યકુબ્જાધિપતિનઃ નામાંકિત રાજવૈદ્ય રસેશાચાર્ય વૈદ્યક વિદ્યામાં અતિ કુશળ છે. ગમે તેવા ઝેરી ઘાવ ઉપર તેમનું ચમત્કારિક ઔષધ એટલી ત્વરથી ગુણ કરે છે કે કાંઇ કહેવાની જ વાત નહિ. એ ઔષધનું નામ તેમણે અમૃતાસવ રાખ્યું છે તે યોગ્ય જ છે. બંધુ ! કાન્યકુબ્જાધીશ પાસે મારી લાગવગનો ઉપયોગ કરીને એક–બે દિવસમાં જ એ નામાંકિત વૈદ્યને તમારી છાવણીમાં હું મોકલી આપીશ. અમારે ને તમારે ગમે તેટલો વિરોધ હોવા છતાંયે કોઇ પણ પ્રકારનું નીચ અને નિંદનીય પગલું ભરવાની વૃત્તિવાળા અમારા મહારાજા નથી. એ તો મને આશા છે, કે તું પણ કબૂલ કરીશ. એટલે પછી રસેશાચાર્યનું ઔષધ મહારાજા જયશિખરીને આપવામાં કોઇ પણ પ્રકારનો સંશય રાખવાનું કારણ રહેશે નહિ."

"અલબત એથી આપનો અને આપના મહારાજાનો અમારા પર મોટો ઉપકાર થશે." વીરધ્વજ બોલ્યોઃ "કાન્યકુબ્જાધીશની ઉદારચિતતા માટે શંકા લેવાનું મને કારણ મળ્યું નથી; તેમજ એમના વિષે જે કાંઇ મારા સાંભળવામાં આવ્યું છે એથી તો તેમના દિલની મોટાઇ વિષે બેશક મને માન ઉપજે છે. વળી યુદ્ધનો પ્રારંભ કરતા પહેલાં તેમણે મોકલેલી સુલેહની શરતો તેમની સરલતા અને

સહૃદયતાની ખાત્રી આપે છે. પરંતુ એમ છતાંયે મહારાજા જયશિખરી આપના વૈદ્યની દવા લેવાનું કબૂલ કરશે કે નહિ તે હું અત્યારે ખાત્રીથી કહી શકું નહિ. બાકી મારો પોતાનો એક સેવક આ ઝેરી તાવથી પિડાય છે તેને તો હું જરૂર તે અમૃતાસવ આપીને આરોગ્યલાભ પ્રાપ્ત કરાવીશ."

"પણ જો તમારા સેવકને આરોગ્ય પ્રાપ્ત થાય તો એ પ્રત્યક્ષ અનુભવ મેળવ્યા પછી હું નથી ધારતો કે તમારા મહારાજા કિંવા બીજા કોઇને સંશય રહે ?"

"હા, મારૂં પણ એ જ ધારવું છે."

"વારૂ, હવે આપણા અશ્વો પૂર્ણપણે ધરાઇ રહ્યા હોય એમ લાગે છે. તમને પણ પૂર્ણ વિશ્રાંતિ મળી હોય તો ચાલો આપણે સ્વામીજીના આશ્રમ તરફ પ્રયાણ કરીએ." ગિરિદેવે સૂચવ્યું.

"હા, આપે ઠીક યાદ આપ્યું. વાતોમાં ને વાતોમાં એ વાતનું તો મને વિસ્મરણ જ થઈ ગયું હતું." વીરધ્વજ બોલ્યો.

બન્નેએ પોતપોતાના અશ્વોને લીધા. તેમના ઉપર ઘાસીઆ બિછાવી, તેમને યથેચ્છ જળપાન કરાવીને તેઓ સ્વાર થઇને પંથે પડયા. અત્યારે સૂર્યદેવ પશ્ચિમ તરફ ગમન કરતા હતા. તેમની પ્રખરતા કાંઇક ઓછી થયેલી જણાતી હતી મંદ મંદ વાતો શિતળ સમીર બન્ને પ્રવાસીઓના મનને પ્રફુલ્લ બનાવતો હતો. તેઓ પોતાના અશ્વોની લગામ ઢીલી રાખીને તેમને તેમની મરજી પ્રમાણે ચાલવા દેતા હતા. અશ્વોની ગતિની સાથે તેમની વચ્ચે થતા વાર્તાલાપનો પ્રવાહ પણ ચાલુ જ હતો.

ગિરિદેવે પ્રશ્ન કર્યો: "વીરધ્વજ ! જો કદાચ રાજમંડળે

તમારી સલાહ લીધી હોત તો તમે તેમને અત્યારે સંધિ કરવાની સલાહ આપત ખરા ?"

"કદી નહિ." વિના વિલંબે વીરધ્વજે એક વીરને છાજે તેવા આવેશપૂર્વક પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો: "સંધિ માત્ર એક જ રીતે થઇ શકે, અને તે જ્યારે બન્ને પક્ષો એક સરખી સ્થિતિમાં હોય ત્યારે જ. પરાજીત થવાના ભયથી નામોશીભરી સંધિ કરીને રણક્ષેત્રમાંથી પાછા ફરવું તે કરતાં તો શત્રુની સામે થઇને પોતાના દેહનો ભોગ આપવો એજ ક્ષત્રિયને માટે ભૂષણાવહ છે."

"પરંતુ નિરર્થક મનુષ્યહાની થવા દેવી એ કરતાં સંધિ કરી લેવી એ તમને વધારે સારૂં નથી લાગતું ?"

"જો મનુષ્યહાનીનો ડર હોય તો પછી યુદ્ધમાં ભાગ જ શા માટે લેવો જોઇએ ? જ્યારે એક વાર યુદ્ધક્ષેત્રમાં ઝોકાવ્યું તો તેનું નિશ્ચિત પરિણામ આવ્યા સિવાય પાછા ફરવું એ શરમ પમાડનારૂં નથી લાગતું ?" વીરધ્વજે સામો પ્રશ્ન કર્યો.

"હું તો એમ ધારૂં છું કે કીર્તિ અને દેહ બન્ને ગૂમાવવા કરતાં કીર્તિનો ભોગ આપીને દેહનું રક્ષણ કરવું એ કાંઇ ખોટું નથી." ગિરિદેવે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"આપનો એ મત આપને અખંડ રહો." વીરધ્વજ સહેજ ક્રોધાવેશમાં આવી જઇને બોલ્યો: "ખરા ક્ષત્રિયને દેહ કરતાં પણ આબરૂ વધારે વહાલી છે. એક વખત ગૂમાવેલો દેહ પુનર્જન્મે પ્રાપ્ત થાય છે, પરંતુ આબરૂને લાગેલું કલંક ભવિષ્યમાં કદી પણ ધોવા શકાતું નથી. શું તમે નથી જાણતા કે સૂર્યવંશી રાજા હરિશ્ચંદ્ર કીર્તિના રક્ષણને અર્થે રાજપાટનો ત્યાગ કર્યો હતો, પોતાની સ્ત્રી

પુત્રાદિને વેચી નાખ્યાં હતાં અને તે પોતે પણ એક ચાંડાળને ત્યાં વેચાયા હતા ? તેમણે આપેલા એ મહાન્ ભોગને લીધે જ તેમનું નામ અમર રહ્યું છે. ”

વીરધ્વજના ઉદ્દાત વિચારોની મનમાં ને મનમાં પ્રશંસા કરતો ગિરિદેવ તેના બુદ્ધિચાતુર્યની વિશેષ પરીક્ષા કરવાના ઉદ્દેશથી બોલ્યોઃ “ વારુ, કદાચ તમારા મહારાજા જયશિખરીની માંદગી દરમિયાન તમારા રાજમંડળનું અધ્યક્ષપદ તમને આપવામાં આવ્યું હોત તો તમારા હાલના સંયોગોમાં તમે શું કરત ? તમારી પાસે મૂળે અમારા કરતાં ઘણું ન્હાનું સૈન્ય હતું એ તો તમે પણ કબુલ કરશો જ. તેમાં શરૂઆતના યુદ્ધમાં તમે કેટલાક સૈનિકો ગૂમાવ્યા છે. ઘણા માણસો તમારા કહેવા મુજબ ઝેરી તાવના ભોગ થઈ પડયા છે. આવી સ્થિતિમાં યુદ્ધ કરવા કરતાં સુલેહ કરવાનો માર્ગ તમને વધારે ડહાપણ ભરેલો નથી લાગતો ? ”

“ નહિજ, હું તો અમારી સાંપ્રત સ્થિતિમાં પણ વિજયની આશા રાખી શકું છું. જો અમારા રાજમંડળનું અધ્યક્ષપદ મારી પાસે હોત તો હું શું કરત એ આપ જાણવા માગો છો ? આપ શત્રુપક્ષના હોવાથી મારી યોજના આપને જણાવવી એ યોગ્ય તો ન જ ગણાય પરંતુ અત્યારે એ યોજના કોઇ પણ રીતે અમલમાં મેલવાની અનુકુળતા છે નહિ અને સુલેહની હિલચાલનો પ્રારંભ થઇ ગયો છે. એ સમયે હું એ યોજના આપની પાસે પ્રકટ કરવામાં હરકત જોતો નથી; અસ્તુ. આપને સ્પષ્ટપણે કહી દેવામાં મને સંકોચ થતો નથી કે મેં તો કદાચ કપટકળાવિશારદ ચાણાક્ય મુનિની કુટિલ નીતિનો આશ્રય લીધો હોત. પ્રથમ તો હું અમારા સૈન્યને આપના સૈન્ય પર આક્રમણ કરવાને નિમિત્તે નર્મદા નદીના તીર

પર્યંત લાવત અને જે સ્થળે આપનું સૈન્ય પડેલું છે તેની સામે નર્મદાના ઉત્તર કિનારે મોર્ચો નાખત. એટલું કર્યા પછી આપના મહારાજાને અમારા દૂત મારફત સમાચાર મોકલાવત કે 'અમે આવતી કાલે તમારા સૈન્ય ઉપર આક્રમણ કરનાર છીએ." સ્વાભાવિક રીતે જ એ સમાચારમાં વિશ્વાસ મૂકીને આપના મહારાજા પોતાના સૈન્યને યુદ્ધને માટે સજ્જ કરવાનું આવશ્યક ધારેત. બીજી બાજુએ અમારા સૈન્યમાં સર્વને એવી આજ્ઞા કરત કે 'આવતી કાલે આપણે શત્રુઓ પર હલ્લો કરવાનો છે; અને આ ધર્મયુદ્ધનો અંતિમ દિવસ છે. માટે આજનો દિવસ અને રાત્રી સર્વેએ ઉત્સવમાં પસાર કરવાં અને ઇશ્વર પ્રાર્થના કરવી કે જેમની કૃપાથી આવતી કાલે આપણે નાસ્તિક બૌધોનો પરાજય કરી શકીએ !" મારી ખાત્રી છે કે અમારામાંના કેટલાક રાજ્યદ્રોહીઓ કિંવા આપના ગુપ્તચરો એ હકીકતથી આપના મહારાજાને તાબડતોબ વાકેફ કર્યા સિવાય રહેત નહિ; અને તેથી આનંદગમતમાં મશગુલ બનેલા અમારા સૈનિકોની ગફલતનો લાભ લઇને તેજ દિવસની રાત્રીએ આપના મહારાજા છૂપી રીતે અમારા ગાફેલ બનેલા માણસો પર હલ્લો કરવાના હેતુથી નર્મદા પસાર કરવાનો યત્ન કરત. એક વખત ભૃગુકચ્છાધિપતિ સૂરસેને તેમ કરેલું પણ હતું. પરંતુ એ યત્નમાં અમારો નાશ થવાને બદલે ઉલટો આપના લગભગ આખા સૈન્યનો બહુ જ ઓછા શ્રમે નાશ કરી શકાત !"

"એ તમે કેવી રીતે કરી શકત ?" ગિરિદેવ, જે વીરધ્વજની યોજના રસપુર્વક શ્રવણ કરતો હતો તેણે આશ્ચર્યસહ પ્રશ્ન કર્યો.

"એ યુક્તિ અતિ સરલ અને સાદી છે. જ્યારે હું તે આપને

જણાવી દઈશ ત્યારે પછી તે આપને વિશેષ આશ્ચર્યકારક લાગશે નહિ. ” વીરરાજ બોલ્યો.

થોડી વાર થોભીને તે પુનઃ કહેવા લાગ્યોઃ “ તે માટે તો માત્ર નર્મદા અને મહી નદી વચ્ચેના પ્રદેશમાં રહેતા જંગલી ભીલ લોકોની સહાય લેવી પડત. એ ભીલ લોકો ગમે તેવા જંગલી હોવા છતાં વફાદાર છે અને સ્વધર્મ ઉપરની તેમની શ્રદ્ધા અપ્રતિમ છે. તેમના પાંચ-દશ આગેવાનોને સાધ્યા કે તેઓ એક-બે ઘટિકામાં જ દશથી વીશ હજાર જેટલા કામઠીવાળાને એકત્ર કરી શકે તેમ છે. તેમની સહાયથી અહીંથી પૂર્વ તરફ આઠ-દશ કોસ દૂર નર્મદા નદીમાં કાચો બંધ બંધાવી દેત અને તે કાર્ય પૂર્ણ કરવામાં એક કે બે પ્રહર કરતાં વધુ સમય લાગત નહિ. રાત્રીએ આપનું સૈન્ય નર્મદા નદી પસાર કરીને અમારા પર આક્રમણ કરવાને આવત તે જ સમયે પેલો બંધ તોડાવી નાખત અને એક ઘડીના છઠ્ઠા ભાગમાં તે બંધને લીધે એકઠું થયેલું પાણી ધસારાબંધ આવીને નદીમાં દાખલ થઇ ચૂકેલા આપના સમગ્ર સૈન્યને પોતાના પ્રબળ સ્રોતમાં સમુદ્ર તરફ ઘસડી જાત ! આ નદીમાં કેટલું સખ્ત તાણ રહે છે એ આપના જાણવામાં તો હશે જ. હુ નથી ધારતો કે પછી એ પ્રવાહમાંથી આપનું સૈન્ય પાછું ફરી શકત કિંવા અમારા તરફ આવી શકત. કદાચ અમુક માણસો નદી પસાર કરીને અમારી બાજુએ આવવાને શક્તિમાન્ થાત તો ઉંચી ભેખડો ઉપરથી અમારા ચુનંદા બાણાવળીઓનાં તીરો તેમની આલોકની યાત્રાને પૂર્ણ કરી દેત ! ”

એ સાંભળીને ગિરિદેવ બોલ્યોઃ “ ખરેખર તમારૂં રાજમંડળ કેવળ મૂર્ખ છે. તમારા જેવા વિચિક્ષણ કલ્પનાશક્તિવાળા મનુષ્યનો

કેવી રીતે ઉપયોગ કરવો એનું તેને જ્ઞાન નથી. જો તમે અમારા સૈન્યમાં હોત તો મારી ખાત્રી છે કે અત્યારે તમે એક સામાન્ય સૈનિક તરીકે ન હોતાં તમારી યોગ્યતાની અમારા મહારાજાએ યથાર્થ કદર કરી હોત."

"મારા પ્રત્યેના આપના એ સદ્‌ભાવ માટે હું આપનો આભાર માનું છું. પરંતુ આપની માફક હું અમારા રાજમંડળનો દોષ કાઢી શકતો નથી. મને લાગે છે કે જે કાંઇ બનાવ આ વિશ્વમાં બને છે તેમાં ઇશ્વરી સંકેત રહેલો હોય છે. આપણા આર્યાવર્ત્તમાં અંદર અંદર કલહ ઉપસ્થિત ન થાય કિંવા વૃદ્ધિને ન પામે એવો પરમેશ્વરનો હેતુ હોય અને તે કારણથી તેણે અમારા રાજમંડળને સંધિ કરવાની પ્રેરણા કરી હોય તો એમાં આશ્ચર્ય શું છે ? બાકી મારી સેવાઓની કદર મહારાજા જયશિખરીએ યોગ્ય રીતે કરેલી હોઇને એ વિષયમાં મને અસંતોષ નથી."

"એટલે, બે પક્ષો વચ્ચે સંધિ થાય એમાં તમે નારાજ તો નથીજ ?" ગિરિદેવે પ્રશ્ન કર્યો.

"નારાજ ! એમાં નારાજ થવાનું મને કાંઇ પણ કારણ નથી. આપણા આર્યાવર્ત્તમાં સુલેહ અને શાંતિ પ્રવર્ત્તે, આર્યાવર્ત્તના જુદા જુદા રાજકર્ત્તાઓ વચ્ચે એક સંપ રહે, તેઓ પોતાના બળનો અંદર અંદરના કલહમાં ક્ષય ન કરતાં તેને વિદેશીઓના હુમલાને પાછા વાળવા માટે ટકાવી રાખે, એ જ મારી ઇચ્છા છે." વીરધ્વજે પોતાના હૃદયનો ઉદાત ભાવ પ્રકટ કર્યો.

"હું પણ આશા રાખું છું કે તમારી ધારણા પાર પડો !" ગિરિદેવે તેને અનુમોદન આપ્યું.

"પણ એ આશા ફળે એમ મને તો લાગતું નથી." વીરધ્વજે નિ:શ્વાસ નાખીને કહ્યું.

"કેમ વારુ?" ગિરિદેવે પ્રશ્ન કર્યો.

"એનું કારણ આપ જાણવા માગો છો?" વીરધ્વજ બોલ્યો: "આ જગતનાં પ્રાણી માત્રને મહત્ત્વાકાંક્ષાએ પોતાની મોહજાળમાં જકડી લીધાં છે, એ મહત્ત્વાકાંક્ષાને પરિણામે સ્વાભાવિક રીતે જ ઇર્ષ્યા કિંવા વિદ્વેષ ઉત્પન્ન થાય છે. એ મહત્ત્વાકાંક્ષાને તેના શુદ્ધ સ્વરૂપમાં ધારણ કરવામાં આવે અને પારમાર્થિક હેતુપૂર્વક તેને સિદ્ધ કરવાનો યત્ન કરવામાં આવે ત્યાં સુધી તો કાંઇ હરકત નથી. પરંતુ જ્યારે મહત્ત્વાકાંક્ષા રૂપી મોહિનીના સૌંદર્યમાં લુબ્ધ બનેલો મનુષ્ય વિચાર અને વિવેક વિનાનાં કાર્યો કરવામાં પ્રવૃત્ત થાય છે તથા બીજા કરતાં યેનકેન પ્રકારેણ પોતાની મહત્તા વધારવાનો મિથ્યા પ્રયત્ન સેવે છે; ત્યારે પછી તેનું પરિણામ વિપરિતતામાં આવે એમાં આશ્ચર્ય શું? અમારૂં રાજમંડળ અત્યારે સંધિ કરવાને તત્પર થયું છે, તેનું કારણ માત્ર એટલુંજ છે, કે તે મંડળના સભાસદો એટલે અન્ય રાજકર્તાઓ એમ સમજે છે કે આ ધર્મયુદ્ધમાં અમને વિજય મળે તો તેનું સર્વ માન અને યશ અમારા પક્ષના નેતા મહારાજા જયશિખરીને જ મળવાનું. આ વિચારોથી એ રાજકર્તાઓની મહત્ત્વાકાંક્ષાને ફટકો પડે છે. એટલે તેમના મનમાં પેદા થયેલી ઇર્ષ્યાને લીધે તેઓ અત્યારે તેમને મળેલી તકનો ઉપયોગ કરીને આપના મહારાજા સાથે સંધિ કરવાને તૈયાર થયા છે. અર્થાત્ એ સુલેહ ચિરસ્થાયી નથી; માત્ર પોતાનો હેતુ સિદ્ધ કરવા પૂરતી જ છે. આ સંધિનું પરિણામ આપણા બન્ને પક્ષના અંતરમાં પરસ્પર પ્રત્યેનો પ્રેમ અને સ્નેહ ઉત્પન્ન કરનારૂં નિવડે એમ મને તો લા

ગતું નથી. એવી ક્ષણીક શાંતિ ભવિષ્યના મહાન્ કલહનું બિજારોપણ કરનારી છે એમજ મારૂં માનવું છે."

ગિરિદેવને પણ વીરધ્વજના કથનમાં તથ્ય જણાયું. તે બોલ્યોઃ "તો પછી તમે આ સંબંધમાં તમારા વિચારો તમારા રાજમંડળને જણાવ્યા નથી ?"

"ના. હું માત્ર એક સામાન્ય સૈનિક. સિંધુપતિની આજ્ઞાથી હું આ ધર્મયુદ્ધમાં ભાગ લેવાને અર્થે આવેલો છું. રાજમંડળ જે આજ્ઞા કરે તે બજાવવી એ મારૂં કર્તવ્ય. મારા જેવો સામાન્ય મનુષ્ય રાજમંડળના વિચિક્ષણ પ્રતિનિધિઓને તેમની માગણી સિવાય સલાહ આપવાની ધ્રષ્ટતા કેવી રીતે કરી શકે ?" વીરધ્વજે કટાક્ષમાં કહ્યું.

એ વખતે સામે દ્રષ્ટિ કરતો ગિરિદેવ બોલી ઉઠયોઃ "ઓહો ! આપણે આનંદગિરિ સ્વામીના આશ્રમ પાસે આવી પહોંચ્યા. જુઓ, સામે પેલું ઉપવન દેખાય તે જ સ્વામીજીનો આશ્રમ. એ ઉપવનમાં જુદી જુદી પર્ણકુટિઓ બાંધેલી છે. તેમાં સ્વામીજી પોતાના પાંચ-સાત શિષ્યો સાથે રહે છે."

---

## પ્રકરણ ૬ ઠું.

### સ્વામીજીના આશ્રમમાં.

તે બન્ને આશ્રમમાં પહોંચ્યા એ વખતે સૂર્ય અસ્તાચળપર ગમન કરી ગયો હતો. દીવો હોલાતાં હોલાતાં દીપ્તિમાન્ થાય છે, તે પ્રમાણે અસ્ત પામતો દિવસ પોતાના પ્રકાશની અલ્પ સમયમાં નાશ પામનારી કળાથીસંધ્યાને વિભૂષિત કરતો હતો. ખીલેલી સંધ્યાના પ્રકાશમાં આશ્રમનાં ફળ અને પુષ્પવૃક્ષો

મનોરમ્ય દેખાતાં હતાં. તાજી ખીલેલી કુસુમકળીઓનો સ્પર્શ કરી આમોદ પ્રમોદ અનુભવતો વિષયલોલુપ વાયુ મંદ મંદ ગતિએ વહન કરતો આસપાસ વિચરનારાઓની ઘ્રાણેન્દ્રિયોને સુગંધયુક્ત દ્રવ્યોથી તૃપ્ત બનાવતો હતો.

આ આનંદગિરિ સ્વામીનો આશ્રમ પુરાણોમાં કથેલા પ્રાચીન ઋષિમુનિઓના આશ્રમોનો ખ્યાલ આપતો હતો. આશ્રમના ફરતી હાથીયા થોરની વાડ કરી લીધી હતી. તેની વચ્ચે આવી રહેલાં નાનાં મોટાં વૃક્ષો એક નાનાશાં ઉપવનનું સ્મરણ કરાવતાં હતાં. તેની અંદર પાંચ-સાત પર્ણકુટીઓ અને એક લાંબું એકઢાળીયા જેવું હતું. એકઢાળીયામાં ચાર ગાયો અને તેનાં વાછરડાંને બાંધવામાં આવ્યાં હતાં. એક પર્ણકુટીમાં સ્વામીજી પોતે નિવાસ કરતા હતા. એક બે પર્ણકુટિ કોઇ અતિથિ આવી ચડે તો તેને માટે રાખવામાં આવી હતી. બીજી પર્ણકુટીઓમાં સ્વામીજી પાસે વેદ અને ઉપનિષદાદિનો અભ્યાસ કરતા બ્રહ્મચારીઓ રહેતા હતા, એ બ્રહ્મચારીઓની સંખ્યા અત્યારે આઠની હતી. એ બ્રહ્મચારીઓ કેવળ દુગ્ધપાન કરીને જ રહેતા હતા. સ્વામીજીનો પોતાનો આહાર પણ કેવળ ગાયના દુધનો જ હતો. સ્વામીજીની માન્યતા એવી હતી કે વિદ્યાર્થી અવસ્થામાં રહેતો બ્રહ્મચારી માત્ર એકલા ગાયના દુધનો જ આહાર કરીને રહે તો તેની શારીરિક અને માનસિક શક્તિઓ પૂર્ણપણે વિકસિત થવા સાથે દ્રઢતમ બની શકે અને તે 'शतंजीवो शरदो शतात्' એ વાક્યનો યથાર્થ અને સુખપૂર્વક અનુભવ કરી શકે. એથી તેમના આશ્રમમાં રહેતા વિદ્યાર્થીને દુગ્ધપાન કરવા સિવાય બીજી કાંઇ પણ વસ્તુ ગ્રહણ કરવાની આજ્ઞા નહોતી. તેમને ત્યાં આવી ચડનાર અતિથીનો પણ ગાયના અમૃતતુલ્ય દુધથી જ સત્કાર કરવામ

આવતો હતો. સ્વામીજીની આયુમર્યાદા અત્યારે લગભગ પાંસઠ વર્ષની હતી. તદપિ મુખમુદ્રા ઉપર શ્વેત વાળ સિવાય વૃદ્ધાવસ્થાનું બીજું એક પણ ચિહ્ન જણાતું નહોતું. એ પ્રભાવ દુગ્ધપાનનો જ હતો. તેઓ પોતાના શિષ્યોને કહેતા કે 'જ્યારે હું વીશ વર્ષનો હતો ત્યારથી મેં આ પરમહંસ દશાનો સ્વીકાર કર્યો છે અને ત્યારથી મારો આહાર કેવળ ગોમાતાના દુધનો જ છે.' સ્વામીજીને એક વાતની બહુ જ ચીડ હતી. તે શરીરથી અંદરના કોઇ પણ વ્યાધિ ઉપર ઔષધોપચારને સખ્ત રીતે તિરસ્કારતા હતા. ઔષધ શરીરને વ્યાધિથી તદ્દન મુક્ત કરતું નથી પરંતુ વ્યાધિને માત્ર શમાવે છે, એવી તેમની માનિનતા હતી. તે કહેતા કે 'વ્યાધિને શમાવવા કરતાં તેને તદ્દન દૂર કરવાથી જ ખરૂં આરોગ્ય પ્રાપ્ત થઈ શકે છે. અને તે માટે દુગ્ધોપચાર જેવો અસરકારક ઉપચાર બીજો એક પણ નથી.' તેમની એ હિતકારક સલાહને અનુસરીને ઘણા ક્ષય, વિદ્રધી, સંગ્રહણી અને રાજયક્ષ્મા જેવા ભયંકર અને કષ્ટસાધ્ય કિંવા અસાધ્યમનાતા વ્યાધિઓથી ગ્રસિત જનો પણ ઉત્તમ પ્રકારના આરોગ્યલાભને પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી નિવડયા હતા.

સ્વામીજીનું ભવ્ય લલાટ, વિશાળ મસ્તક અને દાઢીના શ્વેત વાળ, ઉજ્જ્વલ નેત્રો, હષ્ટપુષ્ટ અને કદાવર બાંધો, વિશાળ વૃક્ષસ્થળ, ગૌર વર્ણ અને મુખમુદ્રા ઉપર પ્રસરી રહેલી અપ્રતિમ સૌમ્યતા, તેમના પ્રત્યે દરેકના મનમાં પૂજ્યભાવ અને સ્નેહ ઉત્પન્ન કરતાં હતાં. તેમનું જ્ઞાન ઉચ્ચ કોટીનું હતું. મોટા મોટા વિદ્વાનો અને પંડિતો પણ વાદવિવાદમાં તેમની સામે ટકી શકતા નહિ. તેમણે સ્વધર્મના સદ્‌ગ્રંથોનો સંપૂર્ણ અભ્યાસ કરવા સાથે બૌદ્ધ સંપ્રદાયના ગ્રંથોનો પણ અભ્યાસ કરીને એ સંપ્રદાયના સિદ્ધાંતોનું ઊંડું જ્ઞાન

મેળવ્યું હતું. જે સમયે ભગવાન્ બુદ્ધદેવે બૌદ્ધ સંપ્રદાય પ્રવર્ત્તાવ્યો તે વખતે તેમને એ પ્રમાણે કરવાની જરૂર હતી તથા તેમણે નિશ્ચિત કરેલા સિદ્ધાંતો સર્વમાન્ય થઇ શકે તેવા હતા એમ સ્વામીજીનું માનવું હતું. પરંતુ બૌધ સંપ્રદાયના જુદા જુદા સમયે લખાયેલા અનેક ગ્રંથોનો તેમણે વિચાર પૂર્વક અભ્યાસ કરેલો હોવાથી તે જોઇ શકયા હતા કે બૌધ મતને નાસ્તિક મત બનાવી મેલનાર એ સંપ્રદાયના પાછળથી થયેલા સાધુઓ જ છે. વેદધર્માનુયાયીઓ આ પરમહંસ પ્રત્યે શ્રદ્ધા અને ભક્તિભાવ ધરાવે એ તો સ્વાભાવિક હતું. પરંતુ બૌદ્ધ સંપ્રદાયના વિચારશીલ જનો પણ આનંદગિરિ પ્રત્યે માનની દ્રષ્ટિથી જોતા હતા. કાન્યકુબ્જાધીશ સુધન્વા સ્વામીજી પ્રત્યે શ્રદ્ધા ધરાવનારાઓમાંનો એક હતો. માત્ર ભૃગુકચ્છ (ભરૂચ) નો રાજા સુરસેન જે સુધન્વાનો જમાઇ થાય તે સ્વામીજી પ્રત્યે ધૃણાની દ્રષ્ટિથી જોતો હતો. સૂરસેન સ્વાર્થસાધુ હતો. તે પોતાના શ્વસુરના સંપ્રદાયનો અનુયાયી બન્યો હતો, પરંતુ એ માત્ર સ્વાર્થ-સાધનાને માટે જ. પોતાની રાજ્યસત્તાનો વિસ્તાર વધે અને ચૌલુ-ક્યોનો ધ્વજ ગુર્જરરાષ્ટ્ર ઉપર ફરકે એવી તેની તીવ્ર અભિલાષા હતી. વળી જયશિખરીની સૌંદર્યવતી બ્હેન વિમળદેવીના અથાગ રૂપની પ્રશંસા સાંભળીને તેની સાથે લગ્ન કરવાને તે આતુર બની રહ્યો હતો. પરંતુ તે સારી રીતે જાણતો હતો કે જયશિખરી રાજીખુ-શીથી તેની બ્હેનનાં લગ્ન પોતાની સાથે કરે એ સંભવિત નથી. તેથી જ તેણે પોતાની ઇચ્છાને બર લાવવામાં સુધન્વાની સહાય મેળવવાના હેતુથી બૌદ્ધ ધર્મનો સ્વીકાર કર્યો હતો. એ સ્વાર્થ પરાયણ સુરસેનને આનંદગિરિ જેવા નિસ્પૃહી સન્યાસી પ્રત્યે ઇર્ષ્યા ઉપજે એ સ્વાભાવિક હતું. કેમકે આનંદગિરિના મહત્ત્વનો વેદધર્મી

રાજકર્ત્તાઓ સ્વીકાર કરતા હોવાથી જ્યાં સુધી તે સન્યાસીનું આ-સ્તિત્વ હોય ત્યાં સુધી સુરસેનની મનેચ્છા ફળિભૂત થઇ શકે તેમ નહોતી. પરંતુ હજી સુધી સુરસેન આનંદગિરિની પ્રતિષ્ટાને એક રંચભાર પણ હાની પહોંચાડી શકયો નહોતો; અસ્તુ.

હવે આપણે આપણા કથાભાગ તરફ વળીએ. જે સમયે આપણા બે યોદ્ધા સ્વામીજીના આશ્રમ પાસે પહોંચ્યા તે વેળાએ સ્વામીજી સાયંસંધ્યા કરીને ભગવાન્ શંકરની આરતી ઉતારીને મનમાં ને મનમાં ભાગવાન્‌ની પ્રાર્થના કરવા લાગ્યાઃ "હે ભગવાન્! હે પાર્વતિપતિ! તેં મારા ઉપર કેટલી મોટી જવાબદારી ભર્યું કાર્ય નાખ્યું છે? સર્વસંગનો પરિત્યાગ કરીને તારા ભજનમાં કાળક્રમણ કરનાર મારા જેવા એક ક્ષુદ્ર સન્યાસી ઉપરજ તેં સાંપ્રત ધર્મયુદ્ધનું જોખમ નાખ્યું છે. ખરેખર તારી એ આશ્ચર્યકારક યોજનાનો ધન્યવાદ કરીને તારા તરફથી જે પ્રેરણા અંતરાત્માને થાય તે પ્રમાણે વર્ત્તવું એ જ કર્ત્તવ્ય છે." અલ્પ સમય થોભીને આસપાસ દૃષ્ટિ કરતા તે વિચારવા લાગ્યાઃ "આ જગત્ બહુરૂપી નટની રંગભૂમિ સમાન છે. એ બહુરૂપીની કૃતિને યોગ્ય પ્રકારે વ્યવસ્થિત કરવી એ એક પરમાત્માની જ ઇચ્છા પર અવલંબી રહેલ છે. વિધર્મી બૌધોએ પરમ પવિત્ર નર્મદાના તટ ઉપર વ્યાસેશ્વરની તથા અન્ય દેવસ્થાનોની મર્યાદાનો લોપ કરવા માંડયો, બ્રાહ્મણો અને સાધુસંતોનો છળ કરવા માંડયો તથા યાત્રાળુઓ ઉપર બીનજરૂરી કર નાખવા માંડયો. તેથી એ સર્વ બાબતનો પ્રતિકાર કરવાને માટે ગુર્જરરાષ્ટ્ર અને સૌરાષ્ટ્ર અને આસપાસના વેદધર્મના અભિમાનવાળા રાજાઓમાં ધર્મયુદ્ધની સ્ફુર્તિ ઉત્પન્ન કરીને તેમને હું લાવ્યો છું. શરૂઆતમાં તો સંગ્રામમાં તેમને જય મળવાનો સંભવ

હતો. પરંતુ તેમનામાં પડેલી ફાટફુટને લીધે બાજી બદલાઇ ગઇ છે. હે પ્રભુ ! હે શંભો ! હવે તો તું જ એ બાજીને સુધારી લે. હે ભગવાન્ ! અમ જેવા સાધુસંતોને તારે આશ્રયે પણ શાંતિ ન મળે, તો પછી અમારે જવું ક્યાં ?"

એ સમયે એક શિષ્યે પર્ણકુટીમાં પ્રવેશ કરીને કહ્યું: " ગુરુદેવ ! બહાર કોઇ બે પ્રવાસી આવ્યા છે અને આજની રાત્રી આપણા આશ્રમમાં વિશ્રાંતિ લેવાની ઇચ્છા રાખે છે."

" એ પ્રવાસીઓ કોણ છે ?" ગુરુદેવે પૂછ્યું.

" તેઓ સામાન્ય યાત્રાળુ જેવા તો જણાતા નથી. બન્ને જણાએ નખથી તે શિખા સુધી શસ્ત્રો ધારણ કરેલાં છે. તેમનો પોશાક પણ સનૈકોના જેવો છે. એક કોઈ મોટા સરદાર જેવો લાગે છે તે બૌધ ધર્મી છે; જ્યારે બીજો વેદધર્મી મનુષ્ય સામાન્ય સૈનિક જેવો છે." શિષ્યે પોતે જેટલું જાણી શક્યો હતો તેટલું જણાવ્યું.

" વારૂ." એટલું કહીને ગુરુદેવ ઉઠયા અને પર્ણકુટીમાંથી બહાર નિકળ્યા. સામેથી પોતાના અશ્વોની લગામો હાથમાં રાખીને એ સૌનકો પોતાના એક શિષ્યની સાથે ચાલતા આવતા તેમની દૃષ્ટિએ પડયા. પ્રથમ દૃષ્ટિએ જ બૌધ સરદારને સ્વામીજીએ ઓળખી લીધો. તે તેને સંબોધવા જતા હતા એટલામાં તેની સાથે સમાન દરજ્જાથી ચાલતા એક સાધારણ પ્રતિના સૈનિકને જોઇને અચકાયા. બૌધ સરદારે પણ નેત્રસંકેતથી પોતાનું મૂળ નામ પ્રકટ નહિ કરવાનુ જણાવી દીધું અને તે આગળ વધીને આનંદગિરિની સમીપ આવીને બોલ્યો: " મહારાજ ! અમે આપના અતિથિ છીએ !"

" આવો ! અતિથીના આરામને અર્થે આ આનંદગિરિનો

આશ્રમ અહર્નિશ ઉઘાડો જ છે." મહારાજે કહ્યું: "મારા જેવા ક્ષુદ્ર સન્યાસી પર આપે દાખવેલી કૃપા માટે આપનો ઉપકૃત છું."

"કૃપાની આશા તો આપની પાસેથી રાખીએ છીએ." વીરધ્વજ બોલ્યો: "ગત રાત્રી અને આજના લગભગ આખા દિવસના પ્રવાસથી હું અને મારો અશ્વ અત્યંત શ્રમિત થયા છીએ. હું ધારું છું કે આ બૌધ સરદારને પણ શ્રમતો લાગ્યો જ હશે–"

"એટલે ? શું તમે તથા આ મહાનુભાવ બન્ને સાથે સાથે નથી આવ્યા ?" આનંદગિરિએ વીરધ્વજ તરફ તીવ્ર દૃષ્ટિપાત કરતાં પ્રશ્ન કર્યો.

"નાજી." વીરધ્વજ બોલ્યો: "તેમનો અને મારો ભેટો તો આજે મધ્યાન્હકાળે માર્ગમાં જ થયો—"

"શત્રુ તરીકે !" ગિરિદેવ વચ્ચે પૂરાયો: "પરંતુ અમારા દ્વન્દ્વયુદ્ધના પરિણામે અમે એકએકના જીવલગ મિત્ર બન્યા છીએ. આ વીર પુરુષનું નામ વીરધ્વજ છે. તે એક સાધારણ પ્રતિનાર સૈનિક હોવા છતાં તેમનું બળ અતૂલ છે. તેમના સૈન્યમાં તેમની બરોબરી કરી શકે એવો બીજો એક પણ યોદ્ધો નહિ હોય, એમ જો હું કહું તો તેમાં મેં અતિશયોક્તિ કરેલી ગણાશે નહિ."

"તદપિ આપણે બન્ને તો સરખા જ ઉતર્યા છીએ." વીરધ્વજ બોલ્યો: "એટલે સ્વામીજી પાસે મારી વિશેષ પ્રશંસા કરવાની આવશ્યકતા નથી." એટલું કહીને તેણે સ્વામીજીને સંબોધીને કહ્યું: "વારૂ, પણ હું આપને કહેવા માગતો હતો તે એ હતું કે હું અમારા રાજમંડળની આજ્ઞાથી આપના દર્શનાર્થે અત્ર આવતો હતો. તેવામાં આ વીર સરદારનો મને ભેટો થયો. તેમની સહાયથી હું

અત્ર જલ્દીથી પહોંચી શક્યા. નહિ તો કદાચ આપના આશ્રમનો માર્ગ શોધવામાં વધુ કાળક્ષેપ થાત; અસ્તુ. અમે તથા અમારા અશ્વો અત્યંત શ્રમિત બનેલા છીએ. મને આશા છે કે આજની રાત્રી અમે અત્ર વિશ્રાંતિ લેઇ શકીએ એવી વ્યવસ્થા થશે."

"એ વિષયમાં તમે નિશ્ચિંત રહો. તમે વેદધર્મી રાજમંડળ તરફથી મારી પાસે આવેલા હોવાથી તમારૂં આતિથ્ય કરવું એ મારૂં કર્ત્તવ્ય છે, અને આ ક્ષાત્ર સરદાર તમારા મિત્ર હોવાથી તે તમારા કરતાંયે વિશેષ આતિથ્યને યોગ્ય છે." એટલું કહીને આનંદગિરિએ એક શિષ્યને સંકેત કર્યો. એટલે તેણે આ બે સરદારોના હાથમાંથી ઘોડાની લગામો લેઇ લીધી. જે સ્થળે ગાયોને બાંધવાનું એક ઢાળીયું હતું તે તરફ તે બે ઘોડાને લઇ ચાલ્યો.

સ્વામીજી આ બે અતિથીઓને લેઇને પ્રવાસીઓને માટે રાખેલી પર્ણકુટી તરફ ચાલ્યા. એક શિષ્યે તેમને માટે બે ખાટલા પાથરી તેના પર બે કામળા બિછાવ્યા. બન્ને સરદાએ પોતપોતાનાં શસ્ત્રો બાજુએ રાખીને ઉપરનાં વસ્ત્રો ઉતારી ખીટીએ ભેરવ્યાં.

મહારાજ તેમને સંબોધીને બોલ્યાઃ "હવે આપ બન્ને મહાશયો વિશ્રાંતિ લ્યો. અત્ર આહારમાં મારા તરફથી આપને દૂધ સિવાય બીજી કાંઇ વસ્તુ મળી શકશે નહિ. પરંતુ હું ધારૂં છું કે બીજા પદાર્થ કરતાં ગાયનું દુધ આપને વધારે ત્વરાથી તાજગી અર્પશે અને રાત્રે નિદ્રા પણ શાંતિથી આવશે."

"અમે માર્ગમાં નર્મદાને તટે આહાર તો કરેલો છે, એટલે તે માટે ચિંતા નથી. દુધની પણ ખાસ આવશ્યકતા નથી." વીરધ્વજે કહ્યું.

"તો પણ દુગ્ધપાન આપને અજીર્ણ તો નહિ જ કરે." આનંદગિરિએ સ્મિત કરતાં કહ્યું: "વારુ, વીરધ્વજ ! તમારા રાજમંડળની જે કાંઈ આજ્ઞા હોય તે મને કાલે પ્રાતઃકાળે જણાવજો. રાત્રીએ તમને વિશેષ શ્રમ આપવા ઈચ્છતો નથી."

"પરંતુ મારા મિત્ર આ બૌધ સરદારનું નામ ગિરિદેવ છે એ કહેવાનું તો હું ચૂકી જ ગયો." વીરધ્વજે પોતાનો દોષ કબૂલતાં પોતાના સાથીનું નામ જણાવ્યું.

"એમ ! ગિરિદેવ નામથી તો હું પરિચિત છું; અને આ સરદારને મેં અગાઉ જોયા હોય એવો પણ ભાસ થાય છે." આનંદગિરિએ અર્ધસત્યોચ્ચાર કર્યો. વસ્તુતઃ તે એ બૌધ સરદારને સારી રીતે પિછાનતા હતા. વાચકો પણ આ સરદાર કોણ છે તે જાણવાની ઉત્કંઠા ધરાવતા હશે. પરંતુ વાર્ત્તાના પ્રવાહમાં આગળ વધતાં તેનું મૂળ સ્વરૂપ આપોઆપ જ વાચકની દૃષ્ટિ સન્મુખ પ્રકટ થનાર હોવાથી અત્યારે એ વિષયમાં સ્પષ્ટિકરણ કરવું નિરર્થક છે.

સ્વામીજી ત્યાંથી ચાલ્યા ગયા. બન્ને સૈનિકો આડે પડખે પડયા પડ્યા આનંદગિરિ મહારાજનું સૌજન્ય, તેમની ખ્યાતિ, ઇત્યાદિના સંબંધમાં વાર્ત્તાલાપ કરવા લાગ્યા. અલ્પ સમય પછી એક શિષ્ય તેમને માટે એક તામડીમાં શર્કરા મિશ્રિત ગરમ કરેલું દુધ અને બે પાત્ર લેઇને આવ્યા. બન્ને જણાયે યથેચ્છ દુગ્ધપાન કર્યું. શિષ્ય એ પાત્રો લેઇ ગયો અને પુનઃ એક જળપાત્ર તથા બે પ્યાલા લાવીને ત્યાં મૂકી ગયો. બન્ને સૈનિકો સ્વલ્પ જળપાન કરી, પોતપોતાની તલવારો પડખામાં રાખીને સુઇ રહ્યા. નિદ્રાદેવીએ તેમના પર એકદમ આક્રમણ કર્યું અને તેમને પોતાના બાહુપાશમાં જકડી લીધા.

લગભગ મધ્યરાત્રીએ આનંદગિરિ મહારાજ પોતાની પર્ણકુટી-

આંથી બહાર નિકળીને આ બે અતિથીઓની પર્ણકુટીમાં આવ્યા. બન્નેજણા ઘસઘસાટ ઉંઘતા હતા. તે વીરધ્વજના ખાટલા પાસે આવ્યા. તેમણે તેના જમણા પગનો અંગુઠો પકડીને હલાવ્યો. વીરધ્વજ ચમક્યો હોય તે પ્રમાણે સ્હેજ ઉંચો થઇને નેત્રો ખોલીને સ્વામીજી તરફ જોઇ રહ્યો.

તેને ચમકેલો જોઇને સ્વામીજી ધીમેથી બોલ્યા: "બચ્ચા ! સાવધ થા. ગડબડ ન કરીશ. કદાચ તારી પડખે સૂતેલો બૌધ સરદાર જાગી જશે. મેં તને કહ્યું હતું કે રાજમંડળનો જે આજ્ઞા હોય તે આવતી કાલે પ્રાતઃકાળે જણાવજે. એમ કહેવામાં મારો હેતુ તારી નજીક સૂતેલા બૌધ સરદારને ભૂલથાપ આપવાનો જ હતો. રાજમંડળે કાંઇ અગત્યના કાર્યને માટે જ તને મારી પાસે મોકલેલો હોવો જોઇએ. તે કાર્યને લગતી વાતચીત આવતી કાલે પ્રાતઃકાળે આ બૌધ સરદારની રૂબરૂ કરવાનું મને યોગ્ય નહિ લાગ્યાથી અત્યારે મેં તારી મીઠી નિદ્રાનો ભંગ કર્યો છે. જો તને વિશેષ શ્રમ જણાતો ન હોય તો અત્યારે જ તું મારી પર્ણકુટીમાં ચાલ."

"અગત્યના પ્રસંગોમાં શ્રમની દરકાર કરવાનો સેવકને પરિચય નથી." એમ કહેતો સંપૂર્ણ શુદ્ધિમાં આવી ગયેલો વીરધ્વજ ખાટલામાંથી ઊભો થઇ ગયો. તેને પણ સ્વામીજીનું કથન વિચારણીય લાગ્યું. તે જરી પણ અવાજ કર્યા સિવાય ફેંટો માથે મૂકી, અંગરખું પહેરી, તલવાર અને કટાર એ બે શસ્ત્રો પોતાની સાથે રાખીને મહારાજની પાછળ પાછળ ચાલ્યો. દ્વાર પાસે આવી તેણે પાછા ફરી ગિરિદેવ સામે જોયું. તે તો નિદ્રાદેવીના ગાઢ સહવાસને અનુભવતો હતો.

# પ્રકરણ ૭ મું.

## સંધિપત્ર.

બન્ને જણા સ્વામીજીની પર્ણકુટીમાં આવ્યા પર્ણકુટીમાં એક બાજુએ લાકડાની પાટ પડેલી હતી. તેના પર વ્યાઘ્રાંબર બિછાવેલું હતું. પાટની નીચે જળભરિત કાષ્ટનું કમંડલુ મૂકેલું હતું. એક દોરી પર મહારાજનાં એક-બે પિત વસ્ત્રો સુકાતાં હતાં. સ્વામીજી જમીન પર બિછાવેલા એક મૃગચર્મ ઉપર બેઠા અને તેની સામે પડેલા દર્ભાસન ઉપર વીરધ્વજને બેસવાનું કહ્યું. પછી તેને પ્રશ્ન કર્યો: "કહે, સર્વ રાજમંડળ કુશળ તો છે ના ?"

"હા મહારાજ ! મહારાજા જયશિખરી સિવાય બીજા બધા કુશળ છે." વીરધ્વજે ઉત્તર આપ્યો.

"એટલે ! શું હજી સુધી જયશિખરીની પ્રકૃતિ નથી સુધરી ?" સ્વામીજીએ આશ્ચર્યસહ પ્રશ્ન કર્યો.

"ના મહારાજ ! મહારાજાનું અનારોગ્ય લંબાવાથી સર્વને ચિંતા થવા લાગી છે;" વીરધ્વજે કહ્યું: "અને એ કારણથી જ રાજમંડળે મને આપની પાસે મોકલેલ છે."

"વારૂ કહે, રાજમંડળે આ ક્ષુદ્ર સન્યાસીને શી આજ્ઞા કરી છે ?" સ્વામીજીએ વીરધ્વજના આગમનનું કારણ પૂછ્યું.

વીરધ્વજે પોતાની ભેટમાથી એક પત્ર બહાર કાઢયો અને તે સ્વામીજીના હાથમાં મૂકયો અને કહ્યું: "આ સંધિપત્ર આપને

આપવો એવી રાજમંડળે મને આજ્ઞા કરી હતી. આ પત્ર જ આપને સર્વ જણાવશે."

એ પત્ર એક રેશમી કાપડની કોથળીમાં સીવી લીધો હતો અને તે કોથળીના મુખ ઉપર રાજમંડળની મહોરની છાપ સ્પષ્ટ રીતે ઉકેલી શકાતી હતી. તે છાપ સામે દૃષ્ટિ કરી, એક–બે વખત રેશમી કોથળી આમતેમ ફેરવી, વીરધ્વજ તરફ વેધક દૃષ્ટિ કરતા સ્વામીજી બોલ્યા: "એ ખરૂં, પણ આ સંધિપત્ર રાજમંડળે તારી સાથે જ મોકલાવ્યો છે, એનો કાંઇ પુરાવો તારી પાસે છે ?"

"હા, આ પત્રમાં તેના વાહકના નામનો નિર્દેષ કરેલો છે."

"પરંતુ એજ નામ તારૂં છે એની ખાત્રી શી ?"

"એની ખાત્રી માટે આપની તથા અમારા રાજમંડળની વચ્ચે જે સાંકેતિક શબ્દો નિશ્ચિત થયેલા છે તે રજુ કરી શકું તેમ છે." પોતાના વચન ઉપર અવિશ્વાસ આણ્યાથી સ્વમાનને ક્ષતિ પહોંચી હોય એવા ભાવપુર્વક સહેજ ભાર મૂકીને ઉપર્યુક્ત શબ્દો વીરધ્વજે ઉચ્ચાર્યા.

આનંદગિરિ તે સમજી ગયા તદપિ તેમણે શાંતિપુર્વક કહ્યું: "બોલ ત્યારે."

"મહારાજ ! રાજમંડળ સન્યાસી મહારાજ પાસે ભિક્ષા માગે છે કે—"

વીરધ્વજને વચ્ચેથી જ બોલતો અટકાવીને સ્વામીજી બોલ્યા: "બસ બસ ! હવે મને તારે માટે અણુવિશ્વાસ નથી. વીરધ્વજ ! મેં વિશેષ પુરાવો માગ્યો એથી તને ગુસ્સો ચડયો હશે. પરંતુ મારી સ્થિતિ તું જાણે છે. એક પહેરેગીર નોકરી પર હોય ત્યારે તેની સામેથી શત્રુ કિંવા મિત્ર ગમે તે પસાર થાય તોપણ તેણે તેને ટપા-

રવો જ જોઇએ. તે પ્રમાણે મારો પહેરો કેટલો મહત્ત્વનો છે એ તું જાણે જ છે. ભૃગુકચ્છના રાજા સુરસેનના બૌધ જાસુસો કેટલા બધા કપટકુશળ છે એનો તને કદાચ ખ્યાલ નહિ હોય. એવી કલ્પના કર કે એકાદા જાસુસે તારી પાસેથી આ પત્ર કોઇ પણ યુક્તિથી પ્રાપ્ત કરી લીધો, અને પછી તે આ પત્રની સાથે મારી પાસે આવીને પોતાને વીરધ્વજ નામથી ઓળખાવે. જો એટલાથી જ હું તેનું કથન માની લઇને આ પત્રનો પ્રત્યુત્તર તેની સાથે મોકલું તો તે એ ઉત્તર રાજમંડળને નહિ પહોંચાડતાં સુરસેન તેનો પોતાના સ્વાર્થને સિદ્ધ કરનારો બીજો ઉપયોગ કરે તેમાં આશ્ચર્ય શું ?"

"આપનું કહેવું યથાર્થ છે. આપની દિર્ઘદર્શિતા પ્રશંસનીય છે. હું કબૂલ કરૂં છું કે આપના શબ્દોથી મેં મારૂં અપમાન થયેલું માન્યું હતું, અને એથી હું સહેજ ક્રોધાન્વિત પણ બન્યો હતો. પરંતુ હવે તે માટે હું આપની ક્ષમા ઇચ્છું છું." સરલ હૃદયના વીરધ્વજે એક વીર હૃદયને યોગ્ય ઔદાર્ય દાખવ્યું.

"એ માટે તારે ક્ષમા માગવાની જરૂર જ નથી. ખરી રીતે તો ક્ષમા મારે માગવી જોઇએ." સ્વામીજી બોલ્યા.

"પરંતુ સ્વામીજી ! બૌધ લોકો ધર્મના દ્રોહી હોવા છતાં આપ જેવા વેદ ધર્મના ચૂસ્ત પ્રસારક વેદધર્મી રાજમંડળને બૌધોની સાથે સુલેહ કરવાની સલાહ આપો છો એટલું જ નહિ, પણ બન્ને પક્ષો વચ્ચે સંધિ કરાવવાના કાર્યમાં મધ્યસ્થ તરીકે ભાગ લેવાને તત્પર થયા છો તેનું કારણ હું સમજી શકતો નથી. અલબત્ત આ પ્રશ્ન કરવાનો મને હક્ક નથી એ હું સમજું છું; તેમ છતા પ્રશ્ન કર્યા સિવાય રહી શકતો નથી." વીરધ્વજ બોલ્યો.

"વીરધ્વજ ! તારો પ્રશ્ન વિચારણીય છે. તું એક સામાન્ય

સૈનિક હોવા છતાં તેં કરેલા આ પ્રશ્નથી તારી બુદ્ધિમતા જણાઇ આવે છે." સ્વામીજીએ કહ્યું: "બૌધો વેદ ધર્મના દ્રોહી છે એ ખરૂં, તેઓ પોતાના ધર્મનો પ્રસાર સર્વત્ર થયેલો જોવાને ઇચ્છે છે એ પણ ખરૂં છે. તદપિ તેમનો નેતા સુધન્વા રાજા અત્યંત નીતિમાન્ અને વિચારવંત છે. જો સત્ય હકીકતથી તેને વાકેફ કરવામાં આવે તો તે વેદધર્મીઓનો વિદ્રોહ કરવાનું કદી પણ પસંદ કરે નહિ. ભૃગુકચ્છનો ચૌલુક્ય રાજા સુરસેન તેનો જમાઇ થાય છે, એ સુરસેન અત્યંત જૂલ્મી, અવિચારી, દ્વેષી અને વિષયી છે. તેને તો બૌધ કિંવા વેદ બેમાંથી એક પર શ્રદ્ધા નથી. માત્ર પોતાનો સ્વાર્થ સાધવાને માટે–લાટ પ્રદેશપર પોતાની સત્તા અબાધિત રીતે ચાલુ રહે અને જયશિખરીની સૌંદર્યશાલિની બ્હેન વિમળદેવી સાથે પોતાનાં લગ્ન થઇ શકે એટલા માટે સુધન્વાને ઉંધા પાટા ભરાવીને તેણે આ ધર્મયુદ્ધ જગવ્યું છે."

"શું? સુરસેન વિમળદેવી સાથે લગ્ન કરવા ઇચ્છે છે? અને મહારાજા જયશિખરી એ વાત કબૂલ કરે ખરા? પોતાની બ્હેનનાં લગ્ન એક બૌધ રાજાની સાથે કરવાનું પસંદ કરે ખરા?" ક્રોધ અને આશ્ચર્ય મિશ્રિત સ્વરે વીરધ્વજે પ્રશ્ન કર્યો.

"જયશિખરી પોતે તો કદી પણ કબૂલ ન કરે;" આનંદગિરિએ કહ્યું: "પરંતુ તમારા રાજમંડળ માંહેના એક–બે રાજાઓ છે તે કદાચ કબૂલ કરે ખરા. મહારાજા જયશિખરી મહાન્ પ્રતાપી છે, વીર પુરુષ છે, તદપિ તેની સાથે તેની મહત્ત્વાકાંક્ષા પણ જબર છે. એથી કોઇ કોઇ વાર તે તમારા મંડળના અન્ય રાજકર્ત્તાઓની માનહાની કરી બેસે છે. 'હું સર્વથી મોટો અને અધિક શક્તિમાન્ છું' એવું તેને અભિમાન છે. એ અભિમાનને લીધે લગભગ બીજા

બધા રાજકર્ત્તાઓ તેનું આગેવાનપદ રહે એ પસંદ કરતા નથી; અને તેમાંના કેટલાક સુરસેનના કપટકળાકુશળ જાસુસે આપેલી લાલચમાં ફસાઇને જયશિખરીનું અનિષ્ટ કરવાને તૈયાર થયા છે. તેઓ કદાચ જયશિખરીના અનારોગ્યનો લાભ લેઇને તેની બ્હેનનો વિવાહ સુરસેનની સાથે કરવાનું નક્કી કરે તો તે નહિ બનવા જોગ નથી."

"પરંતુ એમ થાય તો પણ તેમાં આપને નુકસાન શું?" વીરધ્વજે સ્વામીજીના અંતરમાં ઉતરવાનો પ્રયત્ન કર્યો.

સ્વામીજી તેનો હેતુ સમજી ગયા. તે એક પળ વીરધ્વજ સામે જોઇ રહ્યા અને પછી બોલ્યા: "મને પોતને તો એથી લાભ કિંવા હાની કાંઇ પણ નથી. પરંતુ સુરસેન જેવા વિષયી અને જૂલ્મી મનુષ્યની સાથે વિમળદેવી જેવી સદ્‌ગુણી અને સુશીલ રાજકન્યા લગ્નગ્રંથીથી જોડાઇને જીવન પર્યંત દુઃખ સમુદ્રમાં ડૂબેલી રહે એ જોવાને હું ઇચ્છતો નથી."

વીરધ્વજ એ ઉત્તરથી પ્રસન્ન થયેલો દેખાયો. તેના હૃદયની પણ એજ આકાંક્ષા હતી. આનંદગિરિ જેવા વિચિક્ષણ અને કાર્યદક્ષ સન્યાસી પોતાના મનને અનુકુળ છે એ જાણીને તેને વિશેષ આનંદ થયો. તે બોલ્યો: "મહારાજ! હું ઇચ્છું છું કે સુરસેનને તેના પ્રયત્નમાં નિષ્ફળતા પ્રાપ્ત થાય. વારૂ, પણ આ સંધિપત્ર આપ વાંચી જૂઓ અને તેનો જે ઉત્તર આપવો હોય તે મને જણાવો."

પેલી રેશમી કોથળી તોડીને મહારાજે પત્ર બહાર કાઢયો અને પર્ણકુટીના એક ખૂણામાં મૂકેલી લાકડાની દીવી પર એક કોડીઆમાં પ્રકટાવેલો દીવો ઝાંખો બળતો હતો, તેની વાટ સંકોરીને તેના પ્રકાશની સહાયથી એ પત્ર વાંચી જોયો. પછી તે બોલ્યા; "પત્ર ઉપરથી જણાય છે કે મહારાજા જયશિખરીની પ્રકૃતિ વિશેષ બગડેલી

છે. પણ ઇશ્વરેચ્છા પાસે કોઇનો ઉપાય ચાલી શકે તેમ નથી. આ પત્રમાં સૂચવેલી હકીકતનો પૂર્ણ વિચાર કરીને બનશે તો કાલે જ તને ઉત્તર લખી આપીશ. પરંતુ તું રાજમંડળને એટલું કહેજે કે સુધન્વાનું વલણ પણ આપણા હેતુને અનુરૂપ છે અને સંધિના સંબંધમાં હવે વિશેષ ચિંતા કરવા જેવું રહ્યું નથી. વારૂ, હવે તું જા અને બાકીની રાત્રી આરામમાં ગાળ!"

"મહારાજ!" વીરધ્વજે નમ્રતા પૂર્વક કહ્યું: "જો આપની આજ્ઞા હોય તો મારે એક વિનતિ કરવાની છે."

"વેદધર્મી રાજમંડળના વિશ્વાસુ દૂતની વિનતિ સર્વદા સ્વીકારણીય જ છે." આનંદગિરિએ અનુમતિ આપી.

"જ્યારે હું અહીં સુધી આવ્યો છું ત્યારે વ્યાસનારાયણ ભગવાનનાં દર્શન કરીને પાવન થાઉં એવી મારી તીવ્ર ઇચ્છા છે. પરંતુ મંદિરના મુખ્ય દરવાજા ઉપર તો બૌધોનો પહેરો રહે છે. એ લોકો મને વેદધર્મી રાજમંડળના પક્ષનો જાણીને પ્રવેશ કરવા ન દે એ સંભવિત છે. એથી કદાચ તેઓ મને અંદર પ્રવેશતાં અટકાવે તો તેમની સાથે વિક્ષેપ થવાનો ભય રહે છે. તે હાલની સ્થિતિમાં ઇચ્છનીય નથી જ. પણ મારા સાંભળવામાં આવ્યું છે કે આપના આ આશ્રમમાંથી તે મંદિરમાં જવાનો એક ગુપ્ત માર્ગ છે, એ ગુપ્તમાગ દ્વારા હું મંદિરમાં નિર્વિઘ્ને પ્રવેશ કરીને મારી મનેચ્છા તૃપ્ત કરી શકીશ."

"પણ એ ગુપ્ત માર્ગની વાર્તા તારા જાણવામાં કેવી રીતે આવી?" આનંદગિરિએ આશ્ચર્યચકિત વદને પ્રશ્ન કર્યો.

"જ્યારે સિંધુપતિ મહારાજા સમરસેનજી યાત્રા નિમિત્તે પોતાના કુમાર શૂરપાળ અને કુંવરી રૂપસુંદરી સાથે અત્ર પધાર્યા હતા

ત્યારે પહેરેગીરોએ મંદિરમાં પ્રવેશ કરવા દેવા બદલ તેમની પાસે મોટી રકમની માગણી કરી હતી. તેટલી રકમ એ વખતે તેઓ આપી શકે તેવી સ્થિતિમાં ન હોવાથી તેમણે પોતાની મુશ્કેલી આપને જણાવી; અને તેમની અનન્ય ધર્મશ્રદ્ધા જોઈને આપે એ ગુપ્ત માર્ગ દ્વારા તેમને રાજકુમાર અને રાજકુમારીને લેઇ જઇને વ્યાસેશ્વરનાં દર્શન કરાવ્યાં હતાં. હું મહારાજા સમરસેનનો વિશ્વાસુ સેવક છું અને તેમની મારા પર અત્યંત કૃપા હોવાથી તેમણે એ વાર્તાથી મને હું આ ધર્મ-યુદ્ધમાં આવવાને તત્પર થયો તે વખતે જ્ઞાત કર્યો હતો."

"હા, એ સત્ય છે. જ્યારે સુરસેને મંદિર પર ચોકીપહેરો રાખીને વ્યાસનારાયણનું પૂજન પણ થવા ન દેવું એવો વિચાર કર્યો તે વખતે ધાર્મિક લાગણીને વશ થઇને મહાદેવજી અપૂજ રહેવા ન પામે તે માટે એ ગુપ્ત માર્ગ મેં મારા શિષ્યોની સહાયથી તૈયાર કર્યો હતો. એ ગુપ્ત માર્ગ વાટે સિંધુપતિ સમરસેનને લેઇ જતાં પહેલાં મેં તેમની પાસે પ્રતિજ્ઞા લેવરાવી હતી કે એ વાત તેમણે બીજા કોઇને પણ કહેવી નહિ. પરંતુ અત્યારે હું જોઉં છું કે સમરસેને પોતાની પ્રતિજ્ઞાનો—"

આનંદગિરિને આગળ બોલતા અટકાવી તેમના કર્ણ પાસે પોતાનું મુખ લેઇ જઇને વીરધ્વજે ધીમેથી બે—ચાર શબ્દો કહ્યા. એ સાંભળતાં જ મહારાજના વદન પર અત્યંત આશ્ચર્ય પ્રકટી રહ્યું. તે બોલ્યા: "વારુ, ચાલ આ લાકડાની પાટ બીજી બાજુએ ખસેડવામાં મને મદદ કર."

પ્રથમ મહારાજે લાકડાની પાટ નીચેનું જળપત્ર એક બાજુએ કરી દીધું. તે પછી બન્ને જણાએ મળીને તે પાટને ઉંચકીને બીજી બાજુએ મૂકી. પછી મહારાજે કહ્યું: "હવે તું પર્ણકુટીની બહાર દશ ડગલાં દૂર જઇને ઊભો રહે. હું બોલાવું ત્યારે આવજે."

વીરધ્વજ બહાર ગયો. ચાર-પાંચ પળ પછી મહારાજના બોલવવાથી તે પાછો આવ્યો તો જમીનમાં ચાર હાથ લાંબો અને બે હાથ પહોળો ખાડો તેના જોવામાં આવ્યો. "તું મારી પાછળ પાછળ આવ." એમ કહીને મહારાજ તે ખાડામાં ઉતરવા લાગ્યા. વીર-ધ્વજ પણ તેમની પાછળ ઉતર્યો. લગભગ પચાશેક પગથીયાં ઉતર્યા બાદ તેનો પગ સપાટ જમીનને અટક્યો. આગળ મહારાજ અને પાછળ વીરધ્વજ એ પ્રમાણે બન્ને ચાલવા લાગ્યા. તે માર્ગ થોડેક સુધી એક દિશાએ તો વળી આગળ થોડેક સુધી બીજી દિશાએ વલણ લેતો હતો. એમ કરતાં પાએક કોસ ચાલ્યા હશે એટલે પુનઃ પગથીયાં આવ્યાં. તે પગથીયાં ઉપર બન્ને જણા ચડવા લાગ્યા. ગણત્રી કરતાં વીરધ્વજને પગથીયાંની સંખ્યા એકસો આઠની માલૂમ પડી. ઠેઠ ઉપર ચડી રહ્યા બાદ મહારાજ બોલ્યાઃ "આપણે મંદિર પાસે આવી પહોંચ્યા છીએ. અંદર પ્રવેશ કરવાનું ગુપ્ત દ્વાર હું ખોલી આપીશ. એમાંથી તું અંદર દાખલ થઈશ એટલે બરોબર પાર્વતિજીની મૂર્ત્તિની બાજુએ ઉભો રહી શકીશ. હું અત્ર તારી સાથે રોકાઇ શકીશ નહિ. કેમકે પેલો બૌધ સરદાર મારા આશ્રમમાં સૂતો છે. તે કદાચ જાગૃત થઇને, તને પોતાની પાસે સૂતેલો ન દેખતાં શંકા આવવાથી મારી પર્ણકુટીમાં આવે તો ત્યાં પડેલો ખાડો જોઇને આ ગુપ્ત માર્ગનો ભેદ કળી જાય. એ ગિરિદેવને હું સારી રીતે પિછાનું છું. તે સુરસેન જેવો નીચ વૃત્તિનો નથી. તદપિ એક બૌધને આ માર્ગથી વાકેફ થવા દેવો એ મને યોગ્ય લાગતું નથી." એમ કહીને મહારાજે કાંઇક કળ દબાવવાથી ગુપ્ત દ્વાર ખૂલી ગયું, પૂર્ણ અંધકારને લીધે એ કળ વીરધ્વજ જોઇ શક્યો નહિ. માત્ર ગુપ્ત દ્વાર ઉઘડવાનો બહુજ ધીમો અવાજ તેના કાને

પડયો. પછી મહારાજે સૂચવ્યું: "જ્યારે તું પાછો ફરે ત્યારે અહીંથી ઉતરતાં ત્રીજા પગથીયાના જમણી બાજુના પત્થર ઉપર તારા જમણા પગનો સહેજ ભાર દઇશ એટલે આ દ્વાર પુનઃ બંધ થઇ જશે. એ ગોપ્ય હું તારી પાસે ખૂલ્લું કરત નહિ, પરંતુ અહીં તારી સાથે મારાથી રોકાઈ શકાય તેમ નહિ હોવાથી જ તારા પર એટલો વિશ્વાસ મૂકવાનું હું આવશ્યક ધારૂં છું, અને મારી ખાત્રી છે કે એ કળા તું બીજા કોઇને પણ જણાવીશ નહિ."

"એ વિષયમાં આપ નિઃશંક રહેજો, મહારાજ!"

"અસ્તુ." એટલું કહીને મહારાજ ચાલ્યા ગયા. વીરધ્વજ ગુપ્તદ્વાર વાટે મંદિરમાં પ્રવેશ કરીને પાર્વતિજીની મૂર્તિની બાજુએ વ્યાસનારાયણના લિંગ સામે મુખ કરીને ઊભો રહ્યો.

## પ્રકરણ ૮ મું.

### મંદિરમાં ભુત!

મંદિરમાં અત્યારે કેવળ અંધકારનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું હતું. માત્ર સામે દેખાતું મુખ્ય દ્વાર ખૂલ્લું હતું અને તેમાંથી બહારનો તારાનો પ્રકાશ દ્રષ્ટિગોચર થતો હતો. વીરધ્વજ હસ્ત જોડીને મનમાં ને મનમાં શંકર ભગવાનની પ્રાર્થના કરતો હતો. પ્રાર્થના પૂર્ણ થઈ રહ્યા બાદ તે પુનઃ ગુપ્ત માર્ગ દ્વારા આશ્રમમાં જવાનો વિચાર કરતો હતો. તેવામાં મુખ્ય દ્વારમાંથી બે કાળી આકૃતિઓ આવતી તેણે જોઈ. અત્યારે આટલી મધ્યરાત્રીએ આ બે આકૃતિઓને મંદિરમાં આવતી જોઇને વીરધ્વજને સ્વાભા-

વિક રીતેજ અદ્‌ભુત આશ્ચર્ય ઉત્પન્ન થયું. તે વહેમી નહતો. નહિ તો આ બે આકૃતિઓમાં તેણે ભુતનીજ કલ્પના કરી હોત. એ વ્યકિતઓને જોતાં તેની જીજ્ઞાસા ઉશ્કેરાવા લાગી. આ બે કોણ છે, અત્ર અત્યારે શા માટે આવેલ છે, તેમનો શો હેતુ છે, એ સર્વ જાણવાની તેને ઇચ્છા થઇ. બૌધ જાસુસોની કપટકુશળતાથી હમણાં જ સ્વામીજીએ તેને વાકેફ કર્યો હતો. એટલે એ જાસુસોમાંના કોઇ, પોતાનાં કારસ્થાનની ઘટનાથી પરસ્પરને જ્ઞાત કરવાને, આ મંદિરમાં આવ્યા હોય, એવી કલ્પના તેને થઇ. બીજી જ પળે તેને વિચાર થયોઃ 'આ બે લોકો મારી માફક વ્યાસેશ્વરનાં દર્શન કરવા માટે પણ કાં ન આવ્યા હોય? ગમે તે હો, પરંતુ અત્યારે મધ્યરાત્રીએ પગથી તે માથા સુધી કાળું કંપડું વિંટાળીને આ લોકો અત્ર આવેલ છે, ત્યારે તેમાં કાંઈ પણ ભેદ હોવો જોઇએ. એ ભેદ જાણવો તો ખરોજ.' એમ વિચાર કરીને તે જરી પણ અવાજ કર્યા સિવાય પેલા ભોંયરાની અંદર દાખલ થઇ ગુપ્તદ્વારને અધખોલું વાસીને તેની પાછળ સંતાઇ રહ્યો.

પેલી બે શ્યામ વસ્ત્રધારિણી વ્યકિતઓએ વ્યાસેશ્વરની સામે દ્રષ્ટિ પણ કરી નહિ. એ પરથી વીરધ્વજ સમજી ગયો કે આ લોકો વેદધર્મી નથી. 'વેદધર્મી મનુષ્ય ગમે તેવા સારા યા બુરા હેતુથી મંદિરમાં આવે તો પણ પ્રથમ મહાદેવને વંદન કર્યા સિવાય રહે નહિ માટે નક્કી આ નાસ્તિક બૌધો હોવા જોઇએ, અને એ બૌધ હોવા છતાં આટલી રાત્રીએ અત્ર આવેલ છે તો નક્કી કાંઈ પણ નવીન કારસ્થાન જાણવાનો મને લાભ મળશે ખરો.' એવી કલ્પના કરતો તે આ બે વિચિત્ર વેશધારી વ્યક્તિઓની હીલચાલ તપાસતો શાંતપણે ઊભો રહ્યો.

તે જે સ્થળે ઊભો હતો ત્યાંથી લગભગ પંદરેક ડગલાં દૂર સુધી એ બે વ્યક્તિ આવીને ઉભી રહી. તેમાંની એક વ્યક્તિએ ચોમેર દ્રષ્ટિ ફેરવીને દ્વિતીય વ્યક્તિને ઉદ્દેશીને કહ્યું: "સામંત! સાવચેત રહેજે. જો આપણે અત્ર છૂપાઇ રહ્યા છીએ એમ અગાઉથી એ લોકો જાણી જશે તો છટકી જશે."

"મહારાજ! એ સંબંધમાં આપ બેફિકર રહો. વારૂ પણ આપણે કયે સ્થળે છૂપાઇ રહીશું?" સામંતે પ્રશ્ન કર્યો.

તેણે કરેલા 'મહારાજ'ના સંબોધનથી વીરધ્વજના કાન ચમક્યા. "મહારાજ! એનો શો અર્થ? જેને મહારાજ શબ્દથી સંબોધવામાં આવે છે તે કોણ હશે?" તેણે પોતાના મનને પ્રશ્ન કર્યો.

"જો, આ મંદિરમાં પ્રવેશવાના મુખ્ય દ્વાર ઉપરાંત દક્ષિણ દિશા તરફ બીજું દ્વાર છે. સામાન્ય રીતે તેને તાળું વાસીને બંધ રાખવામાં આવે છે. પરંતુ તાળાની કુંચી પૂજારી પાસેથી મેં મેળવી રાખી છે. પૂજારીને પણ આપણા ગુપ્ત બેતથી જાણીતો કર્યો છે. એ લોકો હવે થોડી વારમાં જ અહીં આવશે. બહારથી પૂજારીનો અવાજ સાંભળીશું કે તુરત આપણે દક્ષિણ દિશાનું દ્વાર ખોલીને મંદિરની બહાર નિકળી ત્યાં છૂપાઇ રહીશું."

"પરંતુ એ કેટલાં જણ છે?"

"ચાર. જયશિખરીની રાણી, તેની બ્હેન વિમળદેવી અને બે દાસીઓ." અજ્ઞાત વ્યક્તિએ જવાબ દીધો.

"રૂપસુંદરી અને વિમળદેવી!" વીરધ્વજ સ્વગત બોલ્યો: "તેઓ અહીં અને આટલી મધ્ય રાત્રીએ?"

"પણ તેમની સાથે બીજા રક્ષકો હોવા જોઇએ." સામંત બોલ્યો."

"હા છે. તેમની સાથે બાર સ્વાર છે."

"તો પછી તેમની વચ્ચે થઇને આપણે કેવી રીતે વિમળદેવીને ઉપાડી જઈ શકીશું ?"

"મૂર્ખ ! સુરસેનની સાથે આટલો વખત રહ્યા છતાં તેની કાર્યદક્ષતાનો તને અનુભવ નથી થયો ?—"

"હં હં ! હવે કાંઇક સમજાય છે ખરૂં." વીરધ્વજ પુનઃ મનમાં બોલ્યોઃ "સુરસેન એટલે ભૃગુકચ્છનો ચૌલુક્ય રાજા. વિમળદેવીની સાથે લગ્ન કરવાની તેની ઇચ્છા છે. પરંતુ મહારાજા જયશિખરી તેની ઇચ્છાને બર આવવા નહિ દે એવો તેને ભય છે. એટલે આ માર્ગ તેણે લીધો છે. ઠીક છે, બચ્ચાજી ! પરંતુ જ્યાં સુધી મારૂં અસ્તિત્વ છે ત્યાં સુધી તમારી આશા સફળ થઈ શકે તેમ નથી !"

"મહારાજ ! મને ક્ષમા કરો." સામંત વચ્ચે બોલ્યોઃ "આપની કાય કુશળતામાં શંકા આણવી નિરર્થક છે. પરંતુ જ્યાં સુધી આપની યોજનાથી હું સંપૂર્ણ વાકેફગાર ન હોઉં ત્યાં સુધી અનેક પ્રકારના તર્કવિતર્ક મારા મનમાં સ્ફુરે એ દેખીતું છે."

'આ પણ ઠીક જ થયું, હવે બધું જાણી શકાશે ખરૂં.' વીરધ્વજે વિચાર્યું.

"તારા કથનમાં સત્યાંશ છે ખરો. પણ તને બધી વિગતથી વાકેફ કરવાનો સમય જ કયાં હતો ? મને લાગે છે કે એ લોકોને આવતાં હવે વધારે સમય નહિ લાગે, માટે હું તને ટુંકમાં જ બધી હકીકતથી વાકેફ કરી દઉં." એમ કહીને સુરસેને પોતાનો બેત તેને જણાવ્યોઃ "અત્યારે આપણા બન્ને પક્ષો વચ્ચે સંધિની હિલચાલ ચાલૂ હોવાથી યુદ્ધવિરામ કબુલ કરવામાં આવ્યો છે એ તો તું જાણે

છે. સંધિની શરતોમાં એક એવી શરત દાખલ કરાવવાનો મારો ઈરાદો છે કે ' જયશિખરીએ તેની બ્હેન વિમળદેવીનું લગ્ન મારી સાથે કરવું.' તેના પક્ષના ત્રણ–ચાર રાજાઓ તેમ કરવાને કબૂલ થયા છે એ પણ તું જાણે છે. પરંતુ જયશિખરી એ શરત કબૂલ રાખે કે કેમ એ શંકાસ્પદ છે. કદાચ તે એ શરત સામે વાંધો લે તો બૌધ સમ્રાટ તેને માટે અત્યાગ્રહ કરશે નહિ એમ મારૂં માનવું છે. જો તેમ બનવા પામે તો સાંપ્રત ધર્મયુદ્ધ જગાડવામાં મારો જે મુખ્ય હેતુ હતો તે નિ-ષ્ફળ થાય. તેથી કોઇ પણ પ્રયત્ને વિમળદેવીને કબજે કરીને તેની સાથે ત્વરાથી લગ્ન કરી નાખવાનો મારો વિચાર છે."

"આટલે સુધી તો તેં કાંઈ નવીન જણાવ્યું નથી. થોડા સમય પહેલાં જ સ્વામી આનંદગિરિએ આ હકીકતથી મને વાકેફ કર્યો છે!" વીરધ્વજ મનમાં બડબડ્યો.

"મારો એ વિચાર ત્વરાથી અને સરલતાથી પાર પડી શકે એવો સંયોગ ઉપસ્થિત થયો છે." સુરસેન આગળ કહેવા લાગ્યો: "જયશિખરીનો મંદવાડ લંબાવાથી તેની રાણી રૂપસુંદરી અને બ્હેન વિમળદેવી વિશેષ ચિંતાતુર થવા લાગ્યાં, તે વખતે આપણો એક જાસુસ તેમની છાવણીમાં સન્યાસીના સ્વરૂપમાં દાખલ થયો અને તેણે રૂપસુંદરીને કહ્યું કે ' જો તમે વ્યાસનારાયણના પારે જઇ તમારે હસ્તે તેમનું પૂજન કરો અને તેમની સાનિધ્યમાં મહારાજને માટે પ્રાર્થના કરો તો એ કૃપાળુ ભગવાનની દયાથી તમારા પતિ-દેવને જરૂર આરામ થઈ જશે.' વ્યાસનારાયણ ઉપરની પોતાની અનન્ય શ્રદ્ધાને લીધે એ વાત રૂપસુંદરીને રૂચી ગઇ. વિમળદેવી પણ તેની સાથે આવવાને તૈયાર થઇ. તેમને માટે આપણા પ્રદેશમાં પ્રવેશ કરવાને અનુજ્ઞાપત્રની રાજમંડળે માગણી કરતાં ચાર સ્ત્રીઓ,

એક ગાડીવાન અને બાર સ્વારને માટે અનુજ્ઞાપત્ર આપવામાં આવ્યું છે. તેઓ પોતાની છાવણીમાંથી નિકળ્યાં છે. આજે સ્હાંજે. અહીં આવી પહોંચે તેમ હતું. પરંતુ જો લગભગ મધ્યરાત્રીએ અહીં આવી પહોંચે તો આપણો હેતુ વધારે સરલતાથી બર આવે એમ ધારીને મેં આપણા એક જાસુસ મારફત આ પ્રદેશના કેટલાક ભિલ્લ લોકોને લલચાવીને અહીંથી પંદર કોસ દૂર તેમની સામે થવાને મોકલ્યા છે. ત્યાંથી હું અહીં આવ્યો અને ચાર સ્વાર તથા એક વધારાના ઘોડા સાથે અહીં આવવા તને મેં ખબર કહાવ્યા. તે દરમિયાન અહીં ચંપાને પણ તેણે બજાવવાનો પાઠ પઢાવી મૂકયો છે."

"ચંપાને? ચંપા કટાક્ષબાણ ફેંકવામાં કુશળ છે એ તો હું જાણું છું. પરંતુ તે યુદ્ધકુશળ હશે અને જ્યાં ઝપાઝપી થવાનો સંભવ છે ત્યાં આપને મદદ કરી શકશે એ તો મેં આજે જ જાણ્યું?" સામંત હસતો હસતો બોલ્યો.

"ખરેખર સામંત હજી પણ તું કેવળ મૂર્ખ જ રહ્યો! સુરસેન બોલ્યોઃ

"હાજી, મારી બુદ્ધિ જડ છે ખરી, સંગ્રામક્ષેત્રમાં શત્રુની સાથે બે હાથ કરવા હોય તો ત્યાં મારા ચૈતન્યનો પ્રકાશ થઇ શકે. બાકી આવા કાર્યમાં તો આપની આજ્ઞાને અનુસરવા સિવાય નવીન કલ્પના કરવામાં મારૂં મગજ કામ લાગી શકે તેમ નથી."

"તારા વીરત્વનો મને અનુભવ છે અને એથીજ કદાચ અત્ર તારી જરૂર પડશે, એમ ધારીને તને બોલાવ્યો છે." સુરસેન બોલ્યોઃ "વારૂ, હવે ચંપાએ શું કરવાનું છે તે હું તને સમજાવું. વિમળદેવીએ પહેરેલી સાડી અને કાંચળીનું સન્યાસી બનેલા આપણા જાસુસે કરેલું બારિક અવલોકન આપણને અતિ ઉપયોગી થયું પડયું

છે. તેવીજ સાડી અને કાંચળી મંગાવીને એ મેં ચંપાને બક્ષિસ કરી છે. તે બન્ને વસ્ત્રો પરિધાન કરીને અત્યારે ચંપા પૂજારીની ઓરડીમાં બેઠેલી છે. પૂજારી આપણા પક્ષનો જ છે એ તો તું જાણે છે. હવે રૂપસુંદરી વગેરે દર્શન પૂજન કરી, બાધા પૂર્ણ કરીને પાછાં તુરતજ અહીંથી રવાના થશે. કેમકે જયશિખરીને જાણ કર્યા સિવાય ગુપ્ત રીતે તેઓ આવેલાં હોવાથી તેમજ જયશિખરીનું આરોગ બરોબર નહિ હોવાથી વધુ વખત છાવણીમાંથી ગેરહાજર રહેવાનું તેમને પાલવે તેમ નથી. તેઓ અહીં આવશે અને બૌધ પહેરેગીરોને અનુજ્ઞાપત્ર બતાવશે એટલે માત્ર ચાર સ્ત્રીઓનેજ તેઓ દેવાલયના કોટની અંદર દાખલ થવા દેશે. ગાડી અને સ્વારો કોટની બહાર રહેશે. પૂજારી મશાલ લેઈ એ ચાર સ્ત્રીઓની સાથે મંદિરમાં આવશે. તેમની પાછળ જ ચંપા પૂજારીની ઓરડીમાંથી બહાર નિકળીને મંદિરના દ્વારના બારણા પાછળ છૂપી રીતે ભરાઇ રહેશે. રૂપસુંદરી વગેરે પ્રાર્થના કર્યા બાદ જ્યારે પાછાં ફરે તે વખતે આપણે ક઼કીયારી કરતાં દક્ષિણ દિશાના દ્વારમાંથી અહીં પ્રવેશ કરવાનો છે. આપણા અવાજ અને દેખાવથી એ લોકો આપણને ભૂત કિંવા પિશાચ સમજશે, અને ગભરાટમાં પડશે. તેજ વખતે પૂજારી ભયભીત થયેલા મનુષ્યની પેઠે પોતાના હાથમાંની મશાલ ભોંય નાખીને પગ વડે ઓલવી નાખશે. ઘોર અંધકારમાં પેલી સ્ત્રીઓ ભય પામીને મુખ્ય દ્વાર તરફ ધસશે. એ વેળાએ તારે માત્ર એટલું જ કરવાનું છે કે વિમળદેવીને પકડીને તેનું મ્હોં રૂમાલ વડે કસકસાવીને બાંધી લેવું, કે જેથા તે અવાજ કરી શકે નહિ, અને તેને તારા કબજામાંથી છૂટી થવા દેવી નહિ. વિમળદેવીને તેં પકડી કે તેજ વખતે ચંપા જે સ્થળે સંતાઇ રહેલી હશે ત્યાંથી બહાર નિકળીને પેલા

સ્ત્રીમંડળ સાથે ભળી જશે. મારૂં અનુમાન છે કે એ લોકો જ્યાંસુધી ચંપાનું મુખ નહિ જૂએ ત્યાં સુધી એ વિમળદેવી નથી એમ જાણી શકશે નહિ, અને ચંપાને માટે મારી ખાત્રી છે કે તે પોતાનો વેશ કુશળતાથી ભજવ્યા સિવાય રહેશે નહિ. જો બધું પાધરે પાધરૂં ઉતરી જાય અને એ લોકો અહીંથી રવાના થઇ જાય તો મંદિરનો પૂજારી આજ સ્થળે મારા અને વિમળદેવીનાં ગાંધર્વ લગ્ન કરી દેશે. કદાચ એ લોકોને શંકા પડી અને બોધ પહેરેગીરો તથા રૂપસુંદરીના સ્વારો વિમળદેવીની તપાસને માટે અહીં આવે તો આપણે વિમળદેવીને ઉપાડી દક્ષિણ દિશાના દ્વારમાંથી પસાર થઇ કોટની પાછલી બારીએથી બહાર નીકળીને આપણા સ્વારોની સાથે *નંદીદુર્ગમાં પહોંચી જવું. ત્યાં પહોંચ્યા એટલે પછી કોઇ પણ જાતનો ભય નથી."

"અહા! ક્ષુદ્ર બુદ્ધિ માનવ!" વીરધ્વજ જે આ બે દુષ્ટ મનુષ્યો વચ્ચે ચાલતી મસલત આશ્ચર્ય, ક્રોધ, ચિંતા અને ભયની લાગણી સાથે શ્રવણ કરતો હતો તે મનમાં બડબડયોઃ "પોતાના પુરુષાર્થ ઉપર જોઇએ તે કરતાં વિશેષ શ્રદ્ધા રાખવાનો તારો દુરુત્સાહ, ભવિષ્યના ભંડારનો ભેદ પામવાની તારી અશક્તિનું ભાન તને થવા નથી દેતો! તું તારી નીચ યુક્તિમાં વિશ્વાસ રાખીને સરલતા પૂર્વક તારી દુષ્ટ મનેચ્છા પૂર્ણ કરવાની આશા રાખે છે, પરંતુ તને ક્યાં ભાન છે કે તારી એ પાપવૃત્તિ પાર નહિ પડવા દેવા માટે પરમકૃપાળુ પરમાત્માએ આજ પ્રસંગે આ સ્થળે મને નહિ ધારેલી રીતે હાજર કર્યો છે! જો હું ધારૂં તો અત્યારે આજ પળે મારી અપરાજીત સમશેરની સહાયથી તમારો બન્નેનો શિરચ્છેદ કરી શકું.

---

* નાંદોદ, જે હાલ રાજપીપળા સ્ટેટનું રાજધાનીનું ગામ છે.

પરંતુ તેમ કરવાથી મંદિરના બૌધ પહેરેગીરો સચેત થાય. કદાચ હું તેમના હાથમાં સપડાઇ જઉં કિંવા ગુપ્ત માર્ગ દ્વારા છટકીને આનંદગિરિ મહારાજ પાસે પહોંચી જઉં, તો પણ આ પાપાત્માઓનો નાશ કરવાનું સંગીન કારણ મારે રજુ કરવું પડે, જે હું પૂરતા પૂરાવા સાથે રજુ કરી શકું તેમ નથી. તેનું પરિણામ એ આવે કે બન્ને પક્ષો વચ્ચે ચાલતી સંધિની હિલચાલ બંધ પડી જાય અને અમારા રાજમંડળની દ્રષ્ટિએ પણ કદાચ હું ગુન્હેગાર ઠરૂં. માટે હાલ તો એ લોકો પોતાની યુક્તિમાં ક્યાં સુધી સફળ થાય છે તે જોવું અને છેવટે યથા સમયે ફટકો મારવો કે પછી પુનઃ સુરસેન કદી પણ વિમળદેવીને હાથ લગાડવાનો યત્ન કરવાની ઇચ્છા રાખે નહિ. હે શંભો ! હે વ્યાસનારાયણ ભગવાન્ ! જેવી રીતે આ જ પ્રસંગે અત્ર આવવાની આપે મને પ્રેરણા કરી છે તેવીજ રીતે વિમળદેવીનું આ પાપીઓના પંજામાંથી રક્ષણ કરવાની પણ મને શક્તિ આપજો ! ”

એ જ વખતે મંદિરના મુખ્ય દ્વારની બહાર દૂરથી પૂજારીની મશાલનો પ્રકાશ દેખાયો. વીરધ્વજ સાવધ થઇને પ્રસંગ આવતાં વિના વિલંબે આક્રમણ કરવાને તત્પર બનીને ઊભો રહ્યો. સુરસેન અને સામંત દક્ષિણ દિશાનું દ્વાર ખોલીને પૂજારી વગેરે મંદિરમાં પ્રવેશ કરે તે પહેલાં બહાર નિકળી ગયા અને તેમણે બહારથી દ્વાર વાસી લીધું.

પૂજારી મશાલ લેઇને આગળ ચાલતો હતો. તેની પાછળ વિમળદેવી અને રૂપસુંદરી તથા એ બેની પાછળ તેમની બે દાસીઓ ચાલતી હતી.

મશાલના પ્રકાશથી શિવાલયનો અંદરનો ભાગ દ્રષ્ટિગોચર થતો

હતો. મુખ્ય દ્વારમાંથી અંદર પેસતાં એક ગોળ રંગમંડપ આવતો હતો. રંગમંડપના ઘુમ્મટમાં સંગેમરમરની મોટી શિલાઓને કોતરીને બનાવવામાં આવેલી શિવના ગણુની મૂર્તિઓ દ્રશ્યમાન થતી હતી. રંગમંડપના ઉપરના ભાગને મોટા મોટા સ્થંભો વડે ટેકાવી રાખવામાં આવ્યો હતો. તેની બે બાજુએ ઉત્તર અને દક્ષિણ દિશા તરફ બે દ્વાર હતાં. એ બે તથા મુખ્ય એમ ત્રણે દ્વારનાં બારણાંને રૂપાવડે મઢી લેવામાં આવ્યાં હતાં. એ રંગમંડપમાંથી આગળ વધતાં નંદીની ઉંચી આરસપહાણની મૂર્ત્તિ હતી. તેની આગળ કાચબાની મૂર્ત્તિને જમીન સાથે જડી લેવામાં આવી હતી. જમણી બાજુએ હનુમાન અને વળી ડાબી બાજુએ ગણપતિની નાની મૂર્ત્તિઓ વિરાજતી હતી. સામે સ્ફાટિકનું મોટું શિવલિંગ મશાલના પ્રકાશથી ચમકારા મારતું પ્રેક્ષકના અંતરને પોતાના તરફ આકર્ષતું હતું. પાર્વતિજીની સૌમ્ય મુદ્રા ઉપર નૈસર્ગિક સ્મિત વિલસતું હતું, જે એ જગદીશ્વરીના માટે ભાવિક ભકતના મનમાં શ્રદ્ધા અને ભકિત ઉત્પન્ન કરતું હતું. એવું મનોરમ્ય દ્રશ્ય નિહાળતાં રૂપસુંદરી અને વિમળદેવીની ધર્મભાવના જાગૃત થઇ. તે બન્ને બે હાથ જોડી ભગવાન વ્યાસનારાયણને વંદન કરી મનમાં ને મનમાં ભકિતભાવ પૂર્વક પ્રાર્થના કરવા લાગી. તેમની પ્રાર્થનાનો વિષય જયશિખરીને જલ્દીથી આરોગ્ય પ્રાપ્ત થવાને લાગતો હતો. તેમની બન્ને દાસીઓ ભગવાનને પ્રણામ કરીને મર્યાદાપૂર્વક સહેજ દૂર ઊભી રહી. પૂજારી નંદી પાસે ઉભો હતો. તેણે ઢીંચણુ સુધીના પનાનું ટુંકું પોતીયું પહેર્યું હતું. ડાબે ખભે અંચલો તથા મેલથી કાળું પડી ગયેલું ઉપવિત લટકતાં હતાં, તેના શરીરનો કાળો રંગ તેને જોનારના મનને શિવનાગણુનું ભાન કરાવતો હતો. પાર્વતિજીની મૂર્ત્તિ પાસેના ગુપ્ત-

દ્વારની તડમાંથી વીરધ્વજ આ સર્વ દ્રશ્ય નિહાળતો હતો.

પ્રાર્થના પૂર્ણ થઇ રહ્યા બાદ પૂજારીએ રૂપસુંદરી પાસે વ્યાસનારાયણનું પુજન કરાવ્યું. તે પછી રૂપસુંદરીએ પોતાના ગળામાંથી એક મોતીની માળા કાઢીને પૂજારીને આપીને કહ્યું: "લ્યો મહારાજ! પાર્વતિજીના શણગારને માટે મારા તરફની આટલી સેવા સ્વીકારો."

"બા! માજી આપનું સૌભાગ્ય અખંડ રાખો." એમ કહેતો પૂજારી શિવલિંગ પાસે ગયો અને રાત્રીનો સમય હોવાથી તેના ઉપર ચડાવેલી ભસ્મમાંથી એક ચપટી ભરીને તે રૂપસુંદરીને આપતાં બોલ્યો: "લ્યો આ વ્યાસનારાયણ ભગવાનની પ્રસાદી. આમાંથી થોડીક ભસ્મ મહારાજાધીરાજના કપાળે લગાડજો અને બાકીની પાણીમાં ડોહોળીને એ પાણી તેમને પાઇ દેજો; એટલે એકદમ આરામ થઇ જશે. ભગવાનને પારે આવેલું કોઇ પણ નિરાશ થઇને ગયું નથી અને જશે પણ નહિ."

"તમારો આશીર્વાદ ફળો." એટલું કહીને રૂપસુંદરીએ પોતાની એક દાસી સામે જોયું એટલે તે દાસીએ તેની પાસેની રેશમી કોથળીમાંથી પાંચ સોના મહોરો કાઢીને મહારાજને આપી. "કલ્યાણમસ્તુ." મહારાજે આશીર્વાદ આપ્યો.

"ભાભી! ચાલો હવે મોડું બહુ થઇ ગયું. મારા ભાઇ કાલે આખો દીવસ આપણને નહિ જૂએ તો ચિંતાતુર થશે. માટે અત્યારે ને અત્યાર જ અહીંથી નિકળીએ એટલે કાલે સાયંકાળ પહેલાં છાવણીમાં પહોંચી જઈશું." વિમળદેવીએ સૂચના કરી.

"હા બ્હેન! તમારૂં કહેવું સત્ય છે. વચમાં પેલા ભિક્ષુ મળ્યા નહત તો આટલું મોડું ન થાત. સારૂં થયું કે એ લોકોના ત્રણ-ચાર

માણુસ ઘાયલ થયા એટલે તેઓ ન્હાસી ગયા. નહિ તો આપણા-મનો કોઇ માણુસ ઘાયલ થયો હોત કે મરાયો હોત તો તમારા ભાઇને ખબર પડત અને આવું સાહસ ખેડવા માટે તે આપણા પર ગુસ્સે પણ થાત." એટલું કહી રૂપસુંદરીએ પૂજારી સામે જોઇને કહ્યું: "મહારાજ ! હવે અમે જઇએ છીએ. તમે કોઇ વખત પંચાસર આવજો. ત્યાં અમે તમારો યોગ્ય આદરસત્કાર કરીશું. વારૂ, તમે, રોજ મહારાજા તરફથી ભગવાન વ્યાસનારાયણને રૂદ્રા-ભિષેક કરજો. તેમાં જે કાંઇ ખર્ચ થાય તે અમને જણાવજો, એટલે દર વર્ષે અમે મોકલી આપીશું."

"બા ! આપની જ કૃપા છે." એમ કહીને પૂજારી આસ-પાસ દ્રષ્ટિ કરતો આગળ થયો. તે સર્વ દશ-પંદર ડગલાં ચાલ્યાં હશે એટલામાં તેમની પાછળથી 'ઘરર્ર-ઘરર્ર' કરતો અવાજ આવ્યો. સર્વનાં દિલમાં ગભરાટ છૂટયો. તેમણે પાછા ફરીને જોયું તો બે કાળી પિશાચાકૃતિઓ તેમની પાછળ ધસમસતી આવતી દેખાઈ. તેમને જોઇને પુજારીએ ભયભીત થયા જેવો ડોળ કરીને "બાપ-લીયા-ખાધો-આતો ભૂત !" એમ કહીને મશાલ હાથમાંથી નીચે નાખી દીધી અને પગવડે દબાવીને ઓલવી નાખી, આગળ તે તથા તેની પાછળ ચારે સ્ત્રીઓ દોડવા લાગી. પેલી બે આકૃતિઓએ અગાઉથી કરી રાખેલા સંકેત મૂજબ તેમની પાછળ દોડીને એકદમ વિમળદેવીને પકડી લીધી અને એકે તેના મ્હોંમાં ડુચો મારી રૂમાલ વડે મ્હોં બાંધી લીધું. તેજ વખતે મુખ્ય દ્વારના કમાડ પાછળ સંતાઇ રહેલી ચંપા બહાર પડી અને ત્રણુ સ્ત્રીઓની સાથે સાથે દોડવા લાગી. બધાં બહાર ચાલ્યાં ગયાં. માત્ર આ બે જણા અને તેમના પંજામાં ફસાયેલી વિમળદેવી મંદિરમાં રહ્યાં !

# પ્રકરણ ૯ મું.

## મુક્તતા.

"એક કામ તો પાર પડયું, બીજું પણ એવીજ રીતે વિના વિઘ્ને પાર પડે એટલે બસ." સુરસેન બોલ્યો.

"એવું કયું કામ છે કે જે આપે હાથમાં લીધું અને પાર ન પડયું હોય ?" સામંતે સ્વામીશ્લાઘા કરી.

"એની ખબર હજી હવે પડશે !" વીરધ્વજ સ્વગત બોલ્યો. તેના મનને તો થયું હતું કે અત્યારે જ પ્રકટ થઇને આ બે જણાને ભૂમિ ભેગા કરી દઉં. પરંતુ આ લોકોની નીચતા કયાં સુધી પહોંચે છે, એ જોવાની લાલચને તે થોભાવી શકયો નહિ. એટલે પૂર્વવત શાંતિ ધારણ કરીને સ્થિર ચિત્તે જોતો ઊભો રહ્યો.

આ બે જણા નંદી પાસે ઊભા હતા. વિમળદેવી ભયથી બે-શુદ્ધ બનીને તેમના પગ પાસે જમીન ઉપર પડી હતી. સુરસેનની દ્રષ્ટિ અને કર્ણ મુખ્ય દ્વાર તરફ હતાં. સામંત પણ પૂજારીના આ-ગમનની રાહ જોતો મૌનપણે ઊભો રહ્યો હતો.

થોડી વારે પૂજારી એકલો એક હાથમાં મશાલ અને એક હાથમાં થાળ લેઇને દક્ષિણ દિશા તરફના દ્વારમાંથી આવ્યો. તેને જોતાં જ આનંદથી સુરસેનનું મુખ ચમકવા લાગ્યું. અત્યારે તેણે તથા સામંતે પોતાનાં મુખ પરના બુરખા કાઢી નાખ્યા હતા. પુજારીના હાથમાં જે થાળ હતો તેમાં લગ્નવિધિને માટે જોઇતી ચીજો અને જળપાત્ર હતું.

તે બોલ્યોઃ "કાં મહારાજ! બધી તૈયારી છે ને? પણ સેવકની મહેનત ન ભૂલતા?"

"તને તો અગાઉથી જ મોતીની માળા મળી ગઇ છે! હવે વધારે લોભ શેનો કરે છે?" સુરસેને હસતાં હસતાં કહ્યું.

"એ માળા તો પાર્વતિજીની–મારી નહિ!"

"વારૂ વારૂ, તને તારી મહેનતનો સંપૂર્ણ બદલો મળશે."

"એમ નહિ, મહારાજ! મને એક ગામ બક્ષિસ મળવું જોઇએ."

"વાહ! તારે તો મહાદેવનો પૂજારી મટીને રાજા થવું લાગે છે?" સામંત હસ્યો.

"શા માટે નહિ? પારસમણી લોઢાને સોનું ન બનાવે તો તે પારસમણી શાનો?" પૂજારીએ પણ હસતાં હસતાં જ જવાબ દીધો.

"એ બધું પછી, પણ પહેલાં મંગળકાર્ય આટોપી લેઇએ." સુરસેને ગાંધર્વલગ્ન માટે ત્વરા દર્શાવી.

"મહારાજ! સૂર્યોદય સુધી તો ચિંતા નથી." પૂજારી બોલ્યોઃ "ચંપાએ તેનો વેશ કુશળતાપુર્વક ભજવ્યો છે. એ બધાં અહીંથી વિદાય પણ થઇ ગયાં છે અને જ્યાં સુધી ચંપાનુ મુખ દ્રષ્ટિએ નહિ પડે ત્યાં સુધી ચિંતા નથી." જમીન પર પડેલી વિમળાદેવી તરફ દ્રષ્ટિ કરતો બોલ્યો: "પણ જેની સાથે ગાંધર્વલગ્ન કરવાની ઇચ્છા રાખો છો તેની સ્થિતિ તો તપાસો!"

"અરે! આ તો બેશુદ્ધ બની ગએલી લાગે છે!" નિશ્ચેષ્ટ અવસ્થામાં પડેલી વિમળાદેવીના મુખ પર મશાલનો પ્રકાશ પડતો હતો; તેની સામે દ્રષ્ટિ કરતો સુરસેન બોલ્યો.

વિમળદેવીનાં અર્ધ બિડેલાં નેત્રો, તેનું મ્લાન બનેલું વદન, અતિ ત્વરાપુર્વક ધબકારા મારતું હૃદય, એ સર્વ પરથી કાળી આકૃતિઓના દર્શનથી તથા પોતાના પર થયેલા આક્રમણથી તે અત્યંત ભયભીત થયેલી હોવી જોઇએ અને એ ભીતિજ તેને બેશુદ્ધ બનાવવામાં કારણભૂત હોવી જોઇએ એમ અનુમાન થતું હતું. પૂજારીએ પ્રથમ વિમળદેવીના મુખપર બાંધેલું કપડું છોડી નાખ્યું, અને પછી પોતાની પાસેના જળપાત્રમાંથી થોડું જળ તેની આંખો પર છાંટીને થોડુંક તેના મુખમાં રેડયું થોડીક પળો બાદ વિમળદેવીએ નેત્રો ખોલીને બેફામપણે પૂજારીની સામે ટગર ટગર જોયા કર્યું. તે પૂર્ણ શુદ્ધિમાં આવી નહોતી. પુજારીએ પોતાના અંચળાવડે તેને પવન નાખવા માંડયો. ઠંડા પવનના સ્પર્શથી વિમળદેવી શુદ્ધિમાં આવવા લાગી. તે બ્હેબાકળીની પેઠે બેઠી થઇને પૂજારી સામે જોઇને બોલીઃ "કોણ ? પૂજારી મહારાજ ? મારાં ભાભી ક્યાં ? એ છે તો સુરક્ષિત ને ?"

"હાજી, આપ રૂપસુંદરીઓની લેશ પણ ચિંતા ના કરતાં." પૂજારી વિમળદેવીને આશ્વાસન તથા હિમ્મત આપતો બોલ્યોઃ "તેઓ સુરક્ષિત છે, તેમજ આપ પણ ભગવાન વ્યાસનારાયણની કૃપાથી તેમની સાનિધ્યમાં સુરક્ષિત છો. કોઈ દુષ્ટ મનુષ્યો આપને ઉપાડી જવાના હેતુથી ભૂતના જેવો દેખાવ ધારણ કરીને અહીં છૂપાઇ રહ્યા હતા. તેમની યુક્તિ સફળ થવાની અણી ઉપર હતી. પરંતુ એટલામાં આ તરફ તપાસને અર્થે નિકળેલા ભૃગુકચ્છના મહારાજા સુરસેનજીએ અત્યારે મધ્ય રાત્રીએ મંદિરમાં કોલાહલ થતો સાંભળીને એકદમ પોતાના અંગરક્ષકની સાથે અહીં પ્રવેશ કર્યો અને આપને પાપીઓના પંજામાંથી બચાવ્યાં !"

" વાહ! કેટલી બધી ધ્રુષ્ટતા !" વીરધ્વજ પૂજારીનું ઉપર્યુકત કથન શ્રવણુ કરતો મનમાં બબડયો, જ્યારે સુરસેન પુજારીની ચાલાકીની મનમાં ને મનમાં પ્રશંસા કરવા લાગ્યો.

" પણુ મારાં ભાભી ક્યાં ?" વિમળદેવીએ પ્રશ્ન કર્યો.

" તમારાં ભાભી નિર્વિઘ્નપણે ગુર્જરેશ્વરની છાવણી તરફ પ્રવાસ કરી રહ્યાં છે." સુરસેન વચ્ચે પૂરાયો: " ભય અને ગભરાટથી તમે તદ્દન બેશુદ્ધ બની ગયાં હતાં અને તમારી પ્રકૃતિ તરફ લક્ષ આપતાં એવી સ્થિતિમાં તમને પ્રવાસનો શ્રમ આપવો એ અમને યોગ્ય નહિ લાગ્યાથી, તમારી ચિંતાનો ભાર અમારે શિરે લઇને રૂપસુંદરીને પ્રવાસમાં આગળ વધવા દીધાં છે. કેમકે જો વિશેષ ઢીલ થાય તો મહારાજા જયશિખરી તરફથી ઠપકો મળવાનો સંભવ હતો."

વિમળદેવીનું મન હવે વિશેષતર શાંત બનતું જતું હતું. પોતાને એકલી છોડીને રૂપસુંદરી ચાલી ગઈ એથી તેને આશ્ચર્ય તો થયું, પરંતુ સુરસેને કરેલા ખુલાસા પરથી તેના મનનું સમાધાન થયું. તે બોલી: " તમારા દેખાવ પરથી હું કલ્પના કરી શકું છું કે મારા સંરક્ષક ભૃગુકચ્છાધીશ સૂરસેનજી તે તમે પોતે જ હોવા જોઇએ."

" હા, તમારી કલ્પના ખરી છે." સુરસેન બોલ્યો.

પોતાની કલ્પના ખરી ઠરતાં, પોતાનું રક્ષણુ કરનારનો આભાર માનતાં વિમળદેવી બોલી: " મહારાજ ! તમે અચાનક આ સ્થળે આવી ચડીને મને પાપીઓના પંજામાંથી મુક્ત કરી, તે માટે હું તમારો જેટલો આભાર ન માનું તેટલો ઓછો જ છે. પરંતુ હું મારાં ભાભીને મળવાને અત્યંત ઉત્કંઠિત બની રહી છું. તે પણુ મારે માટે ચિંતા કર્યાં કરતાં હશે. તો તમે જેમ બને તેમ ત્વરાથી મને તેમની પાસે પહોંચાડી દેવાનો વિશેષ ઉપકાર મારા પર કરો.

હું છાવણીમાં જઇને મારા વડીલ બંધુને તમે મારા પ્રત્યે દર્શાવેલી સહાનુભૂતિ તથા મારા માટે લીધેલા શ્રમથી વાકેફ કરીશ. મારી ખાત્રી છે કે તે તમારા ઉપકારનો યોગ્ય પુરસ્કાર કર્યા સિવાય નહિ જ રહે."

"પરંતુ મેં કાંઇ પુરસ્કારની આશાથી આ કાર્ય કર્યું નથી." સુરસેને નિસ્પૃહતા દાખવી.

"એક રાજવંશીને છાજે તેવા ઔદાર્યપૂર્વક આપે દર્શાવેલી આ નિસ્પૃહતા પ્રશંસનીય છે." વિમળદેવી બોલીઃ "તદપિ ઉપકારનો વહન કરવાને નહિ ટેવાયલા મારા બંધુ તમારી નિષ્પરાયણ કર્ત્તવ્ય-બુદ્ધિની કદર અવશ્ય કરશે જ એવી મારી ખાત્રી છે."

"જો એમ જ છે તો એ કદર તમારા બંધુ કરતાં તમે પોતે વધારે સારી રીતે કરી શકો તેમ છે." સુરસેને હવે પોતાના હેતુનું સૂચન કરવાનો પ્રારંભ કર્યો.

"હું! હું પોતે કેવી રીતે કરી શકું તેમ છે?" વિમળદેવીએ આશ્ચર્ય પામતાં પ્રશ્ન કર્યો અને કહ્યું: "મારી જીવનરક્ષાનો બદલો મારા પોતાથી વાળી શકાય તેમ હોય તો એ માટે હું સર્વદા તત્પર જ છું."

સુરસેનને લાગ્યું કે પોતાની ઇચ્છા પાર પાડવામાં હવે બળાત્કારની આવશ્યકતા રહેશે નહિ. વિમળદેવી પોતાને સુરસેનના ઉપકાર તળે દબાયેલી માનતી હતી. સુરસેનને પોતાના સૌન્દર્યનું ગુમાન હતું. એટલે સ્વાભાવિક રીતે જ તેને પોતાની માગણીનો સ્વીકાર સરલતાપૂર્વક થવાનો સંભવ લાગ્યો; તે બોલ્યોઃ "સુંદરી! સૌંદર્યમાં સ્વર્ગની ઉર્વશી કિંવા રંભાને પણ શરમાવે એવા તમારા અનુપમ સૌંદર્ય અને સદ્‌ગુણોથી મોહમુગ્ધ બનેલો હું તમારા પ્રેમની

અભિલાષા રાખું છું. કદાચિત્ તમારા જાણુવામાં તો હશે જ કે સંધિ માટેની શરતોમાં તમારા રાજમંડળ તરફથી તમારાં લગ્ન મારી સાથે કરવાની એક શરત કરવામાં આવનાર છે. પરંતુ જ્યારે આ પ્રસંગ ઉપસ્થિત થયો છે ત્યારે અત્યારે તમારા સ્વમુખે જ તમે મારા પ્રેમનો સ્વીકાર કરીને મારી સેવાનો બદલો વાળી શકો તેમ છો. તમારી અનુમતી મળતાં અત્યારે અને આ સ્થળે જ ભગવાન્ વ્યાસનારાયણુની સાનિધ્યમાં આપણે ગાંધર્વલગ્નથી જોડાઈ શકીશું. ગાંધર્વલગ્ન માટેનાં સર્વ સાહિત્યો તૈયાર છે, તેમ જ પૂરોહિત તરીકે આ પૂજારી પણુ અહીંજ છે."

વિમળદેવીએ સુરસેન તરફથી આવી માગણી થવાની કલ્પના પણુ કરી નહોતી. જેમ જેમ તે સુરસેનનું ભાષણુ શ્રવણુ કરતી ગઇ તેમ તેમ તેના મનમાં ભય, કમ્પ, લજ્જા, ક્રોધ અને તિરસ્કારની લાગણી સ્ફુરવા લાગી તેના મનને થયું કે 'આ સર્વ આ સુરસેનની કપટજાળ તો નહિ હોય ?' સુરસેનને માટે તેના મનમાં ભાવ કિંવા અભાવ કશું પણુ નહોતું. તદપિ આવા પ્રસંગે નિષ્ઠુરપણે તેને આવા પ્રકારની વિચિત્ર માગણી કરતો જોઇને તથા ગાંધર્વલગ્ન મારેની તેની ઉતાવળ તેમજ તે માટે કરી રાખેલી સર્વ તૈયારી જોઇને વિમળદેવી જેવી બુદ્ધિમતી યુવતિના મનમાં સુરસેનના દુષ્ટ હેતુ માટે શંકા આવે તે સ્વાભાવિક હતું. પરંતુ પોતાની શંકાને પ્રકટ નહિ કરતાં અશ્રાંતપણે તે બોલી: "મહારાજ ! તમારો મારા પર મહદ્ ઉપકાર થયેલો હોવા છતાંયે તમારી માગણી અસ્થાને છે. આ વિષયનો નિર્ણય કરવાનો અધિકાર મારો નહિ કિન્તુ મારા બંધુ જયશિખરીનો છે. માટે ખરી રીતે તો તમારે તમારી ઇચ્છા તેમની પાસે જ દર્શાવવી જોઇએ."

"પણ તેઓ કદાચ સંમતી ન આપે તો!" સુરસેને પ્રશ્ન કર્યો.

"તો પછી મારા વડિલ બંધુની ઇચ્છાની વિરૂદ્ધ હું કેવી રીતે જઇ શકું?" વિમળદેવીએ કહ્યું.

"પરંતુ તમારૂં દિલ મને ચાહે છે એટલું જણાવવાને તો તમે સ્વતંત્ર છો." સુરસેને વિમળદેવીના અંતરમાં પોતાને માટે થી લાગણી છે તે જાણવાનો યત્ન કર્યો.

વિમળદેવીએ પોતાના લગ્ન સંબંધી કાંઇ પણ વિચાર જ અત્યાર સુધી કર્યો નહોતો. તે માત્ર એટલું ધારતી હતી કે પોતાની લાયક ઉમર થતાં જયશિખરી કોઇ યોગ્ય રાજવંશીની સાથે પોતાનાં લગ્ન કરશે. તેના મનમાં સુરસેન પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થવાનો સંભવ પણ નહોતો. તેમાં વળી તેના અત્યારના વર્ત્તનથી તો તેના પ્રત્યે ઉલટો તિરસ્કાર ઉપજ્યો હતો. સુરસેનનું પ્રસ્તુત કથન શ્રવણ કરતાં વિમળદેવીએ વિચાર્યું: 'જો હું આ મનુષ્યને નથી ચાહતી એમ કહીશ તો તે નક્કી મારા ઉપર બળાત્કાર કરશે; પરંતુ મારા મુખમાંથી 'તમને મારૂં દિલ ચાહે છે' એવા શબ્દો કાઢવા કરતાં તો બહેતર છે કે આ પવિત્ર સ્થળે મરણને પત કરી પ્રભુના દરબારમાં સ્થાન પ્રાપ્ત કરવું!' તે તિરસ્કારજન્ય ભાવ વ્યક્ત કરતાં બોલી: "એક નિરાધાર અબળાને એકલી અટુલી સ્થિતિમાં આવો પ્રશ્ન કરવો, એ જેને પોતાના શૌર્યનું અભિમાન છે તેને શરમાવનારૂં નથી શું?"

"રમણી! શાંત થાઓ."

સુરસેન બોલ્યો: "તમે મારા હૃદયને મુગ્ધ બનાવ્યું છે. હું તમારા પ્રેમમાં ઘેલો બન્યો છું. એવી સ્થિતિમાં અત્યારે મેં કરેલી માગણી વાસ્તવિક છે."

"તદ્દન અયોગ્ય છે." વિમળાદેવી આવેશપૂર્વક બોલી: " તમે એક રાજવંશી હોવા છતાં ક્ષાત્રત્વનો લેશ પણ અંશ તમારામાં નથી. જો હોત તો આવા શબ્દો કદી પણ ઉચ્ચાર્યા ન હત. હું ધારૂં છું કે મને ફસાવવાને તમેજ આ બધી કપટજાળ રચેલી હોવી જોઇએ."

"શું ! મેં કપટજાળ રચી છે ?"

"બેશક !" વિમળાદેવી પણ નિઃસંકોચપણે બોલી. તેનાં નેત્રોમાં ક્રોધની રક્તિમા પ્રત્યક્ષ થતી હતી. તે શબ્દપ્રવાહમાં આગળ વધી: "શરૂઆતના તમારા શબ્દો ઉપરથી મેં એમ માની લીધું હતું કે તમે જ મને પાપીઓના પંજામાંથી છૂટી કરેલી હોવી જોઇએ. પરંતુ તમારા વર્ત્તનપરથી અને તમારી નિર્લજ્જ માગણી પરથી સ્પષ્ટ રીતે જણાઇ આવે છે કે આ સર્વ તમારી કપટજાળ હોવી જોઇએ અને આ પૂજારી પણ તમારા કારસ્થાનમાં ભળેલો હોવો જોઇએ."

"કદાચ એ સત્ય હોય, તો પણ તમે શું કરી શકો તેમ છે !" સુરસેને પોત પ્રકાશ્યું: "તમારી સાથે ગાંધર્વલગ્ન કરવું અને તે પણ અત્યારેજ, એવો મારો ચોક્કસ નિશ્ચય છે. પછી એ બાબતમાં તમે રાજી હો કિંવા નહિ તેની મને લેશ પણ પરવા નથી."

"હા, સિંહનું ચર્મ ધારણ કરેલ શિયાળ હવે પોતાના અસલ સ્વરૂપમાં પ્રત્યક્ષ થયું ખરૂં." વિમળાદેવીએ કહ્યું: "પરંતુ અમુક નિશ્ચય કે વિચાર કરવો એ આપણી શક્તિની વાત છે જ્યારે તેને પાર પાડવો એ આપણા અધિકાર બહાર છે, એ વાત તમારે ભૂલી જવી જોઇતી નથી."

"એટલે ! મારી ઇચ્છાને અમલમાં મેલતાં મને અટકાવનાર કોણ છે ?" ગુમાનભરી ભાષામાં સુરસેને પ્રશ્ન કર્યો.

"જેની સન્મુખ તું આ અન્યાય કરી રહ્યો છે તે-ભગવાન્ વ્યાસનારાયણ પોતે !" વિમળદેવીએ સુરસેનના જેટલા જ જુસ્સાથી પ્રત્યુત્તર આપ્યો.

"કોણ ? વ્યાસનારાયણ ? આ પત્થરનું લિંગ મને અટકાવશે ? વિમળદેવી એ ખોટી આશાનો પરિત્યાગ કરી દે. જો તારામાં જરા પણ બુદ્ધિ હોય તો તું વિચાર કરી જો કે એ જડ પ્રતિમા મારી ઇચ્છાની આડે આવવાને તદ્દન અસમર્થ છે."

"સુરસેન ! તું નાસ્તિકોનો શિરોમણિ હોઇને જ ભગવાન્ વ્યાસનારાયણ પ્રત્યે આવા અપમાનસૂચક શબ્દો ઉચ્ચારે છે. પરંતુ વિષ્ણુ ભગવાને સ્થંભમાંથી પ્રકટ થઈને પોતાના ભક્ત પ્રહ્લાદને તેના ક્રૂર પિતાના હાથમાંથી બચાવ્યો હતો તે જ પ્રમાણે પરમ કૃપાળુ પિતા વ્યાસનારાયણ પોતાની દીન પુત્રીને તારા જેવા ક્રૂર કસાઈની કપટજાળમાંથી ઉદ્ધારશે !"

"ઠીક છે, હું જોઉં છું કે તારો વ્યાસનારાયણ તને કેવી રીતે સહાય કરે છે !" એમ કહીને સુરસેને સામંત સામે જોઇને આજ્ઞા કરી: "સામંત ! આ નગુણી છોકરાને પકડી રાખ, અને પૂજારી મહારાજ ! ચાલો, જલ્દી કરો; તમે પણ તમારૂં કામ આટોપી નાખો. જગત્ પણ જાણશે કે સુરસેનની પાસે વ્યાસનારાયણનું કાંઇ પણ ચાલી શકે તેમ નથી !"

"નહિ, ભગવાન્ વ્યાસનારાયણની અપ્રતિહત શક્તિનો આ પળે જ તને સાક્ષાત્કાર થશે." એ પ્રમાણે બોલતો બોલતો વીર-



સામંત વિમળદેવીને પકડવા જતો હતો. તેના મસ્તકમાં એક મુક્કી મારીને વીરધ્વજે તેને...... (પૃષ્ઠ ૮૭).

ધ્વજ જે સ્થળે પોતે સંતાઇ રહ્યો હતો ત્યાંથી એકદમ રંગમંડપમાં ધસી આવ્યો. સામંત વિમળદેવીને પકડવા જતો હતો, તેના મસ્તકમાં એક મૂકકી મારીને વીરધ્વજે તેને જમીન પર પાડી દીધો. બીજી પળે પૂજારીના હસ્તમાંથી મશાલ લઇને દક્ષિણ દિશાના દરવાજાની બહાર ફેંકી દીધી. શિવાલયમાં એકદમ અંધકાર વ્યાપી ગયો. સુરસેન તથા પૂજારી તો અચાનક જે સ્થળે શિવલિંગ હતું ત્યાંથી આ મનુષ્યને આવેલો જોઇને દિગ્મૂઢ જ બની ગયા ! વીરધ્વજે વિમળદેવીને બે હસ્તમાં ઉપાડી લીધી અને તેના કાનમાં કહ્યું: " વિમળદેવી ! હિમ્મત રાખજો, તમે નિર્ભય છો ! " તે જેવો આવ્યો હતો તેટલી જ ત્વરાથી પુનઃ પાર્વતિજીની મૂર્ત્તિ તરફ ચાલ્યો ગયો. પેલા ભોંયરામાં પ્રવેશ કરીને આનંદગિરિની સૂચના પ્રમાણે ત્રીજા પગથીયા પર પગ મૂકતાં ગુપ્ત દ્વાર જરી પણ અવાજ કર્યા શિવાય બંધ થઇ ગયું. તે એ ગુપ્ત માર્ગે આનંદગિરિના આશ્રમ તરફ જવા લાગ્યો.

---

## પ્રકરણ ૧૦ મું.

### ઐતિહાસિક અનુસંધાન.

જે વેળાએ કાઠિયાવાડમાં વલ્લભીપુરની પડતીનો સમય હતો, તે વેળા એ સૌરાષ્ટ્રને કંઠે દેવ–પટણ નામનાં બંદરમાં ચાપોત્કટ ( ચાવડા ) વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. સૌરાષ્ટ્રમાં ચંદ્રસેનના વડવાઓની સત્તા હતી અને કાઠિયાવાડમાં અન્ય રાજપૂતોનાં નાનાં મોટાં સ્વતંત્ર રાજ્યો હતાં. દક્ષિણ

ગુજરાતમાં ભૃગુકચ્છમાં ચૌલુક્યો [ સોલંકીઓ ] તથા ખેટકપુર (ખેડા) ઉપર કાન્યકુબ્જના રાષ્ટ્રકુટવંશનું આધિપત્ય હતું.

ચાપોત્કટવંશના રાજાઓ ઘણે ભાગે વલ્લભીરાજાના ખંડીયા હશે એવું અનુમાન થઇ શકે છે. તેઓ દરિયા કિનારે હોવાથી ચાંચીયાગીરીના કામમાં તેમને સારો લાભ મળી શકતો હતો. આ વંશની ઉત્પત્તિ સિંધુ નદીના પશ્ચિમ તરફના દેશમાંથી થયેલી હોવાનું જણાવવામાં આવે છે. તે સૂર્ય કે ચંદ્રવંશમાંથી ઉદ્‌ભવેલો નથી; અને તેનો પ્રસાર માત્ર પશ્ચિમ હિંદુસ્તાનમાંજ થયો હતો. જો કે કેટલાક ભાટ ચારણોએ આ વંશને સૂર્યવંશી જણાવ્યો છે.

ચાવડા વંશના કયા રાજાએ ક્યારે પંચાસરમાં ગાદીની સ્થાપના કરી એ વિષયમાં ઐતિહાસિક પૂરાવો એક પણ મળી શકતો નથી. પરંતુ એટલું અનુમાન કરી શકાય છે કે જ્યારે વલ્લભીપુરનો નાશ થયો ત્યારે પોતાના પર આક્રમણ થવાના ભયથી એ વંશના રાજાએ દેવ-પટ્ટણનો ત્યાગ કરીને કચ્છના રણને કિનારે પંચાસર નામનું નગર સ્થાપીને ત્યાં પોતાનું આધિપત્ય જમાવ્યું હશે. એ વંશમાં ઇસવી સનના સાતમા સૈકાના ઉત્તરકાળમાં જયશિખરી નામનો પ્રતાપી રાજા રાજ્ય કરતો હતો. એ રાજાએ પોતાના રાજ્યનો વિસ્તાર ઘણો વધારી દીધો હતો. સૌરાષ્ટ્ર, કચ્છ અને કાઠિયાવાડના કેટલાક નાના મોટા રાજકર્ત્તાઓ તેને ખંડણી ભરતા હતા કિંવા તેની સાથે મૈત્રી ધરાવતા હતા. પંચાસરની જાહોજલાલી પણ તે વખતે ટોંચે પહોંચેલી હતી.

રાધનપુર રાજ્યના તાબાના પંચાસર નામના નાના ગામડાની મુલાકાત લેનારને તેના પૂર્વના ઐશ્વર્યનો ખ્યાલ ભાગ્યે જ આવી શકશે. તેમને અમે જયશિખરીના રાજકવિ શંકરે કલ્યાણીના રાજા

ભૂવડની કચેરીમાં પોતાના આશ્રયદાતા અને તેના પાટનગરના કરેલા વર્ણનનો જ હવાલો આપીશું.

જયશિખરીનો રાજકવિ શંકર એક વખત પર્યટન કરતો કરતો કલ્યાણીના રાજા ભૂવડની કચેરીમાં ગયો ત્યારે તેનું બુદ્ધિચાતુર્ય જોઈને રાજા ભૂવડે કવિ શંકરને પ્રશ્ન કર્યોઃ "એ કવિઓના શિરોમણિ! તમે ક્યાંના વાસી છો, અને ત્રિભૂવનમાં પણ જેનો જોટો ન મળે એવી આ વિદ્યા તમે ક્યાં શિખ્યા? એવો તમારો આશ્રયદાતા કોણ છે કે જ્યાં તમારા જેવો સમર્થ વિદ્વાન પણ પોતાની આટલી ઉમર આનંદપૂર્વક વિતાડી શક્યો!" એ પ્રશ્ન સૂણીને શંકર કવિએ જવાબ આપ્યો કે "હે તુચ્છ અને વૃથા અભિમાન રાખનાર મહિપતિ!. ગુર્જર દેશ જે પૃથ્વીનું ઉત્તમાંગ કહેવાય છે, જેની ભૂમિ પૂર્ણ રસાલ છે, જળ, તૃણ અને વૃક્ષોથી અતિ શોભાયમાન છે, જ્યાં ધનના તો મોટા ઢગ છે તથા લોકો અતિ દયાવાન્ છે; ત્યાંથી હું આવું છું. ત્યાં પંચાસરપુર નામનું એક વિખ્યાત નગર છે, જેમાં સમુદ્રની પુત્રી એટલે લક્ષ્મીનો નિરંતર વાસો છે. તે સર્વ પ્રકારે ઇંદ્રપુરીની સમાન છે. એ સ્થળે જે વસે છે તેને પછી સ્વર્ગમાં જવાની ઈચ્છા પણ થતી નથી. ત્યાં ન્હાના પ્રકારની વસ્તુઓ અને સુંદર વસ્ત્રો બને છે, સમરાંગણમાંથી પાછી પાની ન કરે એવા દશ હજાર ક્ષત્રિયો છે, બ્રાહ્મણો ચાર વેદ અને શાસ્ત્ર પુરાણોમાં નિપુણ છે, તેમજ જુદા જુદા પ્રકારના વ્યાપારીઓ પણ વસે છે. ત્યાં સર્વ ક્ષત્રિયવંશના શેખર (મુકુટ) રૂપ ચાપોત્કટ (ચાવડા) વંશનો રાજા બિરાજે છે. તેણે પોતાના પરાક્રમ વડે કરીને જયનો મોટો પર્વત ઊભો કર્યો છે; જેથી કવિઓએ તેને 'જયશિખરી' નામ આપ્યું છે. * * * * * * જેમ દ્રવ્યમાં પારસમણી

ઉત્તમ છે, શરીરનું ઉત્તમાંગ વદન કહેવાય છે અને વૃક્ષનો સાર ફળ ગણાય છે; તે પ્રમાણે પૃથ્વીનો સરસ ભાગ ગુજરાત છે.*

અહા ! ક્યાં શંકર કવિએ કવેલું ગુર્જરાધીશ જયશિખરીનું પાટનગર પંચાસરપુર અને ક્યાં અત્યારનું રાધનપુર નામક એક નાના રાજ્યના તાબાનું નાનું શું ગામડું પંચાસર ! અત્યારે ત્યાં

---

* चोपाई.

पुछत कवि शंकरकुं राजा, कहां बसत हौ कवि शिरताजा;
कहां पढे विद्या तुम ऐसी, त्रिभुवनमें नहि भासत जैसी.
कुन अस तुमकुं राखन हारा, जिह इतने दिन गये तुम्हारा';
तब बोलै शंकर कवि बानि, 'सुनु तुच्छ महिपति वृथाभिमानी.
महिको उत्तम अंग कहावै, जिहां सुगुर्जर देश सुहावै;
जल, तृन, द्रुम, जुत मही रसाला, धन संपरन लोग दयाला.
पंचासरपुर जनविख्याता, वसत जहां नित उदधी जाता;
इंद्रपुरी मनु और सुहाई, चाहत स्वर्ग नहि जिन पाई.
वस्तु विविध बनही पुनिचीरा, छत्री सहस्र दश समर सुधीरा;
विप्र पढत चरु बेद पुराना, क्रयी विक्रयी वसत विधि नाना.
सब छत्री कुल शेखर जैसा, चापोत्कट राजत है ऐसा;
निज प्राक्रमसों जयगिरि किन्हा, कवि आश्रय जयशिखरी दिन्हा.

* * * *

* * * * *

द्रव्यसार पारसमनी वपुमें वदन कहात;
सार तरुनको फळ जांही उर्विसार गुजरात.

रत्नमाळ.

નથી દશ્યમાન થતો જયશિખરીનો રાજમહાલય કે નથી દેખાતો દશ હજાર શૂરા ક્ષત્રિયોનો સમાવેશ થઇ શકે એવો ભવ્ય રાજમંડપ! માત્ર ગામને ઝાંપે ઉંચા ઉંચા ઉકરડા અને થોડાક ખંડેરો, એ જ પંચાસરની મહત્તા! ખરેખર નિઃસર્ગદેવીની શક્તિ અદ્ભુત છે. તેના પ્રભાવ વડે કરીને રાય રંકદશાને પ્રાપ્ત થાય છે, જ્યારે રોટલાના ટુકડા માટે ટળવળતો ભિખારી રાજગાદી ઉપર ચડી બેસે છે! નિઃસર્ગદેવી જળમાં સ્થળને નિર્માણ કરી દે છે, તેમજ જ્યાં એક વખત સ્થળ હોય ત્યાં જળ જળ બંબાકાર પણ કરી મેલે છે! અરે નિઃસર્ગ દેવતાની અગાધ શકિતનો મહિમા કેટલોક વર્ણ-વીએ! 'ઘોડીમાંથી ઘોડો કર્યો રે બહુચરી, નારીમાંથી પુરુષ!' એ બહુચરા માતાના ચમત્કારની ગરબી આપણે ગાઇએ છીએ, સાંભળીએ છીએ. એ કથન સત્ય હશે કે અસત્ય તેના વિવાદમાં નહિ ઉતરતાં વિજ્ઞાનવેત્તાઓએ કરેલા શોધને આધારે એટલું કહી શકાશે કે પ્રકૃતિદેવીએ જ નરજાતિમાંથી નારીજાતિને નિર્માણ કરેલી છે. જેને જગત્ ચમત્કાર કહે છે—માને છે, એ વસ્તુતઃ ચમત્કાર નહિ પરંતુ પ્રકૃતિદેવીની નહિ કળી શકાયેલી અદ્ભુત કૃતિ છે. અસ્તુ.

હવે આપણે આપણા કથાનકના વસ્તુ તરફ વળીએ. પંચા-સરપતિ જયશિખરી મહાપ્રતાપી, બુદ્ધિમાન્, સુધીર અને રણચતુર હતો. તેણે સિંધુપતિની કુંવરી રૂપસુંદરીની સાથે લગ્ન કર્યું હતું એ અમે અગાઉ જણાવી ગયા છીએ.

પ્રાચીન ગ્રંથો પરથી માલૂમ પડે છે કે વિક્રમ રાજાના સંવ-તનાં સાતસો વર્ષ વિતિ ગયા બાદ કાન્યકુબ્જના રાજાએ ખેટકપુર (ખેડા) માંથી ત્યાંના રાજાને નસાડીને પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું. એ વખતે વલ્લભીપુરમાં સૂર્યવંશી ધ્રુવપટુ નામનો રાજા રાજ્ય

કરતો હતો. કાન્યકુબ્જના રાજા સુધન્વાએ પોતાની એક પુત્રીનું લગ્ન લાટ દેશના ભૃગુકચ્છના રાજા સાથે અને બીજીનું વલ્લભીપુરના ધ્રુવપટુની સાથે કર્યું હતું. કાન્યકુબ્જનો રાજા રાષ્ટ્રકુટ ( રાઠોડ ) વંશનો હતો. તે ગોપગિરિ દુર્ગમાં રહેતો હતો અને પ્રથમ વેદધર્મી હોવા છતાં બૌદ્ધ આચાર્યના ઉપદેશથી તેણે બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો હતો. તેણે વલ્લભીપુરના ધ્રુવપટુ અને ભૃગુકચ્છના ચૌલુક્ય રાજાઓને પણ પોતાની પુત્રીઓ આપીને બૌધ ધર્મી બનાવ્યા હતા અને પોતે મેળવેલું ખેટકપુરનું રાજ્ય પોતાની પુત્રી× રત્નગંગાને કાંચળીમાં આપ્યું હતું. તેથી એ રાજ્ય લાટ પ્રદેશ સાથે જોડાઇ ગયું હતું. ભૃગુકચ્છનો બૌધ ધર્મી રાજા સુરસેન સ્વાર્થિ અને નીચ વૃત્તિનો હતો. તેણે ખેટકપુરના આગલા રાજાઓએ બ્રાહ્મણોને દાનમાં આપેલી ભૂમિ ઉપર સખ્ત કર નાખ્યો તેમ જ નર્મદા નદીને કિનારે વ્યાસનારાયણ અને બીજાં તિર્થસ્થળોમાં આવનારા યાત્રાળુઓ કનેથી સખ્ત વેરો લેઇને તથા બીજી રીતે હેરાન કરીને તેમને રંજાડવા માંડયા. વેદધર્મી બ્રાહ્મણોએ તેને એવો અત્યાચાર નહિ કરવાને ઘણુંયે સમજાવ્યો, પરંતુ કરમાંથી થતી મોટી આવકનો લોભ સુરસેન ત્યાગી શકયો નહિ. એથી વેદધર્મી બ્રાહ્મણોએ કાન્યકુબ્જ જઇને ત્યાંના મહારાજા સુધન્વાને અરજ

× શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસના મત મુજબ રત્નગંગા ધ્રુવપટુની રાણી હતી. પરંતુ ખેટકપુરનું રાજ્ય લાટ પ્રદેશની જોડાજોડ આવેલું હોવાથી તે સુધન્વાએ ભૃગુકચ્છના રાજા સાથે પરણાવેલી પોતાની પુત્રીને આપ્યું હોય એ વિશેષ સંભવિત લાગે છે. એથી રત્નગંગા એ ધ્રુવપટુની નહિ પરંતુ ભૃગુકચ્છના ચૌલુકય રાજાની રાણીનું નામ હોય એ વધારે વાસ્તવીક લાગે છે.

કર્તા.

કરી. સુધન્વા પોતે નીતિમાન્, ન્યાયી ને સમદર્શી આબાર હતો. પરંતુ તેના બૌધધર્મી અધિકારીઓએ ધર્મદ્વેષને લીધે બ્રાહ્મણોના યત્નને ત્યાં પણ ફાવવા દીધો નહિ. જ્યારે આ પ્રમાણે શામ, દામ અને ભેદથી કાંઇ ન વળ્યું ત્યારે છેવટે તેઓ વઢિયાર પ્રાંતના પંચાસરપતિ જયશિખરી પાસે આવ્યા. તેમણે પોતાને મળેલા અન્યાયની તથા યાત્રાળુઓને થતા ત્રાસની હકિકત જયશિખરીને નિવેદન કરી.

એ હકીકત શ્રવણ કરતાં જયશિખરીના રોમેરોમમાં ક્રોધ વ્યાપી ગયો. તે એકદમ પોતાના કસાયેલા સૈનિકોને એકઠા કરીને ખેટકપુર ઉપર ચડી ગયો. ગર્વિષ્ટ ભૃગુકચ્છના રાજાને જયશિખરીની ચડાઇની બહુ મોડેથી જાણ થવાથી તે પૂરતી તૈયારી કરી શક્યો નહિ. એથી જયશિખરીએ ખેટકપુરમાં જે સૈન્ય હતું તેનો પરાજય કરીને તે ગામ કબજે કરી લેઇ ત્યાં પોતાના મજબૂત સૈન્યને રાખ્યું તથા ખેટકપુરના વેદધર્મી રાજપુતોનું નવું સૈન્ય ઊભું કરીને તેની સહાયથી ગુર્જરરાષ્ટ્રનાં અન્ય મોટાં મોટાં મથકો એક પછી એક કબજે કરી લેઇને આખા ગુર્જરરાષ્ટ્રમાં પોતાની આણ વર્તાવી દીધી અને પોતે 'મહારાજાધિરાજ'નું પદ ધારણ કર્યું.

પરંતુ વ્યાસનારાયણ અને નર્મદા કિનારાનાં અન્ય તિર્થસ્થળોને પોતાનાં કાબુમાં લેઇને ત્યાં પોતાનો અધિકાર સ્થાપવાનું કાર્ય એટલું સરલ ન હતું. કેમકે એ તિર્થસ્થળો લાટ પ્રદેશમાં આવેલાં હતાં તથા ભૃગુકચ્છના રાજાએ જયશિખરીની સામે થવાને મોટી તૈયારી કરવા માંડી હતી, તેમજ પોતાના સસરા સુધન્વાને પણ જયશિખરીએ ખેટકપુર ઉપર મેળવેલા વિજયનો વૃતાન્ત કહાવી મોકલ્યો હતો. એથી સુધન્વા રાજા મોટા સૈન્ય સાથે પોતાના જમાઇને મદદ કરવા આવતો હતો. બીજી તરફથી વલ્લભીપુરનો

ધ્રુવપટુ પણ ભૃગુકચ્છના રાજાને સહાય કરવાને માટે પોતાના સૈન્ય સાથે આવવાને નિકળી ચૂકયો હતો.

આ સર્વ સમાચાર મળતાં જયશિખરીએ પોતાના રાજ્યમાં મોટું સૈન્ય ઊભું કરવા માંડયું. તે સાથે મુલતાન પોતાના સાસરા તરફ તેમજ ગુજરાત, કચ્છ, સૌરાષ્ટ્ર અને કાઠિયાવાડનાં અન્ય વેદધર્મી રાજાઓ તરફ ખેપીઆ મોકલી દીધા. તેમને બૌદ્ધો અને વેદધર્મીઓ વચ્ચે થનારા ધર્મયુદ્ધમાં ભાગ લેવાને આગ્રહપૂર્વક આમંત્રણ કર્યું. ઘણા ખરાના જવાબો ફરી વળ્યા અને ધીમે ધીમે એક પછી એક રાજાઓ આવીને પંચાસરના પાધરમાં પડાવ નાખવા લાગ્યા.

સૌરાષ્ટ્રનો ચંદ્રસેન પોતાના શૂરવીર પાંચ હજાર સૌરાષ્ટ્રીઓ સાથે આવી પહોંચ્યો. રૂપસુંદરીનું ચંદ્રસેને હરણ કર્યાની વાત અતિ ગુપ્ત રાખવામાં આવેલી હોવાથી જયશિખરીને એ વાતની ખબર પડી નહોતી. તેથી તેને ચંદ્રસેન ઉપર દ્વેષ નહતો. જ્યારે જયશિખરીના વડવાઓ દેવ–પટ્ટણમાં હતા ત્યારથી જ તેમને સૌરાષ્ટ્રના રાજા સાથે સારો સંબંધ અને મૈત્રીભાવ હતો. એક બીજા પરસ્પર પ્રસંગોપાત જરૂર પડતાં સહાય કરતા. એ મૈત્રીભાવ જયશિખરીએ પણ જેવો ને તેવો જ ટકાવી રાખ્યો હતો. એથી આ પ્રસંગે તેની પાસે મદદ માટે માગણી કરી હતી. ચંદ્રસેનના મનમાં જયશિખરી માટે દ્વેષ હતો એ દેખીતું છે, પરંતુ અગાઉનો સંબંધ તોડી નાખવો અને વળી તેમાંયે આ ધર્મયુદ્ધમાં પાછી પાની કરવી એ એક વેદધર્મી રાજા તરીકે પોતાને અતિ શરમાવનારૂં લાગવાથી તેણે જયશિખરીના આમંત્રણનો સ્વીકાર કર્યો હતો.

કચ્છનો રાવ પણ પોતાના ત્રણ હજાર સિપાઇઓ અને એક હજાર ઘોડેસ્વારો સાથે આવીને દાખલ થયો. ઈડરનો રાજા ગુહાદિત્ય, વર્ધમાનપુરીનો વિજયસેન, શ્રીનગરનો જેઠવો, વગેરે નાના મોટા રાજાઓ પણ પોતપોતાથી બન્યું તેટલું સૈન્ય લેઇને એકત્ર થયા. સિંધુપતિ મુલતાનના મહારાજા સમરસેનની અતિ વૃદ્ધાવસ્થા હોવાથી તે પોતે યુદ્ધમાં ભાગ લેઇ શકે તેમ ન હતું. તેમજ તેમની પ્રકૃતિ અસ્વસ્થ હોવાથી તેમના રાજકુમાર શૂરપાળને પણ પિતાની જરમાંદગીના સમયમાં પોતાના પાટનગરમાં હાજરી આપવી પડે તેમ હતું. એથી મુલતાનના મહારાજા તરફથી તેમનો એક વિશ્વાસુ સરદાર વીરધ્વજ પાંચસો ચુંટી કાઢેલા સિંધી સૈનિકો સાથે આવીને હાજર થયો હતો.

જયશિખરીએ પોતાના તથા પોતાના સહાયક રાજકર્તાઓના સૈન્યની ગણત્રી કરતાં તેને માલુમ પડયું કે તેના પક્ષમાં કુલ્લે પચીશ હજારનું પાયદળ, દશ હજાર ઘોડેસ્વાર, એક હજાર ઉંટ અને સો હાથીઓનું સૈન્ય હતું. તે ઉપરાંત સૈન્યને માટે જોઇતો સામાન ખેંચી જવાને માટે પુષ્કળ ગાડાં તથા પરચુરણ કામકાજને માટે પુષ્કળ માણસો એકઠા કરવામાં આવ્યા હતા.



# પ્રકરણ ૧૧ મું.

## પ્રસ્થાનની તૈયારી.

આજે વિજયાદશમીનો દિવસ હતો. પંચાસરને પાધર સર્વ સૈન્ય એકત્ર થઈ ગયું હતું. જયશિખરીએ આજે સ્હાંજે શમીપૂજન કરીને બરોબર મધ્યરાત્રીએ શુભ મુહૂર્તમાં ધર્મયુદ્ધ માટે પ્રયાણ કરવાનો નિશ્ચય કર્યો હતો. વર્ષાદ સારો થયેલો હોવાથી પંચાસરની પૂર્વ અને ઉત્તર બાજુનો પ્રદેશ લીલોછમ જેવો લાગતો હતો. આજે સર્વ સૈનિકોના ઉત્સાહનો પાર ન હતો. પ્રાતઃકાળથી જ જુદી જુદી છાવણીઓમાં ભાટ ચારણો પ્રાચીન રાજપૂતોની શૂરવીરતા, અડગતા અને ઐશ્વર્યના રસપૂર્ણ વર્ણનથી ધર્મયુદ્ધને માટે તત્પર બની રહેલા સૈનિકોનાં મનમાં ઉત્સાહ રેડતા હતા. સૈનિકો પણ અફિણના રેડીઆ કસુંબાનું પાન કરતા ભાટચારણોની વીરરસાત્મક બાનીનું પાન કરવામાં મશગુલ બની ગયા હતા.

બરોબર મધ્યાન્હ સમયે જયશિખરીના રાજમહાલયમાં દરબાર ભરાવાનો હતો. તે પ્રમાણે સમય થતાં એક પછી રાજા મહારાજાઓ પોતપોતાના ભાયાતો, પટાવતો અને સરદારો સાથે મહાલયમાં આવવા લાગ્યા. અતિથિમંડળના સત્કારને માટે નિમાયેલો અમાત્ય દરેકને તેમને માટે નિર્મિત કરેલા સ્થાને બેસારવા લાગ્યો. જયશિખરીના પટાવતો, ભાયાતો તથા સરદારો પણ આવી લાગ્યા હતા.

દરબાર ભરવાનો ખંડ ઘણો વિશાળ હતો. લગભગ પાંચસોથી સાતસો માણસોનો સારી રીતે સમાવેશ થઇ શકે તેટલો તે

લાંબો પહોળો હતો. તેની ભિંતોને જુદાં જુદાં વીરરસોત્તેજક, આગલા રાજપૂતોના શૌર્યનો સાક્ષાત્કાર કરાવતાં સુંદર મનોરમ્ય ચિત્રોથી આચ્છાદિત કરી દેવામાં આવી હતી. તેની મધ્યમાં એક સુવર્ણનું સિંહાસન ગોઠવવામાં આવ્યું હતું. તેની આસપાસ બન્ને બાજુએ એક એક ચાંદીનું આસન હતું. તે બે આસનો ચંદ્રસેન અને કચ્છના રાવ માટે રાખવામાં આવ્યાં હતાં. તે આસનો પર વ્યાઘ્રાંબર બિછાવેલાં હતાં. જમીન ઉપર જાજમ બિછાવી તેના પર રાજકર્ત્તાઓને માટે નાની નાની મખમલની ગાદીઓ અને તકીયા બિછાવવામાં આવ્યા હતા, જ્યારે બીજાઓને માટે ઉનના ગાલીચા બિછાવેલા હતા. સિંહાસનની જમણી બાજુએ પહેલા અર્ધ ભાગમાં પહેલી હારમાં રાજકર્ત્તાઓ તથા તેમની પાછળ તેમના પટાવતો, ભાયાતો અને સરદારોને માટે બેઠક રાખવામાં આવી હતી. ઉત્તરાર્ધમાં પહેલી હાર ખાલી રાખીને તે પછી જયશિખરીના ભાયાતો, પટાવતો અને સરદારોને માટે ગોઠવણ કરવામાં આવી હતી. ડાબી બાજુએ પહેલી હારમાં જયશિખરીના મહા અમાત્ય તથા અન્ય રાજકર્ત્તાઓ સાથે આવેલા તેમના અમાત્યો અને તે પછી જયશિખરીના અન્ય અમાત્યો અને મુત્સદ્દી વર્ગની બેઠક હતી. તેમની પાછળ રાજ્યના વ્યાપારીઓ, અન્ય પ્રજાજનો વગેરે આવીને બેસી ગયા હતા.

દર વર્ષે વિજયાદશમીનો દરબાર ભરાતો હતો. પરંતુ આજના દરબારમાં અગાઉ કરતાં વિશેષ ગીર્દી દેખાતી હતી. બરોબર મધ્યાન્હ થતાં વાજીંત્રોનો નિનાદ શ્રવણગોચર થવા લાગ્યો અને રાજમહાલયના અંદરના ભાગમાંથી મહારાજાધિરાજ જયશિખરી, ચંદ્રસેન અને કચ્છાધિપતિ સાથે સભાગૃહમાં પધાર્યા. સર્વેએ ઉભા થઇને એ ત્રણે

રાજાઓને અભિવંદન કર્યું. ચંદ્રસેન અને કચ્છાધિપતિ પોતપોતાને આસને બિરાજ્યા બાદ જયશિખરી સિંહાસન ઉપર બિરાજમાન થયો, એટલે અન્ય સભાજનો પણ પોતપોતાના સ્થળે બેસી ગયા. લગભગ બેચાર પળ પર્યંત તો આ આખી સભા જાણે ચિત્રવત્ જડ જેવી હોય એવો આભાસ થઇ રહ્યો. સર્વ સભાજનો મૌન બનીને જયશિખરીની સામે દૃષ્ટિ કરીને બેસી રહ્યા હતા.

એટલામાં એક ગઢવી ઊભો થયો અને મુજરો કરીને તેણે નીચેનો દુહો લલકાર્યો:—

" तरनी जगत जलनिधि तरनी जै जै आनंद ओक,
कोक कोक नद सोक हर लोक लोक आलोक.
राजत है दिनराजको, वंस अवनि–अवतंस,
जामे पुनि पुनि अवतरे कंस मथन प्रभु–अंस.
महावीर ता वंस मै भयो एक अवनीस,
लियौ बिरुद जयशिखरी किन्हो जय बहु दीश."

એ ગઢવી એ પ્રમાણે જયશિખરીની પ્રશંસા કરીને પોતાની જગ્યાએ બેસી ગયો એટલે શંકર કવિએ ઊભા થઇ મહારાજાને નમન કરીને સવૈયામાં તેમની પ્રશંસા કરવા માંડી:—

" देत तरी गुन गीत सुने बिन देत करी गुन गीत सुनाये,
सेवक भावत भूपन आन जहान महीपकी कीरती गाये;
मंगनको भूवपाळ धनै पै निहाल करै जशराज रिझाये,
और रोतै बरसै सरसै पै बढै नदिया नद पावस आये."

તે પોતાના આશ્રયદાતા મહારાજાના કીર્ત્તિગાનમાં આગળ વધ્યો:

" दीनदयाळ दुनी प्रतिपालक जो करता निरबोध महीके,
सेवक भूधरि उद्धरिवो सुने और जिते गुनके सब जीके;

**या कलिमें अवतार लीयो तउ तेइ सुभट्ट जयशेखरजीने,**
**आइ धर्यो हरि तैं नररूप पै काय करै सिगरे हरिहोके."**

પોતાની પ્રશંસાથી મનમાં પ્રસન્ન થતો જયશિખરી બોલ્યોઃ "કવિરાજ! હવે એકાદું રણશૌર્યોત્તેજક કવિત લલકારીને આપણે ખેટકપુર ઉપર કરેલા આક્રમણનો શ્રોતાજનોને ખ્યાલ આપો."

"જેવી મહારાજની આજ્ઞા." એમ કહીને શંકર કવિએ ઝુલણા છંદમાં જયશિખરીએ ખેટકપુર ઉપર કરેલા હલ્લાનું બયાન કરવા માંડયુંઃ—

"કટક જલ અચલ લે અચલ દિલ હોય કે,
સૂર કે સૈન પેં વિચરં એસા,
દુંદભી બજત હૈ ભેરિ ધૌંસા પ્રનવ,
ગજત હૈ ગગન મેં મેઘ જૈસા;
ઝનઝને સુઘર રથ હનહને અધિક હય,
ભનભને ભ્રમર મિલિ ગજ કપોલે,
રન લરનહાર તજી નારિ ગૃહદ્વાર દિલ,
માર મરૂ માર ઉચ્ચાર બોલે.
વિચરતે સુમગમેં ઉમંગ એસા બઢે,
એકિલા જાઇ રનખેત ખેલોં;
પંખબિન ખંચલી કૈસે પહુચોં તુરત,
શત્રુ દલ ખગ્ગકી ધાર ઠેલોં;
આય ખેટકપુરે દ્વાર ઉચ્ચાર સુનિ,
સૈન નૃપ સુરકો સજ્જ હોયે,
ધાર હથ્યાર નહિ લાર દેખન રહે,

માર અરૂ માર કહી આય સોયૈ.
સ્યાર હી હોય હુસ્યાર શ્રુતિ સુનત જસ,
બંદિજન ગાત અસ રાગ મારૂ,
પવનવશ વ્યોમ મૈં મિલિત જ્યૌં બાદુરે,
કટક દો ઐસ મિલ બિન બિચારૂ;
દામિની દમક જ્યોં ચમક હથ્યારકી
દૌર કર જોર તનુ તોર ડારૈ,
ધમક ધમધમ ધરા હોત પદ ધાર તૈં
મારતેં ખડગ દિલ મોદ ધારૈ.

"અને પછી તો

"મુંડ કટત કહુ રૂંડ નટત કહુ સુંડ પટત ઘન,
ગિદ્ધ લસત કહું સિદ્ધ હસન સુખ વિદ્ધિ રસત મન;
ભુત ફિરત ફરિ વૃત્ત ભિરત સુરદૂત ધિરત તહં,
ચંડ નચ્ચનિ ગનમંડિ રચ્ચતિ ધુનિ ડંડિ મચ્ચતિ જહં."

એ પ્રમાણે શંકર કવિએ ખેટકપુર ઉપર કરેલા આક્રમણનું રસભરિત વાણીમાં કરેલા વર્ણનથી સર્વ યોદ્ધાઓ ખુશ ખુશ બની ગયા અને વેદ ધર્મને હાનિ પહોંચાડનાર બૌધોનું ગુર્જરરાષ્ટ્રમાં નામ નિશાન પણ રહેવા ન દેવું એવો દરેકે મનમાં ને મનમાં નિશ્ચય કરી લીધો.

પછી જયશિખરી સિંહાસન પરથી ઊભો થયો. તેને એકાએક ઊભો થયેલો જોઇને સર્વ પ્રજાજનો અને ક્ષત્રિય વર્ગ આશ્ચર્યચકિત થતા ઊભા થવા જતા હતા, તેમને બેસી રહેવાનું સૂચન કરીને જયશિખરીએ પોતાની પ્રતિભાવાન્ ગંભિર વાણીમાં સર્વ સભાજનોને ઉદ્દેશીને નિમ્નલિખિત ભાષણનો પ્રારંભ કર્યો:—

"મારા મિત્ર મહારાજાઓ, સહાયક રાજવંશીઓ, શૂરા ક્ષત્રિયવીરો અને રાજભક્ત પ્રજાજનો! આજે વિજ્યાદશમીનો દિવસ છે, આજના શુભ દિને જ એકવચની, પ્રતિજ્ઞાપાલક ભગવાન્ રામચંદ્રે ધર્મદ્રોહી રાક્ષસકુળશિરોમણિ, લંકાપતિ રાવણ ઉપર આક્રમણ કરીને વિજય મેળવ્યો હતો. વળી આજના જ દિવસે યુધિષ્ઠિરના લઘુ બંધુ અર્જુને શસ્ત્રાસ્ત્રોનું પૂજન કરીને દુષ્ટ કૌરવોનો પરાજય કરી, તેમના હસ્તમાંથી ગોમાતાનો બચાવ કર્યો હતો. આપણે પણ આજના વિજયવંતા દિવસે જ વેદધર્મના વિદ્રોહી બૌધો ઉપર આક્રમણ કરવાને પ્રયાણ કરવાનું છે. મને ખાત્રી છે કે આપણે સર્વ એકત્ર મળીને આપણા શત્રુઓનો પરાજય કરીશું. ભગવાન્ વ્યાસનારાયણ આ ધર્મયુદ્ધમાં આપણને જરૂર સહાય થશે અને એ ભગવાનની કૃપા આપણા બળની વૃદ્ધિ કરનારી નિવડશે."

તે બેએક પળ વિશ્રાંતિ લેઇને આગળ વધ્યો: "પરંતુ આ ધર્મયુદ્ધમાં આપણે સર્વેએ એક વાત ધ્યાનમાં રાખવાની છે તે એ છે કે આપણે કાન્યકુબ્જના રાષ્ટ્રકુટ વંશના સુધન્વા જેવા એક મહારથી શત્રુ સામે લડવાનું છે. મારા જાસુસો દ્વારા મને સમાચાર મળ્યા છે કે તે પોતાના મોટા સૈન્ય સાથે પોતાના દેશમાંથી નિકળી ચૂકયો છે અને આપણે લાટ પ્રદેશમાં પહોંચી એ તેટલા સમયમાં કદાચ તે આવી પણ પહોંચશે. તે સાથે ભૃગુકુચ્છના સુરસેનનું તથા વલ્લભીપુરના ધ્રુવપટુનું લશ્કર પણ મળેલું છે. અર્થાત્ શત્રુપક્ષને પોતાના પ્રદેશમાં રહીને લડવાનું છે, જ્યારે આપણે તેમના પ્રદેશમાં જઇને તેમની સામે થવાનું છે. જો કદાચ લાટપ્રદેશમાં દાખલ થયા બાદ એ લોકો આપણો આપણા દેશ સાથેનો વ્યવહાર કાપી નાખવામાં સફળતા મેળવે અને આપણને ચારે બાજુથી ઘેરી લે તો આપણે મોટી મુશ્કેલીમાં

આવી પડીએ. માટે એ બાબતમાં આપણે ખાસ સાવચેત રહેવાનું છે. આ ભય મેં તમો સર્વની સામે ઉપસ્થિત કર્યો છે એથી કાંઇ એમ સમજવાનું નથી કે સુધન્વાનાં અતૂલ બળ અને અફાટ સૈન્યથી હું ડરી ગયો છું ! ચાપોત્કટ વંશમાં ભયના દર્શન કદી પણ થયા નથી અને જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી કોઇ પણ પ્રકારની ભીતિ મારા મનને અસર કરી શકે તેમ નથી. વળી સત્ય આપણા પક્ષમાં છે. પાંડવોનો પક્ષ સત્ય અને ન્યાયનો હોવાથી જ કૃષ્ણ ભગવાને તેમને સહાય કરી હતી અને તેમના સૈન્યની સંખ્યા ન્હાની હોવા છતાંયે તેમણે પોતાના કરતાં લગભગ બમણી સંખ્યાવાળા કૌરવોનો પરાજય કર્યો હતો.

"પરંતુ તેમાં સત્ય અને ન્યાયની સાથે એક ત્રીજી બાબતની પાંડવોને સહાય હતી. તે ત્રીજી બાબત કઇ? સંપ ! તે પાંચે ભાઇઓમાં સંપ અનુપમ હતો. એ સંપના સર્વોત્તમ ગુણને લીધે જ પાંચે ભાઇઓ વચ્ચે એક જ પત્નિ–દ્રૌપદી હોવા છતાં તેમનામાં કદી પણ વિખવાદ થયો નહોતો. એ સંપને લીધેજ ભીમ અને અર્જુનના જેવા બાણાવળી અને અતૂલ બળ ધરાવનારા, પોતાના કરતાં ઓછા બળવાળા પરંતુ વડિલ બંધુ યુધિષ્ઠિરની આજ્ઞાનું ઉલ્લંઘન કરતા નહતા. તેજ પ્રમાણે આપણે પણ જો આપણા કરતાં વિશેષ શક્તિવાળા શત્રુપર વિજય મેળવવો હોય તો આપણી વચ્ચેના ઐક્યમાં કોઇ પણ કારણસર ક્ષતિ પડવા દેવી નહિ. તે માટે મેં એક યોજના તૈયાર કરી રાખી છે, જે અત્યારે મારા મહાઅમાત્ય વાંચી સંભળાવશે. જો તમો સવને એ પસંદ પડે તો તેનો સ્વીકાર કરશો અને તેમાં કાંઇ સુધારા વધારા સૂચવવાનું આવશ્યક લાગે તો નિઃસંકોચપણે સૂચવશો. એ યોજના પ્રમાણે આપણે ધર્મયુદ્ધ દરમિ-

યાન અમલ કરીશું તો મારી ખાત્રી છે કે ભગવાન્ વ્યાસનારાયણ આપણા પક્ષમાં ઊભા રહેશે અને છેવટે બૌદ્ધો ઉપર આપણે સંપૂર્ણ વિજય મેળવીશું."

જયશિખરી આસન પર બેસી ગયો અને તેના ભાષણને સભાજનોએ 'જય, વ્યાસનારાયણ દેવનો જય.' 'જય, વેદધર્મનો જય,' અને 'મહારાજાધિરાજ જયશિખરીનો જય' એ શબ્દોના ગગનભેદી ધ્વની વડે વધાવી લીધું.

તે પછી જયશિખરીના મહા અમાત્યે ઊભા થઇને પોતાના સ્વામીની આજ્ઞા પ્રમાણે તેમણે તૈયાર કરેલી યોજના વાંચી સંભળાવી. એ યોજના બહુ વિસ્તીર્ણ હતી, જે અત્ર સાંગોપાંગ આપતાં, નવલકથાના વાચકોને તેમાં રસ નહિ પડે એવો ભય રહે છે; એટલે અહીં તો તેનો સાર માત્ર આપીશું:—

"બૌદ્ધધર્મી કાન્યકુબ્જાધિપતિ સુધન્વા અને ભૃગુકચ્છના ચૌલુક્ય રાજા સુરસેનની સાથે ઉપસ્થિત થયેલા ધર્મયુદ્ધમાં વેદધર્મના રક્ષણને માટે ભાગ લેનારા સર્વ નાના મોટા રાજવંશીઓ તથા ક્ષત્રિયવર્ગે ધર્મયુદ્ધ ચાલુ હોય તે દરમિયાન નીચેના નિયમાનુસાર વર્ત્તવું એવી પંચાસરપતિ ગુર્જરેશ્વર ચાપોત્કટ કુળાવતંસ મહારાજાધિરાજ જયશિખરીની આજ્ઞા છે:—

"૧. સર્વ રાજકર્ત્તાઓનું એક મંડળ સ્થાપવું જેનું નામ 'વેદધર્મ રાજમંડળ' રાખવું. તેના અધ્યક્ષપદે મહારાજાધિરાજ જયશિખરી બિરાજશે.

"૨. સર્વ વેદધર્માનુયાયીઓએ યુદ્ધકાળ દરમિયાન મહારાજાધિરાજ જયશિખરીની આજ્ઞા પ્રમાણે વર્ત્તવું.

"૩. દૈવયોગે મહારાજાધિરાજ જયશિખરીનો દેહાંત થાય કિંવા તે શત્રુના હાથમાં કેદ પકડાય તો તેમની ગેરહાજરીમાં 'વેદ-ધર્મ રાજમંડળે' બહુમતીથી પોતામાંથી એક રાજાની અધ્યક્ષપદે નિમણુક કરવી અને પછી તેની આજ્ઞા પ્રમાણે વર્તવું.

"૪. જુદા જુદા રાજકર્ત્તાઓએ પરસ્પર કલહ થાય એવું એક પણ કારણ ઉપસ્થિત થવા દેવું નહિ, અને અંતરકલહના નિ-ર્ણયનો અધિકાર 'વેદધર્મ રાજમંડળ'નો રહેશે.

"૫. શત્રુપક્ષના કોઈ પણ નિઃશસ્ત્ર સૈનિક પર વેદધર્માનુયા-યીએ શસ્ત્ર ચલાવવું નહિ.

"૬. આ ધર્મયુદ્ધમાં જે પ્રદેશ આપણા કબજામાં આવે તેના ઉપર અમુક રાજકર્ત્તાનો નહિ પરંતુ સમગ્ર 'વેદધર્મ રાજમંડળ'નો અધિકાર રહેશે, અને એ મંડળ તરફથી નિમવામાં આવેલા પાચ પ્રતિ-નિધિઓ તે પ્રદેશનો કાર્યભાર ચલાવશે અને બધી વ્યવસ્થા કરશે.

"૭. જે કોઇ આ આજ્ઞાનું ઉલ્લંઘન કરે તેને શી સજા કરવી, એ બાબતનો નિર્ણય 'વેદધર્મ રાજમંડળ' કરશે.

"સંવત સાતસો બહેંતાલીસના આશ્વિન સુદી વિજયાદશમી અને ગુરુવાસર, લખ્યું સહી."

આ યોજના શ્રવણ કરતાં ચંદ્રસેન અને તેના જેવા બીજા એક બે રાજાઓનાં મનમાં ઇર્ષ્યા પ્રકટ થઇ, પરંતુ તે તેમણે બહાર જણાવા દીધી નહિ. જયશિખરી 'વેદધર્મ રાજમંડળ'નો અધ્યક્ષ બને, ધર્મયુદ્ધમાં વિજય મેળવ્યાનો સર્વ યશ તેને મળે એ તેમને પસંદ ન હતું. તદપિ આ પ્રસંગે એ વિષયનો વિવાદ કરવાનું નિર-

થંક ધારીને તેમણે મૌન્ય જ ધારણ કર્યું અને સર્વાનુમતે એ યોજનાને પસાર થવા દીધી.

યોજના પસાર થઇ અને તાંબુલ વહેંચાયા બાદ સ્હાંજે શમી પૂજનની સ્વારીમાં સર્વને હાજર રહેવાનું સુચન કરીને જયશિખરી ઉઠયો. તેની સાથે સર્વ સભાજનો પણ ઊભા થયા અને પોતપોતાના સ્થાનકે ગયા.

## પ્રકરણ ૧૨ મું.

### રૂપસુંદરીની કર્ત્તવ્યદક્ષતા.

જયશિખરી સભાગૃહમાંથી સીધો રણવાસમાં ગયો તો ત્યાં હમેશના કરતાં કાંઇ જુદો જ દેખાવ તેની દૃષ્ટિએ પડયો. રાણી રૂપસુંદરી તેની દાસીઓ અને સખીઓના મંડળની વચ્ચે એક ગાદી ઉપર બેઠી હતી. તેની પાસે તેની નણંદ વિમળદેવી બેઠેલી હતી. રૂપસુંદરી પોતાની સખીઓ અને દાસીઓને ઉદ્દેશીને કાંઇક કહેતી હોય એમ જયશીખરીને લાગ્યું. પરંતુ તેના આગમનના સમાચાર એક દાસીએ આપતાં સર્વ સ્રીવૃંદ ઊભું થઈ ગયું. રાણી રૂપસુંદરી પોતાના નાથને લેવાને તેની સામી આવી. જયશિખરીએ રાણીવાસમાં પ્રવેશ કર્યો એટલે તેની બ્હેન તથા અન્ય સ્રીમંડળ વિખરાઇ ગયું અને હવે માત્ર જયશિખરી તથા રૂપસુંદરી બેજ એ ખંડમાં રહ્યાં.

જયશિખરી રૂપસુંદરીની યુવાવસ્થાના ઋતુરાજ વસંતની બહારથી પ્રફુલ્લ બનેલી દેહલતાની આસપાસ પોતાના દ્વય હસ્તને વિંટા-

ણીને આલિંગનસુખને અનુભોગતો ગાદી ઉપર બેઠો અને પોતાની પોતાના જીવનસખીને અંકમાં લેઇ તેના વદનકમળના પરાગનું ચુમ્બનવડે આસ્વાદન લેતો સ્મિત કરતો બોલ્યોઃ "દેવી! સર્વ સ્ત્રીસમુહને શાનો ઉપદેશ આપતા હતા? તમે પણ અમ પુરુષોની માફક સ્ત્રીઓની સભા ભરતાં લાગો છો!"

"નાથ! વીર પુરુષની પત્ની વીરત્વ દાખવવાના પ્રસંગે નિ-ષ્ક્રિય રહે એ યોગ્ય ગણાય ખરૂં?" રૂપસુંદરીએ પોતાના પતિના પ્રશ્નનો પ્રશ્ન વડેજ ઉત્તર આપવા માંડ્યોઃ "વેદધર્મના રક્ષણમાં સ્ત્રીઓને પોતાનો હિસ્સો આપવાનો અધિકાર નથી શું?"

"શા માટે નહિ?" જયશિખરી બોલ્યોઃ "વેદધર્મી કુટુંબમાં જેનો જન્મ થયો છે, તે દરેકનું કર્ત્તવ્ય છે કે તેણે વેદધર્મનું રક્ષણ અને પાલન કરવું જ જોઇએ. પરંતુ તમે કોમળ જાતિની સ્ત્રીઓનું કર્ત્તવ્ય તો માત્ર એટલું જ કે તમારે વેદ ધર્મનું પાલન કરવું અને પોતાના પતિ પુત્રાદિ ધર્મવિહિત બની ન જાય એટલું લક્ષમાં રાખવું. એ કાર્ય તો સદા સર્વદા તમે કરી શકો છો. તેને આ યુદ્ધના પ્રસંગ સાથે શો સંબંધ છે?"

'ન સમજ્યા, નાથ! ન સમજ્યા! વંશપરંપરાથી પ્રાપ્ત થયેલું કર્ત્તવ્ય બજાવવું એમાં કાંઇ વિશેષતા નથી. પરંતુ આપત્તિના પ્રસંગે પોતાના વિશિષ્ટ પ્રકારના કર્ત્તવ્યનું સ્મરણ કરી તેને અમલમાં મૂક-વામાં આવે તો જ જીવનની સફળતા થઇ શકે, તો જ પ્રભુના ચર-ણના સમીપ ઊભા રહેવાનો અધિકાર પ્રાપ્ત થઇ શકે. એ વિચારથી આજે અમે અમારૂં વિશિષ્ટ પ્રકારનું કર્ત્તવ્ય બર લાવવાને તૈયાર થયેલ છીએ." રૂપસુંદરીએ ઉદ્દેશ્ય વિષયનો પ્રસ્તાવ કર્યો.

"પણ તમારૂં એ વિશિષ્ટ પ્રકારનું કર્ત્તવ્ય શું છે તથા તેનો

સાંપ્રત યુદ્ધના પ્રસંગ સાથે શો સંબંધ છે તે હું જ્યાં સુધી યથાર્થ રીતે સમજી ન શકું ત્યાં સુધી એ વિષયમાં કાંઇ પણ મત કેવી રીતે આપી શકું ?" જયશિખરીએ પોતાની મુશ્કેલી જાહેર કરી.

રાણી તેના અંકનો પરિત્યાગ કરીને તેની અડોઅડ ગાદી ઉપર બેસી કમળની નાળ જેવા પોતાના નાજુક હસ્ત પોતાના પતિના કંઠમાં આરોપી, નેત્રો વડે સ્વામીના વદનમાંથી ઝરતા પ્રેમસુધાનું પાન કરતી બોલી: "મહારાજ! અમે પણ આપનાં પ્રજાજન છીએ. આ ધર્મયુદ્ધમાં પોતાથી બની શકે તે પ્રકારનો ભાગ લેવાને આપનાં પ્રજાજનોને આપનું આમંત્રણ છે. તે આમંત્રણનો માનપૂર્વક સ્વીકાર કરીને અમે ધર્મયુદ્ધમાં ભાગ લેવાને તત્પર થયાં છીએ."

"તમે કેવી રીતે ભાગ લેઇ શકશો ? રણસંગ્રામમાં આવવું તમારે માટે નિરુપયોગી છે." જયશિખરી બોલ્યો.

"કેમ ?" રૂપસુંદરીએ પ્રશ્ન કર્યો.

"કારણ કે ત્યાં તમે કાંઇ પુરુષવર્ગની પેઠે શત્રુની સાથે રણસંગ્રામમાં યુદ્ધ કરી શકો તેમ નથી." જયશિખરીએ કહ્યું.

"શામાટે યુદ્ધ કરી શકીએ તેમ નથી ?" રાણીએ પ્રશ્ન કર્યો.

"કેમકે યુદ્ધની સ્ત્રી જાતિને તાલિમ આપવામાં આવી નથી." જયશિખરીએ જવાબ આપ્યો.

"તાલિમ કોણે આપી નથી ?"

"પુરુષોએ."

"શા માટે ?"

"એનું કારણ તો હું જાણતો નથી. પરંતુ પરાપૂર્વથી એવો રીવાજ ચાલ્યો આવે છે કે સ્ત્રીઓએ પુરુષોનાં મનને આનંદ પમાડવો અને પુરુષોએ સ્ત્રીઓનું રક્ષણ કરવું." જયશિખરી રૂપસુંદરીના

છેલ્લા પ્રશ્નનો ઉત્તર આપી ન શક્યો એટલે તેણે પરાજીત થયેલા શાસ્ત્રીની માફક પરંપરાથી ચાલી આવતી રૂઢીનું અવલંબન કર્યું.

એ સાંભળીને રૂપસુંદરી બોલીઃ "આપનું કથન સત્ય છે. અમારી સ્ત્રીઓની કોમળ જાતિ વીર પુરુષોના બાહુબળથી રક્ષાવાને જ સરજાયેલી છે. પરંતુ અમારી કોમળતાને તથા અમારા દયાર્દ્ર સ્વભાવને યોગ્ય સેવા રણસંગ્રામકાળે અમે બજાવી શકીએ એવું આપને લાગતું નથી ?"

"દેવી ! શસ્ત્રયુદ્ધમાં હું ભલભલાને ભોંયચાટતા કરી દઉં એવી મને હિમ્મત છે; પરંતુ હું કબૂલ કરૂં છું કે વાગ્યુદ્ધમાં તમારા ઉપર જય મેળવવાની મારામાં શક્તિ નથી. એટલે તમારી સાથે વિશેષ વાદ વિવાદ નહિ કરતાં આજે ભરાયેલા દરબારમાં સાંપ્રત ધર્મ યુદ્ધના અધિષ્ટાતા તરીકેની મને મળેલી સત્તાની રૂએ હું તમને આજ્ઞા કરૂં છું કે રણસગ્રામમાં જે પ્રકારની સેવા બજાવવાનો વિચાર તમે કરી રાખ્યા હોય તે મને સવિસ્તર જણાવો. જો એ સેવા સ્વીકારણીય હશે તો તેનો જરૂર સ્વીકાર થશે." કાંઈ ન સુજયું એટલે જયશિખરીએ આજ્ઞા કરી.

"પરતુ મારી વાત જણાવતાં પહેલાં એક પ્રશ્ન હું આપને કરીશ. આજની રાજસભામાં આપને જે સત્તા મળ્યાનું આપ જણાવો છો, તે કોણે આપેલી ? પુરુષોએ કિંવા પુરુષો અને સ્ત્રીઓ બન્નેએ ? જો પુરુષોએ જ આપી હોય તો તે એકપક્ષી ઠરાવ સ્ત્રીઓએ શા માટે માન્ય રાખવો જોઇએ ? જે વિષયમાં અમારી સલાહ લેવામાં ન આવે, તેને અનુસરવાની અમને આજ્ઞા કરવી એ રાજ્યનીતિની દૃષ્ટિએ એક પ્રકારનો જૂલ્મ ન ગણાય ?" રૂપસુંદરીએ નવીન પ્રશ્ન ઉઠાવ્યો,

જયશિખરી બે–ચાર પળ મૌન રહીને પ્રેમપૂર્ણ દૃષ્ટિથી રૂપસુંદરી સામે જોતો બોલ્યો: “ જો એવી આજ્ઞાને તમે ભૂલ સમજતા હો, તો હું મારી હૃદયની દેવીને પ્રાર્થના કરૂં છું કે તેણે પોતે રણસંગ્રામમાં પોતાનું સામર્થ્ય બતાવવાની કરેલી યોજનાથી મને જ્ઞાત કરવો. કેમ હવે તો વાંધો નથી ને ? મારી આજ્ઞાનું ઉલ્લંઘન થયું પરંતુ મારી પ્રાર્થનાનો તો અસ્વીકાર નહિ જ થાય. ”

જયશિખરીના પ્રસ્તુત કથનથી લજ્જાવતી બનેલી રૂપસુંદરી પતિના વૃક્ષઃસ્થળમાં પોતાના વદનને છૂપાવતી બોલી: “ માલિક પોતાની દાસીને પ્રાર્થના કરે એવું તો કદી સાંભળ્યું નથી. પ્રાર્થના તો ઉલટી અમારે આપને કરવાની છે કે સંગ્રામ સમયે જે સેવા કરવાનો અમે નિશ્ચય કર્યો છે તેનો સ્વીકાર કરો. ”

“ જો તમારી પ્રાર્થના અમારા નિયમને હાનિ પહોંચાડનારી નહિ હોય તો જરૂર તેનો સ્વીકાર થશે. ” જયશિખરીએ જણાવ્યું.

રૂપસુંદરીએ કહ્યું: “ એ વિષયમાં આપ લેશ પણ શંકા લાવશો નહિ. મેં, વિમળદેવીબ્હેન તથા અન્ય સ્ત્રીમંડળે એવો નિશ્ચય કર્યો છે કે સાંપ્રત ધર્મયુદ્ધમાં અમારે પણ આપની સાથે જ રહેવું. અલબત્ત અમારે કાંઇ મેદાનમાં શત્રુઓ સામે લડવાનું નથી; પરંતુ છાવણીમાં રહીને આપણા પક્ષના જે યોદ્ધાઓ ઘાયલ થએલા હશે તેમની અમે સુશ્રુષા કરીશું, તેમને પાટાપીંડી કરીશું, અમ જેવી સ્ત્રીઓ પણ સાથે હોવાથી આપણા પક્ષના યોદ્ધાઓનો ઉત્સાહ વધશે.”

રૂપસુંદરીના પ્રસ્તાવથી પ્રસન્ન થતો જયશિખરી બોલ્યો: “ વાહવાહ ! વાહવાહ ! યોજના તો બહુ મજાની ! તમારા જેવી કોમળ હસ્તવાળી કામિનીઓની સુશ્રુષાથી ઘાયલ થયેલા યોદ્ધાઓને જલ્દી

આરામ થઇ જશે, અને એ રીતે તમે વેદધર્મની એક મહાન્ સેવા બજાવેલી ગણાશે. પરંતુ એક ભય માત્ર છે!"

"શો ભય? આપ જેવા વીર પુરુષની છાયા નીચે હોવા છતાં અમને શાનો ભય હોય?"

"ભય માત્ર એટલો જ કે જે વખતે આપણા સૈનિકો યુદ્ધમાં રોકાયા હોય તે વખતે છાવણીનું રક્ષણ કરતા સૈનિકોની સંખ્યા જુજ હોય. એ સમયે કદાચિત્ શત્રુના સૈનિકો ગુપ્ત રીતે આવીને છાવણી ઉપર હલ્લો કરે તો તમે તેમની સામે કેવી રીતે નિભાવ કરી શકો? એ નાસ્તિક બૌધો તમારા શિયળને ભ્રષ્ટ કરવાનો યત્ન કરે, તેમાંથી તમે તમારૂં રક્ષણ કેવી રીતે કરો શકો?" જયશિખરીએ ભયની પરંપરા રજુ કરી.

"શું આપ એમ માનો છો કે અમારા જીવતાં છતાં એ દુર્બુદ્ધ નાસ્તિકો અમારાં શરીરને સ્પર્શ કરી શકશે?" રૂપસુંદરી આવેશપૂર્વક ગર્જી ઉઠી: "નહિ, કદી પણ નહિ. સાચી ક્ષત્રાણી શિયળના રક્ષણ માટે પ્રાણની પણ દરકાર કરે તેમ નથી. શિયળ એજ અમારૂં સર્વસ્વ છે, અમારૂં જીવન છે.

"વસી શત્રુયુથની માંહ્ય સીતા શિયળને રક્ષી શકી,
કૌરવ સભામાં શિળરક્ષા દ્રૌપદી કરતી હતી;
નિજ શિયળરક્ષા કાજ સતિઓ અગ્નિમાં ઝપલાવતી,
અમ શિયળને અમે રક્ષશું ઝેરી કટારી આ થકી."

એમ બોલતી આવેશમાં આવીને ઊભી થઇ ગયેલી રૂપસુંદરી બોલી: "જૂઓ, આ કટારી! સૈન્યની સાથે આવવાને જે જે સ્ત્રી તૈયાર થશે તે દરેકની સાથે આવી એકેકી કટારી રહેશે. જો કદાચ

અમારી જાત ઉપર કોઇ પ્રસંગ આવી પડે તો તે વખતે અમારા જાનની દરકાર નહિ કરતાં અમારા શિયળનું અને આપણા પૂર્વજોની કીર્તિનું રક્ષણ કરવાને માટે આ કટારી અમે અમારી છાતીમાં ખૂંપી દેશું. અમે અમારા શત્રુઓનો વિનાશ કરવાને શક્તિમાન્ ન હોઇએ, પરંતુ અમારી જાતનો નાશ કરીને તેમની ઇચ્છાનો વિનાશ કરવાને તો શક્તિમાન છીએ જ !"

"ધન્ય છે, દેવી! તમને સહસ્રધા ધન્યવાદ ઘટે છે." જયશિખરી પોતાની પત્ની રૂપસુંદરીની રગેરગમાં ઉછળતા આર્યત્વને જોઇને આહ્લાદિત થતો બોલ્યો: "એનું નામ જ ખરૂં આર્યત્વ, એનું નામ જ ખરૂં શૌર્ય. હવે મને લેશ પણ ભય કે ચિંતા નથી. તમારા જેવી શૂરી ક્ષત્રાણીઓના પ્રોત્સાહનથી આ ધર્મયુદ્ધમાં અમને અવશ્ય વિજય જ મળશે એવી મારી ખાત્રી થઇ ચૂકી છે. પરંતુ તમે સર્વ તૈયારીઓ કરી રાખી છે ?"

"બધું તૈયાર છે, માત્ર આપની આજ્ઞાની જ વાર છે." રૂપસુંદરીએ જણાવ્યું.

"ભલે ત્યારે આજે બરોબર મધ્યરાત્રીએ આપણે નિકળવાનું છે. માટે તમે, વિમળબ્હેન તથા બીજી તમારી જે સખીઓ તમારી સાથે આવવાની હોય તે સર્વ તૈયાર થઇ રહેજો. શમીપૂજનનો સમય થવા આવ્યો છે. એટલે હું જાઉં છું, આજે પુનઃ કદાચ હું તમને મળી નહિ શકું. કેમકે શમીપૂજન પછી કચ્છના રાવ અને ચંદ્રસેન વગેરેની સાથે મારે ભોજન લેવાનું છે, તેમાં સમય વ્યતિત થઇ જશે. પરંતુ મારા વિશ્વાસુ અંગરક્ષક વીરભદ્રને તથા તમારા પિતા તરફથી આવેલા વીરધ્વજને હું સૂચના કરી રાખીશ એટલે તમો સર્વ સ્ત્રીમંડળને માટે વાહનોનો બંદોબસ્ત થઇ જશે તથા વીરધ્વજ

પોતાના પાંચસો સૈનિકોની સાથે તમારી સાથેનો સાથે જ રહેશે. એટલે માર્ગમાં પણ તમને કોઇ જાતની વિટંબના પડવાનો સંભવ ન રહે."

"વારૂ, પરંતુ જ્યારે શમીપૂજન પછી આપનાં દર્શન થવાનો સંભવ નથી, તો પાંચ સાત પળ થોભો. મેં આપને માટે પુષ્પોની વિજયમાળા તૈયાર કરેલી છે. તે વિજયમાળા વિદાયગીરી સમયે આપને આરોપવાનો મારો વિચાર હતો, કિંતુ તે વખતે સમય ન મળે તેમ હોવાથી અત્યારે જ હું આપને આરોપી કૃતાર્થ થાઉં." એમ કહીને રૂપસુંદરી વિજયમાળા લેવાને બીજા ખંડમાં ગઇ.

જયશિખરી મનમાં ને મનમાં પોતાની પત્નીનું શૌર્ય, તેની દિર્ઘદર્ષિતા, તેની બુદ્ધિમત્તા અને કાર્યદક્ષતાની પ્રશંસા કરતો ઊભો રહ્યો. રૂપસુંદરી પોતાની નણંદ વિમળાદેવીની સાથે આવી પહોંચી. તેમની સાથે એક દાસી હતી. તેના હાથમાં ચાંદીનો થાળ હતો. તેમાં ગુલાબ, જુઇ, ચંબેલી આદિ મઘમઘતાં પુષ્પોની ગુંથેલી સુંદર માળા તથા ચાંદીની કંકાવટી હતી. કંકાવટીમાં કંકુ પલાળેલું હતું તથા થાળમાં એક સ્થળે અક્ષત રાખેલા હતા. વિમળાદેવીએ આગળ આવીને પોતાના ભાઇના કપાળમાં કંકુનો ચાંલ્લો કરીને અક્ષત ચોડયા તથા મિડડાં લેઇને તે સહેજ દૂર ખસી, એટલે રૂપસુંદરીએ થાળમાંથી પુષ્પમાળા લેઇને પોતાના પતિદેવના કંઠમાં આરોપી.

એ માળા આરોપતાં તે બોલી: "સ્વામીનાથ ! આ વિજયમાળ હું આપના કંઠમાં આરોપું છું, એ વિજયમાળના દરેક પુષ્પની દરેક પાખંડીએ આપના કલ્યાણ માટે મારા મનમાં રમી રહેલી મંગળભાવના અંકિત થયેલી છે. એ ભાવના આપના અપ્રતિહત શૌર્યને દ્વિગુણિત બનાવશે, એ ભાવના ગમે તેવા મુસ્કેલીના પ્રસંગમાં પણ આપનું રક્ષણ કરશે, એ ભાવના આપને વિજયના શિખરે

પહોંચાડશે અને એ મંગળભાવના મારા દૈવતરૂપ મારા પતિનું સર્વ વાતે કલ્યાણ કરશે. સિધાવો, સ્વામીનાથ ! સ્વધર્મના રક્ષણને માટે, ધર્મ અને ધર્મના નેતારૂપ બ્રાહ્મણોના પ્રતિપાલનને માટે, નાસ્તિકોનું નિકંદન કરવાને ધર્મયુદ્ધમાં સિધાવો, અમે પણ આપની સાથે જ રહીને આપનું મંગળ ઇચ્છીશું તથા આપને વિજય પ્રાપ્ત થવામાં અમારાથી બની શકતી સર્વ પ્રકારની સહાય અર્પીશું."

"દેવી ! તમારો આશીર્વાદ ફળો અને આ ધર્મયુદ્ધમાં મને વિજય મળો. એમ કહીને જયશિખરી ત્યાંથી વિદાય થયો."

તેજ રોજ મધ્ય રાત્રીએ અગાઉથી કરી રાખવામાં આવેલી ગોઠવણ મુજબ સર્વ સૈન્યે યુદ્ધને માટે લાટ પ્રદેશ તરફ પ્રયાણ કર્યું.

## પ્રકરણ ૧૩ મું.

### ધર્મયુદ્ધનો પ્રારંભ.

જયશિખરીએ મોટા સૈન્ય સાથે પંચાસરથી વિજયાદશમીને દિવસે પ્રસ્થાન કર્યાના વર્તમાન ભૃગુકચ્છના રાજા સુરસેનને ચોથે દિવસે પોતાના જાસુસ મારફતે મળ્યા. તે દરમિયાન જયશિખરી માર્ગમાં મધ્યાન્હ સમયે માત્ર અલ્પકાળ વિશ્રાંતિ લેતો, દિવસ અને રાત્રી પ્રવાસ કરતો ધસમસ્યો આવતો હતો. તેને પણ પોતાના ચાર મારફતે ખબર મળ્યા હતા કે કાન્યકુબ્જાધિપતિ સુધન્વા હજી આવી પહોંચ્યો નથી અને સુરસેન તથા ક્રુરપટુ માત્ર ભૃગુકચ્છમાં છે, તથા તેમની પાસેનું સૈન્ય પોતાના વિશાળ સૈન્યની

સામે ટક્કર ઝીલી શકે તેમ નથી. એથી તેણે એકદમ ભૃગુકચ્છ ઉપર ઘેરો ઘાલીને તેને કબજે કરવાનો વિચાર કર્યો હતો. જો ભૃગુકચ્છ કબજે થાય તો સુરસેન ઉપર મોટો ફટકો માર્યો ગણાય અને એથી પોતાના સૈનિકોમાં પણ ઉત્સાહ વધે તથા સુધન્વા આવી પહોંચે તે પહેલાં સુરસેન અને ધ્રુવપટુના સૈન્યમાંથી ઘણા માણુસો ઘટી જાય, એવી જયશિખરીની ધારણા હતી.

પાંચમે દિવસે જયશિખરી મહિ નદી પસાર કરી ગયો. તેના સૈન્યે ભૃગુકચ્છ તરફ વલણ લીધેલું જાણીને સુરસેન જયશિખરીની ધારણા કળી ગયો અને ગભરાયો. ભૃગુકચ્છમાં તેની પોતાની પાસે માત્ર સાધારણ સૈન્ય હતું. કેમકે તેણે પોતાના સૈન્યનો મોટો ભાગ તો પ્રથમના ખેટકપૂરના યુદ્ધમાં ગૂમાવ્યો હતો. ધ્રુવપટુ પણ તેની સાથે માત્ર પાંચ હજાર સૈનિકો લાવ્યો હતો. એટલા સૈન્યથી ભૃગુકચ્છનો બચાવ થઇ શકે એ સંભવિત નહતું. વળી ભૃગુકચ્છનો કિલ્લો પણ એટલો મજબૂત નહતો કે તેની અંદર ભરાઇ રહીને લાંબો સમય સુધી વેદધર્મીઓના મોટા સૈન્ય સામે બચાવ થઇ શકે. ભૃગુકચ્છની દક્ષિણ દિશાએ નર્મદા નદી વહન કરતી હતી. તેની ઉત્તર, પૂર્વ અને પશ્ચિમ બાજુ ખૂલી હતી. એ તરફ ખાહી પણ ન હતી કે તેમાં નર્મદાનું પાણી ભરીને શત્રુને કિલ્લાની સમીપમાં આવતાં અટકાવી શકાય. તેમ અત્યારે નવી ખાહી ખોદાવવાને સમય પણ ન હતો. કેમકે ચાર–પાંચ દિવસમાં તો જયશિખરી ભૃગુકચ્છની પાસે આવી પહોંચે તેમ હતું. એટલે જ્યાં સુધી સુધન્વા તરફની મદદ ન મળી શકે ત્યાં સુધી તો જેમ બને તેમ ભૃગુકચ્છને સાચવવાનો સુરસેન અને ધ્રુવપટુએ નિશ્ચય કર્યો અને તે માટે બધી તૈયારી કરવા માંડી.

જે દિવસે જયશિખરીએ પંચાસરથી પ્રયાણ કર્યું હતું તે દિવસથી બરાબર નવમે દિવસે સ્હવારે તે ભૃગુકચ્છથી દશ કોસ દૂર આવી પહોંચ્યો. ત્યાં તેણે છાવણી નાખી અને સૈનિકોને આજનો દિવસ વિશ્રાંતિ લેવાની આજ્ઞા આપી.

તે દિવસે ભોજન કાર્ય આટોપ્યા બાદ 'વેદધર્મ રાજમંડળ'ની સભા મળી અને તે સભાએ સર્વાનુમતે ઠરાવ કરીને યુદ્ધનો પ્રારંભ કરતાં પહેલાં સુરસેન ઉપર સંદેશો મોકલ્યો કે "અમે ને તમે એક જ દેશના વતની છીએ. આપણી વચ્ચેના યુદ્ધમાં મનુષ્યોનો નિરર્થક વધ થાય એવી અમારી ઇચ્છા નથી. તેમ અમારો તમારા રાજ્યને કબજે કરવાનો ઇરાદો પણ નથી. પરંતુ તમે બૌદ્ધ મતનો સ્વીકાર કરેલો હોવાથી તમારી સત્તા નીચેનાં નર્મદા કાંઠાનાં વેદધર્મી તિર્થસ્થળોની તમે અવહેલના કરો છો અને યાત્રાળુઓને ત્રાસ આપો છો. માટે એ સર્વ તિર્થસ્થળો તમારે અમારા કબજામાં સોંપી દેવાં. તેનો વહિવટ અમે ચલાવીશું. અને તેની જે કાંઇ ઉપજ આવશે તે એ તિર્થસ્થળોના હિતને માટે વાપરીશું. તમે અમારી માગણીનો સ્વીકાર કરવાને તૈયાર છો તેની ખાત્રીને માટે તમારા પક્ષકાર વલ્લભીપુરના રાજા ધ્રુવપટુને અમારા કબજામાં રાખવા. અમે તેમનું બરોબર માન જાળવીશું અને જ્યારે ઉપર લખ્યાં તિર્થસ્થળો અમને સુપ્રત કરશો ત્યારે તેમને મુક્ત કરીશું જો અમારી માગણીનો અસ્વીકાર થશે તો આવતી કાલે પ્રાતઃકાળે અમે ભૃગુકચ્છ ઉપર હલ્લો કરીશું."

એ પ્રમાણે એક પત્ર લખીને તેની નીચે 'વેદ ધર્મ રાજમંડળ'ના સર્વ રાજવંશી સભાસદોએ પોતાની સહી કિંવા નિશાન કર્યાં હતાં. તે પત્ર લેઇને તેમણે એક દૂતને ભૃગુકચ્છ મોકલ્યો.

ભૃગુકચ્છના દરવાજા બંધ હતા. દૂતે પોતાના આગમનનું કારણ જણાવ્યું એટલે દરવાને બારી ખોલી તેને અંદર દાખલ કરીને નિઃશસ્ત્ર બનાવીને રાજમહાલય તરફ એક માણસની સાથે મોકલ્યો.

અત્યારે સુરસેન પોતે, ધ્રુવપટુ અને પોતાના સરદાર સામંતની સાથે યુદ્ધને લગતીજ વાતચીત કરતો પોતાના મહાલયમાં બેઠો હતો. તેનો એક નોકર આ વેદધર્મી દૂતને તે સ્થળે લઇ ગયો. દૂતે નમન કરીને પત્ર ધર્યો એટલે સામંતસિંહે તે પત્ર લેઇને સુરસેનને આપ્યો. પત્ર ઉકેલીને વાંચતાં સુરસેન મનમાં ને મનમાં હસવા લાગ્યો. તેણે એ પત્ર ધ્રુવપટુને આપ્યો. સામંતસિંહ જે ધ્રુવપટુની બાજુએ બેઠો હતો તેણે પણ એ પત્રની હકીકત વાંચી લીધી.

સુરસેને વેદધર્મી દૂતને ઉદ્દેશીને પૂછ્યું: "કેમ! આ સિવાય બીજું કાંઇ કહેવાનું છે?"

"ના, મહારાજ! બીજું તો કાંઇ કહેવા જેવું નથી. માત્ર મારા તરફથી આપને એટલી સલાહ આપવા ઇચ્છું છું કે અમારા રાજ-મંડળની સૂચનાઓનો સ્વીકાર કરવામાં આપનો લાભ જ સમાયેલો છે. જો આપ એ સૂચનાઓનો અસ્વીકાર કરશો તો આપ નિશ્ચય માનજો કે દરેક વેદધર્મી યોદ્ધો પોતાના પિંડમાં જ્યાં સુધી એક પણ રક્તનું બિંદુ હશે ત્યાં સુધી પાછો હડનાર નથી અને આપનો પીછો છોડનાર નથી." દૂતે સલાહ આપી.

સુરસેને ચાર-પાંચ પળ વિચાર કરીને દૂતને કહ્યું: "તમે તમારા રાજ્યમંડળને મારા તરફથી જણાવજો કે તે મંડળે કરેલી સૂચનાઓના સંબંધમાં વિચાર કરવામાં કેટલોક સમય વ્યતીત થાય તેમ છે, માટે એનો જવાબ હું અત્યારે ને અત્યારે તમને આપી

શકું તેમ નથી. પરંતુ એ જવાબ બનતાં સુધી કાલ રહવાર સુધીમાં મોકલી આપીશ. હું પોતે પણ નિરર્થક મનુષ્યવધ થાય એવું ઇચ્છતો નથી."

"ભલે, હું આપનો સંદેશો મહારાજા જયશિખરીને જણાવીશ." રાજદૂતે કહ્યું અને તે સુરસેનને નમન કરીને જેવો આવ્યો હતો તેટલી જ ત્વરાથી ચાલ્યો ગયો.

એ ખંડમાંથી તે બહાર ગયો એટલે ધ્રુવપટુએ સુરસેનને પ્રશ્ન કર્યો: "સુરસેનજી! તમને વેદધર્મીઓનો ડર લાગ્યો કે શું?"

"ડર! અને તે પણ આ સુરસેનને? તમે હજી સુરસેનને પૂરેપૂરો ઓળખતા નથી લાગતા. નહિ તો આવો પ્રશ્ન જ કરત નહિ. જો હું આ પ્રમાણે ડરી જાઉં એવો હોત તો પછી આવડું મોટું ધર્મયુદ્ધ ઉપાડત જ નહિ. આ દૂતની સાથે ઉપર મુજબનો જવાબ મેં ખાસ હેતુસર જ મોકલ્યો છે?"

"શો હેતુ? આવતી કાલે મને એ વેદધર્મીઓનો કેદી બનાવવાનો!" ધ્રુવપટુ સ્મિત કરતો બોલ્યો.

"ના, તમને નહિ પરંતુ અભિમાની જયશિખરીને આપણો કેદી બનાવવાનો?" સુરસેને પોતાના હેતુનો નિર્દેશ કર્યો.

"એટલા મોટા સૈન્યમાંથી એને તમે કેદી કેવી રીતે બનાવી શકશો?" ધ્રુવપટુએ પ્રશ્ન કર્યો.

"એ તમે જોશો. દૂતને જવાબ આપતી વેળાએ જે ધારણા મેં કરી રાખેલી છે તે મને અમલમાં મેલવા દ્યો, અને પછી જૂઓ કે તેનું પરિણામ કેવું આવે છે! એ લોકોને તેમના ભાવીએ જ ભૂલાવ્યા છે. જો તેમણે આપણને અગાઉથી જણાવ્યા સિવાય અચાનક આ

પણ કિલ્લા પર હલ્લો કર્યો હોત તો કદાચ આપણે સંકડામણમાં આવી પડત; પરંતુ હવે મામલો ફેરવાઇ જશે અને આપણે જયશિખરી કિંવા તેના પક્ષના બીજા કોઇ એકાદા રાજાને કેદ પકડવા શક્તિમાન્ થઇશું."

એ પછી સુરસેને પોતાની ધારણા પ્રુત્રપટુ અને સામંતને વિગતારપૂર્વક કહી સંભળાવી. તે એ બન્નેને પસંદ પડી, અને તેઓ એ બાબતની તૈયારી કરવાને માટે જે સ્થળે તેમના સૈન્યને રાખવામાં આવ્યું હતું ત્યાં ગયા.

## પ્રકરણ ૧૪ મું.

### વીરધ્વજની શંકા.

સુરસેનની પાસે સંદેશો લેઇને ગયેલો દૂત પાછો પોતાના રાજમંડળ સમક્ષ આવી પહોંચ્યો. તેણે સુરસેને કહેલો સંદેશો રાજમંડળને કહી સંભળાવ્યો. એ સાંભળીને ચંદ્રસેન બોલ્યોઃ "સુરસેન સમજ્યો ખરો. આપણા વિશાળ સૈન્ય પાસે તેનું કાંઇ ચાલી નહિ શકે એમ તેને લાગવાથી તેણે આપણી સૂચનાઓ વિષે વિચાર કરવાને સમય માગેલો હોવો જોઇએ. મને તો લાગે છે કે આવતી કાલે તે નક્કી પ્રુત્રપટુને આપણા કબજામાં સોંપશે અને બધાં તિર્થસ્થળો આપણને સુપ્રત કરવાની પણ અનુજ્ઞા આપશે."

જયશિખરી તથા બીજા રાજકર્તાઓને પણ ચંદ્રસેનનું એ અનુમાન સત્ય લાગ્યું અને તેઓ વગર શ્રમે પોતાનો હેતુ સિદ્ધ

થવાનાં સ્વપ્નાં જોવા લાગ્યા. સિંધુપતિ સમરસેનનો સરદાર વીરધ્વજ જે સિંધુપતિની ગેરહાજરીમાં આ રાજમંડળમાં પ્રતિનિધિ તરીકે હાજર થયો હતો તે નમ્રતાનો ભાવ ધારણ કરીને બોલ્યો: "આપ સર્વ બુદ્ધિમાન્ અને વિચિક્ષણ મહારાજાઓ સમક્ષ હું મારા વિચારો પ્રકટ કરવાની ધૃષ્ટતા કરૂં છું તે માટે મને ક્ષમા કરશો. પરંતુ જો અત્યારે હું મૌન રહું તો મેં મારી ફરજ અદા કરી ન કહેવાય, તેટલા માટે જ મને બોલવાની ફરજ પડે છે."

"તમારે જે કહેવું હોય તે ખુશીથી કહો." જયશિખરીએ તેને આજ્ઞા આપી: "સિંધુપતિ મહારાજા સમરસેનની ગેરહાજરીમાં તેમના પ્રતિનિધિ તરીકે તમને તમારા વિચાર દર્શાવવાનો હક્ક છે."

જયશિખરીની આજ્ઞા મળતાં વીરધ્વજે જણાવ્યું: "ભૃગુકચ્છાધિપતિ સુરસેને આપણા રાજદૂત સાથે જે જવાબ મોકલાવ્યો છે, તેમાં મને પોતાને તો કાંઇ આશા જેવું જણાતું નથી. ઉલટી મને તો તેના વર્ત્તનથી તેને માટે શંકા ઉપજે છે."

"તેનું કયું વર્ત્તન તમને શંકા ઉપજાવનારૂં લાગ્યું ?" પોતાના અનુમાનની વિરૂદ્ધ અભિપ્રાય આપનાર વીરધ્વજ પર સ્વાભાવિક રીતે જ મનમાં ગુસ્સે થયેલો ચંદ્રસેન પોતાના ક્રોધને મનમાં જ દબાવી રાખવાનો યત્ન કરતો બોલ્યો.

"પ્રથમ તો તેણે પોતાનો સંદેશો આપણી પેઠે લિખિત નહિ મોકલતાં આપણા દૂતની સાથે કહેવરાવ્યો એ જ તેનું વર્ત્તન શંકા ઉપજાવનારૂં છે." વીરધ્વજે પોતાને શંકા ઉપજાવનારાં કારણો જણાવવા માંડયાં: "બીજું એ કે તે સંદેશામાં તેણે આપણને કાંઇ પણ સ્પષ્ટ કહેવરાવ્યું નથી. તે આવતી કાલે રહવારે પોતાનો જવાબ

મોકલવાનું જણાવે છે તેનો અર્થ માત્ર એટલો જ કે તેના પ્રત્યુત્તરની રાહ જોઇને આપણે કાલે પ્રાતઃકાળમાં ભૃગુકચ્છ ઉપર હલ્લો કરી શકીએ નહિ. વળી આપણે આઠ–નવ દહાડાથી રાત્રી દિવસ પ્રવાસ કરતા આવેલા હોવાથી આપણા સૈનિકો થાકી ગયા હોય એ સ્વાભાવિક છે. એથી આપણને આશા આપનારો જવાબ મોકલીને આજની રાત્રી પુરતી વિશ્રાંતિ લેવાને લલચાવી, આપણને બેફામ રાખવાની પણ સુરસેનની વૃત્તિ હોય, અને એ તકનો લાભ લેઇને તે અચાનક આજ રાત્રીએ જ તેના સૈનિકો સાથે આપણા પર હલ્લો કરે તો તેમાં આશ્ચર્ય શું છે ? તે એમ કરશે જ એમ તો હું પણ નક્કીપણે કહી શકતો નથી. તદપિ આપણે તૈયાર થઇ રહેવું જોઇએ. પછી તે કદાચ રાત્રે હલ્લો ન કરે અને કાલે આપણી સુચનાઓને કબૂલ કરનારો જવાબ મોકલે તોયે તૈયાર રહેવામાં આપણને કાંઇ નુકસાન તો નથી જ."

"મને તો આ કલ્પનામાં સંગીનતા જેવું કાંઇ જણાતું નથી." ચંદ્રસેને કહ્યું: "સુરસેન સારી રીતે જાણે છે કે તે પોતાના ન્હાના સૈન્ય સાથે આપણા વિશાળ સૈન્યના એકત્રિત બળ સામે ટકી શકે એમ નથી. એથી તે જ્યાં સુધી સુધન્વા તરફની મદદ ન મળે ત્યાં સુધી આપણા પર હલ્લો કરવાનું પગલું ભરે એમ માનવું નકામું છે. વળી તેણે જણાવ્યું છે કે તે પોતે પણ નિરર્થક મનુષ્યવધ થાય એવું ઇચ્છતો નથી. એ તેના શબ્દો જ સિદ્ધ કરી આપે છે કે અત્યારે તે યુદ્ધ કરવાને તૈયાર નથી. ગમે તેમ હો, આવતી કાલે તે આપણી સૂચનાઓને કબુલ રાખનારો પ્રત્યુત્તર મોકલે કિંવા નહિ, પરંતુ અત્યારે આપણા પર હલ્લો કરવા જેવી સ્થિતિમાં તો તે નથી જ એવી મારી ખાત્રી છે. માટે આજે નવ–નવ દિવસના સતત

એમ પછી આજની રાત્રી વિશ્રાંતિ ભોગવવાની મળેલી તકનો લાભ આપણા સૈનિકોને લેવા દેવામાં હું કાંઇ હરકત જોતો નથી ”

“ મને પણ ચંદ્રસેનજીનું કથન વાસ્તવિક લાગે છે.” કચ્છના રાજાએ તેને અનુમોદન આપ્યું.

શત્રુની સીમામાં આવી લાગેલા હોવા છતાં આરામ લેવાને આતુર બની રહેલા ચંદ્રસેન અને કચ્છાધીશની મૂર્ખતા ઉપર મનમાં ને મનમાં હસતો વીરધ્વજ બોલ્યો: “ સુરસેન કદાચ હલ્લો ન કરે એમ લાગતું હોય, તો પણ આપણે સાવચેત રહેવું એ આપણું કર્તવ્ય છે. કેમકે અત્યારે આપણે તેના રાજ્યની સીમામાં છીએ. કયે સમયે કઇ બાજુએથી ભય આવીને ઉપસ્થિત થશે તે આપણે જાણતા નથી. શત્રુના ગૃહમાં પ્રવેશ કરીને આરામને આરાધવો એ મૃત્યુને આમંત્રણ આપવા સમાન છે. ”

જયશિખરીના મન પર વીરધ્વજના છેલ્લા વાક્યની સચોટ અસર થઇ અને તે બોલ્યો: “ વીરધ્વજનું કથન મને પણ કેટલેક અંશે વિચારણીય લાગે છે. આપણા સૈનિકોને વિશ્રાંતિની જરૂર છે એ હું પણ કબૂલ કરૂં છું, પરંતુ આપણે સાવચેત રહેવાની પણ તેટલી જ જરૂર છે. હું ધારૂં છું કે આપણે આપણા સૈન્યનો શંકવાકાર વ્યૂહ રચીને તેને તૈયાર રાખવું. તેના મુખ આગળ વીરધ્વજે અને શ્રીનગરના જેઠવાએ તેમના માણસો સાથે રહેવું. મધ્ય ભાગમાં મારા સૈન્ય સાથે હું રહીશ અને બન્ને બાજુઓ ચંદ્રસેનજી તથા કચ્છાધિપતિ સાચવશે અને પાછલા ભાગમાં બીજા સૈન્યને અનામત રાખીશું. એવી સ્થિતિમાં સૈનિકોને આરામ પણ મળી શકશે માત્ર મોખરાના જેઠવાઓ અને સિંધીઓએ સંપૂર્ણ સાવધ રહેવું. ”

"મહારાજનો નિશ્ચય દિર્ઘદર્ષિતાયુક્ત છે. શંકવાકાર વ્યૂહની રચનાથી એકી સામાટા આપણા વિશેષ માણસોને શત્રુ સાથે યુદ્ધમાં ઉતરવુ નહિ પડે અને મોખરાના સૈન્યને પાછલા ભાગમાંથી તાજી તાજી મદદ મળતી રહેશે. એથી આપણે આપણી માત્ર અલ્પ સંખ્યાની ખુમારી સાથે શત્રુને સજ્જડ ફટકા મારી શકીશું. હું મારા પાંચસો વીરોની સાથે મહારાજની આજ્ઞા પ્રમાણે મોખરે રહેવાને તૈયાર છું." વીરધ્વજે પોતાની તત્પરતા દર્શાવી.

'અમે પણ વીરધ્વજની સાથે રહીને અમારી બરછીઓને શત્રુઓનાં રક્તમાં ઝબોળીશું." રામદેવ જેડવાએ જયશિખરીની આજ્ઞાનો સ્વીકાર કર્યો.

ચંદ્રસેન અને કુચ્છાધિપતિ જેવાં આરામપ્રિય રાજાઓને આ યોજના કંટાળો આપનારી તો લાગી. પરંતુ તેની વિરૂદ્ધ ઉચ્ચાર કરવાથી પોતાના શૌર્યને ઝાંખપ લાગે તેમ હોવાથી તેમણે પણ હામાં હા મેળવી અને જયશિખરીએ પોતાની ઈચ્છા અમલમાં મેલવાને પોતાના વિશ્વાસુ સરદાર વીરભદ્રને આજ્ઞા કરી.

વીરભદ્રે જયશિખરીની આજ્ઞા પ્રમાણે સૈન્યની શંકવાકાર વ્યૂહમાં રચના કરી. સૈનિકોમાંનો માત્ર જુજ ભાગ જ આમ કરવાના હેતુથી વાકેફગાર હતો. જેઓ તેનું કારણ જાણતા નહતા તેઓ ભાવિભયના સંભવ વિના પોતાને શસ્ત્રથી સજ્જ થવાની આજ્ઞા થયેલી જોઈને તેમજ આ વ્યૂહરચનાથી આશ્ચર્યચકિત થયા. વીરભદ્રે પોતાના જાસુસોને પણ ભૃગુકચ્છ તરફ છદ્મ વેશમાં ગોઠવી રાખ્યા હતા. રૂપસુંદરી અને વિમળાદેવી વગેરે સ્ત્રી મંડળ છાવણીમાં હતું. છાવણીના રક્ષણને માટે બે હજાર ગુર્જર યોદ્ધાઓ શસ્ત્રબદ્ધ બની રહ્યા હતા.

વીરભદ્ર વીરધ્વજની સાથે સૈન્યના મોખરે રહીને પોતાના ચાર દ્વારા શત્રુની હીલચાલની બાતમી મળવાની આતુરતાપૂર્વક રાહ જોતો હતો.

લગભગ મધ્યરાત્રીનો સમય થવા આવ્યો હતો. એ વખતે એક તીર ફણફણતું વીરધ્વજના એક સૈનિક પાસે આવીને પડયું. તેણે એ તીર લેઇને પોતાના સરદારે કરી રાખેલી આજ્ઞાનુસાર લેઇ જઇને તેને સોંપ્યું. વીરધ્વજે એ તીરની સાથે એક વડનું પાંદડું બાંધેલું જોઇને તેમાં કાંઇક ભેદ હશે એમ ધારી એ તીર વીરભદ્રને આપ્યું. વીરભદ્ર એ વડનું પાન જોઇને તે પોતાના ગુપ્તચાર તરફનો સંદેશો હશે એમ ચેતી ગયો. તેણે એ પાન તીરથી છૂટું કરીને ઉખાડયું. તેના પર કોઇ તિક્ષ્ણું ધારવાળા હથિયાર વડે અક્ષરો કોતરેલા હતા. તેમાં લખ્યું હતું કે " ભૃગુકચ્છ તરફથી બે હજાર માણુસો. ચારેક કોસ આવી પહોંચ્યા. "

અક્ષરો પરથી એ સંદેશો પોતાના ગુપ્ત ચાર તરફનો હોવાની વીરભદ્રની ખાત્રી થઇ. તેણે વીરધ્વજ સામે જોઇને કહ્યું: " તમારી કલ્પના ખરી પડી. સુરસેન બે હજાર માણુસો સાથે અત્યારે આવે છે. મધ્યરાત્રી વિત્યા બાદ પાંચ છ ઘટિકામાં તે આવી પહોંચશે એમ લાગે છે. "

" ત્યારે એ વિષેની મહારાજાને ખબર આપવી જોઇએ. " વીરધ્વજે સૂચન કર્યું.

" હા, હું જાઉં છું અને પાછો ફરૂં તે દરમિયાન જો બીજા સમાચાર મળે તો મારી રાહ નહિ જોતાં તે કોઇ વિશ્વાસુ માણસની સાથે મહારાજાને પહોંચાડવજો. તમે અને જેઠવાજી આ સ્થળ છોડશો

નહિ." એમ કહીને તે પોતાનો અશ્વ દોડાવતો જયશિખરી પાસે ગયો. જયશિખરીને સમાચાર મળતાં તેણે તમામ વિભાગમાં એ સમાચાર પ્રસરાવી દીધા અને એક ઘટિકા માત્રમાં તો આખું સૈન્ય યુદ્ધ કરવાને તત્પર બની રહ્યું.

## પ્રકરણ ૧૫ મું.

### સુરસેનની નિરાશા.

હવે આપણે સુરસેનની હિલચાલ તરફ લક્ષ આપીએ. રાત્રી પડી અને સર્વત્ર અંધકાર વ્યાપી રહ્યો એટલે તે પોતાના બે હજાર સૈનિકો સાથે ભૃગુકચ્છના કિલ્લામાંથી બહાર પડયો. બાકીના સૈન્યની સરદારી તેણે ધ્રુવપટુને આપીને તેને કિલ્લામાં રાખ્યો હતો તથા પોતાને જરૂર પડે અને પોતે સંદેશો મોકલે તો બીજી મદદ મોકલવી એવી તેણે ધ્રુવપટુને સૂચના કરી હતી. જયશિખરીને કેદ કરવાની પોતાની ઇચ્છા તેણે ધ્રુવપટુ પાસે પ્રકટ કરી હતી પરંતુ તેનો ઇરાદો જુદો જ હતો તે એક જ પ્રયત્નથી બે કાર્યો સિદ્ધ કરવા માગતો હતો. પોતાના સૈનિકોની સહાયથી વેદધર્મી સૈન્યને ઉગતું ને ઉગતું જ કાપી નાખીને તેની સંખ્યામાં મોટો ઘટાડો કરવો તથા તે દરમિયાન જયશિખરીનું લક્ષ યુદ્ધમાં રોકેલું રાખીને તેની બ્હેન વિમળાદેવીનું હરણ કરી લેવું, એવો તેનો ઇરાદો હતો. આગલાં પ્રકરણો પરથી વિમળા ની સાથે લગ્ન કરવાની સુરસેનની ઇન્તેજારી વાચકો જોઈ શક્યા હશે, એટલે આ પ્રસંગે એ વિષયમાં લંબાણ કરવાનું આવશ્યક લાગતું નથી.

તે પોતાના માણસો સાથે ધસમસ્યો આવતો હતો. તેની હીલ-ચાલની ખબર વેદધર્મી સૈનિકોને પડી ગઇ હતી એ આપણે ગત પ્રકરણમાં જોઇ ગયા. વીરભદ્રે કલ્પના કરી હતી તે સમયે બરોબર સુરસેન પોતાના સૈન્ય સાથે જે સ્થળે વીરધ્વજ પોતાના માણસો અને જેઠવાના માણસો સાથે સજ્જ થઇને ઉભો હતો તેની નજીકમાં આવી પહોંચ્યો. અત્યારે ચંદ્રના પ્રકાશમાં સૈનિકો પરસ્પર જોઇ શકતા હતા. સુરસેન અને તેના માણસો તો વેદધર્મી સૈન્યને પથારીમાં આળોટતું જોવાની આશામાં હતા. પણ અહીં તો તેમણે જૂદો જ પ્રકાર જોયો અને તે સાથે જ પોતે કેવી ભયભરી સ્થિતિમાં આવી પડયા છે તેની તેમને કલ્પના થઇ.

આ સ્થિતિ જોઇને સુરસેન પૂરેપૂરો ગભરાયો. પરંતુ હવે પાછા ફરી શકાય તેમ ન હતું. કેમકે જો તે પોતાના સૈન્યને પાછા ફરીને ન્હાસવાની આજ્ઞા આપે તો વેદધર્મી સૈન્ય તેના ઉપર વાર કરે અને પોતાનું ન્હાસતું સૈન્ય શત્રુની લેશ પણ ખુવારી કર્યા સિવાય આખુંને આખું કપાઇ જાય એવી તેને ભીતિ હતી. માટે હવે તો ગમે તેમ થાય તોયે શત્રુ સૈન્ય ઉપર આક્રમણ કરીને તેને પોતાના હાથનો સપાટો બતાવવો, એવો સુરસેને નિશ્ચય કર્યો અને તે પોતાના માણસો સાથે શત્રુઓ ઉપર ધસ્યો.

વીરધ્વજ અને જેઠવો પણ તેનો સત્કાર કરવાને તૈયાર જ હતા. પ્રથમ સુરસેનના સૈન્ય તરફથી તીર છૂટવા લાગ્યાં પરંતુ તે વેદધર્મી સૈનિકોની વિશેષ ખુવારી કરી શકે તે પહેલાં વીરધ્વજે પોતાના માણસોને સામે ધસવાની આજ્ઞા કરી કે તુરત જ સિંધી રાજપૂતો દુશ્મનના લશ્કરમાં ધસી ગયા. હાથોહાથની લડાઈ કરવાને આતુર બની રહેલા સિંધી વીરોની ઇચ્છા પૂર્ણ થઇ અને

આજે ધર્મયુદ્ધનું મંડાણ મંડાયું. તેમની બરછીઓ શત્રુઓના પેટમાં ઘુસીને તેમનાં આંતરડાંને બહાર ખેંચી કાઢવા લાગી. તેમના બન્ને બાજુએ ધારવાળી તિક્ષ્ણ તલવારોના ઘા સુરસેનના સૈનિકોને યમદેવને શરણે પહોંચાડવા લાગ્યા, બીજી બાજુએથી બરડાના જેઠવાઓ પણ બૌધ સૈન્યની ડાબી બાજુની પાંખમાં ઘુસી જઇને દુશ્મનોની કતલ ચલાવવા લાગ્યા. વીરધ્વજ અને જેઠવો પોતાના માણસોને પ્રોત્સાહન આપતાં સુરસેનની સેનામાં આમ તેમ ઘુમતા હતા. બૌદ્ધ સૈનિકોએ પણ નિબળ હસ્તે તલવાર પકડી નહતી, તેઓ પણ ભારે ઝનૂન સાથે યુદ્ધ કરતા હતા. પરંતુ પ્રારંભથી જ તેમનામાં પ્રવર્તિ રહેલી નિરાશાને લીધે તેઓ પોતાના ધસારાની શત્રુઓમાં જોઇએ તેટલી અસર નિપજાવી શક્યા નહિ.

મોખરે યુદ્ધ શરૂ થયાના સમાચાર મધ્ય ભાગમાં રહેલા જયશિખરીને મળ્યા એટલે તણે ચંદ્રસેન, કચ્છાધિપતિ વીરભદ્ર અને વર્દ્ધમાનપુરીના વિજયસેન સાથે મસલત ચલાવીને આ તકનો સંપૂર્ણ લાભ લેવાનો મનસુબો કરીને પોતાના સૈન્યના અમુક ભાગને ભૃગુકચ્છ ઉપર ઘેરો નાખવાને મોકલવાનું ઠરાવ્યું. તેણે કચ્છના રાજાને કહ્યું: "તમે તથા વિજયસેનજી તમારા સૈનિકો સાથે જમણી બાજુએ ચઇને મેખરે લડતા સુરસનને જાણ ન થાય તે પ્રમાણે ભૃગુકચ્છ ઉપર ઘેરો નાખો હું પણ મારા બે હજાર માણસોને વીરભદ્રની આગેવાની નીચે મોકલું છું. ઘેરો નાખનારા વિભાગનું નેતૃત્વ કચ્છાધિપતિએ ધારણ કરવું. આમ કરવાથી બે લાભ થશે. એક તો એ કે ભૃગુકચ્છમાંથી સુરસેનને નવી મદદ મળી શકશે નહિ અને મધ્યાન્હ થતા સુધીમાં તો સુરસેનના સૈન્યને ચપટીમાં ચોળી નાખીને અમે સંધ્યાકાળ સુધીમાં તમને આવી મળીશું. પછી ભૃગુ-

કચ્છનું સૈન્ય આપણી સામે લાંબો સમય ટકાવ કરી શકશે નહિ, એટલે સુધન્વા આવી પહોંચે તે પહેલાં કદાચ આપણે ભૃગુકચ્છનો કબજો મેળવી શકીશું."

જયશિખરીનો વિચાર સર્વને પસંદ પડયો અને તેને વિના વિલંબે અમલમાં મેલવામાં આવ્યો. કચ્છના રાજાની આગેવાની નીચે વેદધર્મીઓનું લશ્કર ભૃગુકચ્છને ઘેરો ઘાલવાને ઉપડી ગયું જેની સુરસેનને બિલકુલ ખબર પડી શકી નહિ.

પ્રાતઃકાળ થવા આવ્યો હતો. સુરસેનના પાંચસોથી વધુ માણસો કપાઇ ગયા હતા જ્યારે સિંધી અને જેઠવાઓ માંહેના પચાસેક મનુષ્યો માર્યા ગયા હતા, અને સો ઘાયલ થયા હતા. ઘાયલ થયેલાઓને ડોળીઓમાં ઘાલીને તાબડતોબ છાવણીમાં લઇ જવામાં આવતા હતા, જેમની સારવાર રૂપસુંદરી અને વિમળદેવીની આગેવાની નીચેનું સ્ત્રીમંડળ કરતું હતું. સુરસેનના લશ્કરમાં ઘાયલ થતા માણસો માટે એવા પ્રકારની સગવડ નહિ હોવાથી એ બિચારા પોતાના કે શત્રુના માણસો કે તેમના અશ્વોના પગ નીચે કચરાતા છુંદાતા રિબાઈ રિબાઇને મરણને શરણ થતા હતા.

સ્હવાર થયું એટલે સુરસેનને વેદધર્મી સૈન્યની વિશાળતાનો ખ્યાલ આવી શકયો. આટલા મોટા સૈન્યની સામે પોતાનો બચાવ થવાનું તેને અશકયવત્ લાગ્યું. એટલે તેણે પાછા હઠવાનો નિશ્ચય કર્યો. એ વિષયમાં તેણે પોતાના સરદાર સામંતની સલાહ માગી.

સામંત વીર પુરુષ હતો. રણસંગ્રામમાંથી પાછા હઠવું એ તેને કદી પણ પસંદ પડે તેમ ન હતું. તેમાંયે અત્યારે સૂર્યોદય થએલો હોવાથી છૂપી રીતે ન્હાસી જવાય તેમ તો રહ્યું જ હતું. એ મુશ્કે-

લીઓ દર્શાવતો તે બોલ્યો: "જો આપણે પાછા ફરીને ભૃગુકચ્છમાં દાખલ થવું હોય તો કાં તો આપણા શત્રુઓનો સંપૂર્ણ પરાજય કરવો જોઇએ કે જેથી તેઓ આપણી પાછળ આવી શકે નહિ; અને તેમ ન બની શકે તો પછી શત્રુની સાથે લડતાં લડતાં જ પાછા હઠવું જોઇએ. પહેલી વાત બની શકે એમ નથી એ તો આપ સારો રીતે જાણો છો, જ્યારે લડતાં લડતાં પાછા હઠવામાં દશ કોસ સુધીમાં આપણો એક પણ માણસ બચશે કે કેમ તેની મને શંકા છે. એટલું જ નહિ પણ એથી તો આપણે ભૃગુકચ્છમાં ભરાઇ રહેવું પડશે. કેમકે શત્રુઓ આપણા નગરની આસપાસ ઘેરો નાખીને પડશે–"

"તો પછી આ સ્થિતિમાં તું શી સલાહ આપે છે?" અધીરો બની રહેલો સુરસેન સામંતને આગળ બોલવા નહિ દેતાં વચ્ચેથી જ બોલી ઉઠયો.

"હું આપને તે જ કહેવા જતો હતો." સામંત બોલ્યો: "એક ક્ષત્રિય તરીકે મારી સલાહ તો એ જ હોઇ શકે કે રણમાંથી પાછા હઠવું તેના કરતાં મરવું બહેતર છે. અત્યારે આપણે માટે એક માગ રહ્યો છે. ભૃગુકચ્છના બચાવને માટે રાખેલું તમામ સૈન્ય અહીં બોલાવવું અને તે આવી પહોંચે ત્યાં સુધી ગમે તેમ કરીને આપણો નિભાવ કરવો."

સુરસેનને સામંતની સલાહ યોગ્ય લાગી. તેણે તુરત એક ઘોડેસ્વારને તૈયાર કરીને ધ્રુવપટુ પર સંદેશો મોકલ્યો કે તેણે તમામ સૈન્ય સાથે એકદમ આવી પહોંચવું. એ સૈન્ય લગભગ સ્હાંજ સુધીમાં આવી પહોંચે તેમ હતું, ત્યાં સુધી સુરસેનને પોતાના સૈન્યનો નિભાવ થવો મુશ્કેલ લાગ્યો. એટલે તેણે પોતાના સૈન્યને થોડું પાછું હઠાવી જયશિખરીને આજનો દિવસ યુદ્ધ બંધ રાખવાનું

કહેણુ મોકલ્યું. આ વખતે પણ તેના મનમાં દગો જ હતો. તેની ધારણા એવી હતી કે ' સ્હાંજ સુધીમાં જો ધ્રુવપટુ તાજા સૈન્ય સાથે આવી પહોંચે તો આજ રાત્રીએ જ શત્રુ ઉપર છાપો મારવો અને તેઓ યુદ્ધ માટે તૈયાર થાય તે પહેલાં તેમના મોટા ભાગનો નાશ કરી દેવો ! '

પરંતુ તેની એ ધારણા જયશિખરી કળી ગયા સિવાય રહ્યો નહિ. તેણે સુરસેનને સંદેશા મોકલ્યો કે " અમુક સમય માટે યુદ્ધ બંધ રાખવામાં કાંઇ પણ સાર નથી. જો યુદ્ધથી તમે કંટાળી જ ગયા હો તો હથિયાર છોડીને અમારા શરણે થાઓ તથા તમારો કિલ્લો અમને સુપ્રત કરો. જ્યારે કાન્યકુબ્જાધીશ અહીં આવી પહોંચશે અને તેમની સાથે છેવટની સુલેહ થશે ત્યારે અમે તમારો કિલ્લો તમને પાછો સોંપીને ચાલ્યા જઇશું. તમને હેરાન કરવાનો અમારો ઇરાદો નથી. અમારો મુખ્ય હેતુ અમારાં તિર્થસ્થળોનું હિત જાળવવાનો છે. માટે તમારા નિર્દોષ સૈનિકોની કતલ કરાવવા કરતાં સમજી જઇને અમારી સલાહને સ્વીકારવામાં તમારો લાભજ સમાયેલો છે; નહિ તો છેવટે મરવું કિંવા મારવું એ તો છે, છે ને છે જ ! "

આ સંદેશા શ્રવણ કરીને સુરસેન હતાશ બની ગયો. જયશિખરીની સલાહ માન્ય રાખવા કરતાં તો જેમ તેમ કરીને સ્હાંજ સુધી નિભાવ કરવો એ જ તેને વાસ્તવિક લાગ્યું. સામંત અને બીજા સરદારોએ પણ તેના એ વિચારને અનુમોદન આપ્યું અને છેવટે આ દેવ અને દાનવો વચ્ચે ચાલતા યુદ્ધની ભીષણતામાં વધારો થયો.

# પ્રકરણ ૧૬ મું.

## ભૃગુકચ્છનો ઘેરો.

હવે ગમે તે ભોગે જ્હાંજ સુધી શત્રુના સૈન્ય સામે ટકી રહ્યા સિવાય સુરસેનનો છૂટકો ન હતો. પરંતુ થોડા માણુસોએ વિશાળ સેનાની સામે ટકી રહેવાનું કામ ઓછું મુશ્કેલ ન હતું. એથી પોતાના સરદારોની સાથે તે પણ પોતાના સૈન્યની વ્યવસ્થામાં ભાગ લેવા લાગ્યો. તે પોતાના અશ્વપર બેસીને આમથી તેમ લશ્કરમાં ફર્યા કરતો હતો. પોતાના સૈન્યની ડાબી પાંખમાં વીરધ્વજે મોટી ખુહારી નિપજાવી હતી. એ તરફના સેનાનીઓ નિરાશ બનીને પાછા હડી ન જાય તે માટે તેમને પ્રોત્સાહન આપતો તે બોલ્યો: "બુદ્ધ ભગવાનના વીર પુત્રો! બૌધો ઉપર વેદધર્મીઓએ જય મેળવ્યો હોય એવું કદી બન્યું નથી અને બનવાનું પણ નથી. આ વખતે પણ જય આપણો જ છે. વેદધમીઓ હિંસક વૃત્તિના છે, ધર્મને નામે નિર્દોષ પશુઓનો વધ કરીને તેમનું માંસ તેઓ હોંશે હોંશે આરોગે છે. એવા હિંસક વૃત્તિના મનુષ્યોને જેર કરી વેદધર્મનો વિનાશ કરવો અને 'अहिंसा परमो धर्मः' એ સૂત્રનો સર્વત્ર પચાર કરવો. એવું ભગવાન્ બુદ્ધનું ફરમાન છે. શું એ ફરમાન તમે વિસરી ગયા છો? જૂઓ, જૂઓ! વેદધર્મીઓની હાર તૂટવા લાગી છે! દોડો! આગળ ધસો અને વેદધર્મીઓને તમારી તલવારનો ઝપાટો બતાવો! જૂઓ, બુદ્ધ ભગવાન્ અંતરિક્ષમાંથી તમારા ઉપર પોતાનું દિવ્ય તેજ પ્રસરાવી રહ્યા છે!

એ ભગવાનની કૃપાથી તમે અવશ્ય ફતેહ પામશો અને અને તમારી માતાની કુખને દીપાવશો!"

તે આગળ બોલવા જતો હતો પરંતુ એટલામાં વેદધર્મી સૈન્ય-માંથી એક તીર સણુસણાટ કરતું આવ્યું અને તેની જાંઘમાં પેસી ગયું. એ તીરના આઘાતથી તે લથડયો પરંતુ સામંત જે તેની પડખેનો પડખે હતો તેના ટેકાથી સુરસેન ઘોડા પરથી પડી જવા પામ્યો નહિ. કેટલાંક સૈનિકો તેની આસપાસ ફરી વળ્યા. તેને સાચ-વીને ઘોડા પરથી ઉતાર્યો. એક સૈનિકે કુશળતાપૂર્વક એ તીરને બ-હાર ખેંચી કાઢયું અને તીરથી થયેલા ઘામાંથી નિકળતા લોહીને અટકાવવાને એના પર પાટો ખૂબ કસકસાવીને બાંધી લેવામાં આવ્યો.

પણ સુરસેન કાંઇ એટલો બ્હિકણ ન હતો કે આવા અકસ્મા-તથી નાહિમત થઇ જાય. તે પુનઃ ઘોડેસ્વાર થયો અને પ્રથ-મના જેટલા જ ઉત્સાહપૂર્વક લશ્કરમાં આમ તેમ ફરતો સર્વ સૈનિકોને ઉત્તેજન આપવા લાગ્યો. તે ડાબી બાજુની પાંખ તરફથી બીજી બાજુએ ગયો કે પાછું ડાબી બાજુમાં ભંગાણ પડવા લાગ્યું. એ બાજુએ વીરધ્વજ અને તેના શૂરા સિંધીઓ ભારે ધમસાણ મ-ચાવી રહ્યા હતા. વીરધ્વજનો વિચાર સુરસેન સાથે ભેટંભેટા થવાનો હતો. પરંતુ હજી સુધી તેને એવો લાગ મળ્યો ન હતો. તેણે શત્રુની ડાબી બાજુની પાંખના સરદારને મારી નાખ્યો અને બીજાને ઘાયલ કર્યો હતો. એથી એ તરફ ભંગાણ પડયું હતું. એ સમાચાર સુર-સેનને મળતાં તેણે જમણી બાજુની પાંખમાંથી એકસો માણસોની ટુકડીને મંગાવીને ડાબી બાજુએ ગોઠવી તે પાંખને મજબૂત બનાવી.

ડાબી પાંખનો ઘાયલ થયેલો સરદાર સુરસેન પાસે આવ્યો અને બોલ્યો: "મહારાજ! સૈનિકોની ખુહારી વધતી જાય છે અને

ઉત્તરોત્તર તેઓ શ્રમિત થતા જાય છે. હવે લડાઇને લંબાવવામાં સાર નથી."

સુરસેન બોલ્યો: "એ હું સમજું છું પરંતુ આજ સ્હાંજ સુધી જૂઓ. સ્હાંજે નવી કુમક આવી પહોંચશે અને આપણે આપણી બાજીને સુધારી લઇશું. ત્યાં સુધી આમને આમ નભાવ્યા વિના—" તે પોતાનું વાક્ય પૂરૂં કરી રહે એટલામાં સામેથી આવતું તીર તેની દ્રષ્ટિએ પડયું. તેણે સમયસૂચકતા વાપરીને ઘોડાની લગામ ખેંચી તેને પાછલા પગ ઊપર ઊભો કર્યો; એટલે જે તીર તેની છાતી કિંવા કંઠમાં પેસીને પ્રાણઘાતક નિવડત તે માત્ર લગામ ખેંચવાથી પહોળા થએલા ઘોડાના મુખમાં પેસી ગયું. જડબાના ઉપલા ભાગમાં ભોંકાયેલા તીરથી થતી વેદનાને લીધે ઘોડો ઉછળ્યો અને સુરસેન સમતોલપણું જાળવી નહિ શકવાને લીધે ઘોડાપરથી ઉછળી પડયો! આ બધું એક પળ માત્રમાં બની ગયું. ઘોડો પણ તેની પાસે જ જમીન ઉપર ઢળી પડયો. સુરસેનને ઘોડા પરથી પડી જવાને લીધે પછાડ સખ્ત લાગી હતી. પરંતુ તેની દરકાર નહિ કરતાં, તેને સમાલીને બેઠો કરવાને નજીક આવેલા સામંત વગેરે સરદારોની ઉપેક્ષા કરતો, તે પોતાની મેળે જ ઊભો થઇ ગયો અને કપડાંને ચોટેલી ધૂળ ખંખેરતો બોલ્યો: "ચિંતા નહિ! બીજો ઘોડો લાવો! ચાલો, જલ્દી કરો!" તુરત જ એક ઘોડેસ્વારે પોતાનો ઘોડો આગળ કર્યો અને સુરસેન તેના પર સ્વાર થયો. એ વખતે દિવસના બે પ્રહર વિતી ગયા હતા. સૂર્યદેવ પોતાનાં પ્રખર કિરણો વર્ષાવીને સૈનિકોને તપ્ત બનાવતા હતા. બૌધ સૈનિકો દર પળે વધારે ને વધારે થાકતા જતા હતા.

બૌધ સેના ટકાવ કરવાના ગમે તેટલા યત્ન છતાં અને

પોતાના માલિકના પ્રોત્સાહન છતાં વેદધર્મી સૈનિકોના જબરા ધસારાથી પાછી હઠતી હતી. વીરધ્વજે બૌધ લશ્કરની ડાબી બાજુની અને જેઠવાએ જમણી બાજુની પાંખને ઘેરી લીધી હતી અને મધ્યમાં જયશિખરીનું સૈન્ય મારો ચલાવતું હતું. વેદધર્મીઓની ગગનભેદી 'હરહર મહાદેવ'ની ગર્જના પાસે બૌધોનો નિરાશ હૃદયે થતો 'બુદ્ધ ભગવાનકી જય'નો પોકાર દબાઈ જતો હતો. બન્ને પક્ષના સૈનિકોની તલ્વારો અને બરછીઓ ચમકારા મારતી ઉછળી રહી હતી. જયશિખરી આગલી હરોલમાં લડતા યોદ્ધાઓને વિશ્રાંતિ આપવાને અમુક સમયને અંતરે તેમને પાછા બોલાવી તેમની જગ્યાએ મધ્ય ભાગના સૈનિકોને મોકલતો હતો. તેમાં માત્ર વીરધ્વજના સૈનિકો એવી વિશ્રાંતિની દરકાર નહિ કરતાં જુવારીની કાપણી કરતા ખેડુતોની માફક ટપોટપ શત્રુઓનાં માથાંની કાપણી કરતા હતા. વીરધ્વજે અત્યાર સુધીમાં પોતાના લગભગ સો શૂરવીરોને ગૂમાવ્યા હતા. એથી તે કાંઇક ચિડાયો પણ હતો અને સોને બદલે એક હજાર બૌધોના સૈન્યમાં પેસીને પોતાની તલવારને શત્રુઓનાં ઉષ્ણ રૂધિરનું પાન કરાવતો હતો.

સુરસેન હજી પણ તદ્દન નિરાશ થયો ન હતો. જે સ્વારને ભૃગુકચ્છમાં મોકલ્યો હતો તે હજી સુધી પાછો આવેલો નહિ હોવાથી ત્યાંથી મદદ મળવાની આશા હતી. તેના કેટલાક વૃદ્ધ રણચતુર સરદારોએ તેને યુદ્ધ ક્ષેત્રમાંથી પલાયન કરી જવાને ઘણુંયે સમજાવ્યો. પરંતુ તે એકનો બે થયો નહિ. કોઇ પણ ભોગે સ્હાંજ સુધી ટકાવ કરવાના પોતાના ઇરાદાની તેણે પોતાના દરેકે દરેક સૈનિકને જાણ કરાવી દીધી. તે પોતે પણ હાથમાં વજનદાર ભાલો લઇને પોતાના ખાસ ચુંટી કાઢેલા અંગરક્ષકોની ટુકડી સાથે મધ્ય ભાગના જયશિ-

ખરીના સૈન્ય ઉપર ધસ્યો. આગલી રાત્રે જયશિખરીએ પોતાના સૈન્યની શંક્વાકાર વ્યૂહમાં રચના કરી હતી, તે અત્યારે રહી નહોતી. અત્યારે તેના મોખરાના ભાગનો અર્ધ ચંદ્રના જેવો આકાર બની ગયો હતો. બે બાજુના છેડે જેઠવા અને સિંધી રજપૂતો હતા અને મધ્યમાં જયશિખરીના સૈનિકો હતા.

સુરસેને કરેલા મજબૂત ધસારાની જયશિખરીનાં સૈન્ય પર અસર થઈ અને સ્હેજ પાછું હડયું. મધ્ય ભાગના સૈન્યને પાછું હડતું જોઈને જયશિખરી ત્વરાથી ઘોડાને દોડાવતો મોખરે આવી પહોંચ્યો. તેણે 'હર હર મહાદેવ' ની ગર્જના કરી. તેના અવાજની તેના સૈનિકોનાં મન ઉપર જાદુઇ અસર થઇ અને તેઓ બમણા શૌર્ય પૂર્વક જેટલા પાછળ હડયા હતા તેના કરતાં વિશેષ આગળ ધસી ગયા. તે સ્થળે બન્ને પક્ષો વચ્ચે તુમૂલ યુદ્ધ ચાલવા લાગ્યું. એ યુદ્ધમાં સુરસેન, એક-બે વાર સ્હેજ ઘવાયો, તદપિ તે નાહિમ્મત બની ગયો નહિ; પરંતુ પોતાના વીરત્વથી વેદધર્મીઓને છક કરતો તેમ-નામાં ઘુમવા લાગ્યો. બન્ને પક્ષમાં સખ્ત કાપાકાપી ચાલી રહી હતી. બૌધોના થોડા સૈનિકોને એ કાપાકાપી હતાશ બનાવવા લાગી જ્યારે વેદધર્મીઓનો એક સૈનિક પડતાં બે સૈનિકો હાજર થતા હોવાથી તેમનામાં તો ઉલટું વિશેષ જોમ આવવા લાગ્યું.

સાયંકાળ થવા આવ્યો હતો, પણ આ કાપાકાપીનો અંત આવે એમ લાગતું ન હતું. બૌધો ચારે તરફથી ઘેરાઇ જવા લાગ્યા અને તેઓ મોટા ગભરાટમાં પડી ગયા. જો સુરસેન સ્હેજ પાછળ હઠે તો બૌધોની થતી ખુહારીમાં ઘટાડો થાય તેમ હતું. પરંતુ તે પાછળ હઠવાનું કશું પણ ચિહ્ન દર્શાવતો નહિ. એથી તેના સૈનિકો તેને સંગ્રામ-સન્નિપાત લાગુ થયેલો સમજવા લાગ્યા. આ સ્થિતિ

જોઇને સુરસેનનો અનુભવી સરદાર સામંત પણ ગભરાયો અને હવે બીજો એક પણ ઉપાય નહિ હોવાથી તેણે વધુ નહિ તો થોડા સમયને માટે પણ પાછળ હઠી જવાને સુરસેનને સમજાવ્યું. પરંતુ તેની સમજાવટની કશી પણ અસર થઇ નહિ.

એ જ વખતે ભૃગુકચ્છ વધુ મદદને માટે મોકલેલો ઘોડેસ્વાર મારતે ઘોડે આવી પહોંચ્યો. તેને એકલાને પાછો ફરેલો જોઇને તથા તેના ચ્હેરા પર ભય અને વ્યગ્રતાનું ચિહ્ન જોઇને સામંતના મનમાં નિરાશા અને ક્ષોભ થયાં. તે ઘોડેસ્વારે પોતાની ભેટમાંથી એક પત્ર કાઢીને સુરસેનના હસ્તમાં આપ્યો. તેમાં એવું જણાવ્યું હતું કે: "વેદધર્મી સૈન્યે આપણા નગરને ઘેરી લીધું છે. એથી ભૃગુકચ્છના બચાવને માટે અહીંના લશ્કરની જરૂર હોવાથી વધુ મદદ મોકલી શકાય તેમ નથી." આ પત્ર વાંચતાં સુરસેનની તમામ આશા હણાઇ ગઇ. ચાર-પાંચ પળ સુધી તો તે તદ્દન અવાક્ સ્થિતિમાં રહ્યો. પરંતુ પુનઃ સ્વસ્થ બનીને સંદેશો લાવનાર ઘોડેસ્વારની સામે જોઇને બોલ્યો: "તો પછી તેં પાછા આવવામાં આટલી બધી ઢીલ શા માટે કરી?"

"મહારાજ! એમાં મારો વાંક નથી." ઘોડેસ્વાર બોલ્યો: "હું ત્યાં પહોંચ્યો ને થોડી વાર થઇ હશે કે વેદધર્મી સૈન્યે આવીને આપણા નગરને ઘેરી લીધું. એ સમાચાર ધ્રુવપટુ મહારાજને મળતાં તે પોતે કિલ્લા ઉપર આવ્યા. દુશ્મનોનું સૈન્ય લગભગ પાંચેક હજાર-નું હોય એમ માલૂમ પડયું. એથી આપણા સૈન્યને અહીં મોકલી શકાય એમ નહિ લાગવાથી આ પત્ર તેમણે લખી આપ્યો. એ પત્ર લઇને શત્રુઓની વચ્ચે થઇને અહીં આવવાનું અસંભવિત હોવાથી હું એક મછવામાં અશ્વ સાથે બેસીને નર્મદાની સામે પાર ગયો.

ત્યાંથી થોડાક કોસ નર્મદાને કિનારે કિનારે આગળ વધી જે સ્થળે પાણી સ્હેજ ઓછું હતું ત્યાં નદી પસાર કરી ચક્રાવો ખાઇને અહીં આવી પહોંચ્યો એથી મને આટલી ઢીલ થઇ છે. ”

આ વાતચીત દરમિયાન સામંત અને એક બીજો સરદાર નજીકમાં ઊભા હતા. તેઓ એ વાતથી જાણીતા થયા. તેમને સુરસેને સૂચના કરી કે “ આપણા કોઈ પણ સૈનિકને આ વાતની જાણ થવા દેવી નહિ. ”

તે સામંત તથા બીજા સરદારની સાથે સૈન્યની પાછળ હટી, હવે કયો ઉપાય લેવો તે સંબંધી વિચાર કરવા લાગ્યો. હવે કોઇ પણ જાતની આશા રહી ન હતી અને તેના બે હજાર સૈનિકોમાંથી આશરે પાંચસો માણસો અત્યારે રહ્યા હતા. એટલે હવે વધુ સમય લડાઇ લંબાવતાં બધા સૈનિકો કામ આવી જાય તેમ હતું. તેને પોતાને પણ બે ત્રણ ઘા લાગેલા હોવાથી તે પણ અગાઉના જેટલા જોમથી ઘુમી શકે એમ ન હતું અને કદાચ સામંત વગેરે સરાદારો સૈનિકોને ઉત્તેજિત કરે, તો પણ એ ઉત્તેજિન લાંબો સમય ટકી શકે તેમ ન હતું. એ બધાં કારણોને લેઇને અત્યારે તો પલાયન કરી જવાનો જ માર્ગ સુરક્ષિત લાગ્યો. તેણે પોતાનો એ વિચાર સામંત તથા બીજા સરદારને જણાવીને પોતાના સૈન્યના પાંચ ભાગ કર્યાં, તેમાં એક ટુકડીની આગેવાની સામંતને આપી તેની સાથે તે પોતે રહ્યો, તથા બીજી ટુકડીઓની આગેવાની જુદા જુદા સરદારોને આપીને તેમને જુદે જુદે રસ્તે થઇને ન્હાસી જવાની સૂચના કરી. તે પોતે સામંતવાળી ટુકડી સાથે જે રસ્તે થઇને પેલો ઘોડેસ્વાર ભૃગુકચ્છમાંથી આવ્યો હતો તે રસ્તે પસાર થઇ ગયો.

બૌધ સૈન્યને ન્હાસતું જોઇને વેદધર્મીઓ તેની પાછળ પડયા.

પરંતુ અંધારૂં થઈ ગયું હતું અને બૌધોની ટુકડીઓ જુદે જુદે માર્ગે પલાયન થઈ જતી હોવાને લીધે તેમને ઝાઝું નુકસાન પહોંચાડી શકાયું નહિ. માત્ર પચીશ-ત્રીશ સૈનિકો કેદ પકડાયા અને તેટલાજ ઘવાયા કે કપાયા. બાકીના વગર ઇજાએ ન્હાસી છૂટયા. એ પ્રમાણે અત્યારે તો આ યુદ્ધની સમાપ્તિ થઇ અને વેદધર્મીઓને વિજય મળ્યો.

આ વિજયથી વેદધર્મી સૈન્યને મોટું ઉત્તેજન મળ્યું અને સિંધી રાજપૂતો તથા જેડાઓના હર્ષનો તો અવધિ જ ન હતો. જયશિખરીએ આજની રાત્રી સૈનિકોને વિશ્રાંતિ લેવા દેઇને, પોતાના પક્ષનું જે સૈન્ય ભૃગુકચ્છને ઘેરો ઘાલીને પડયું હતું તેને મળવાને માટે બીજે દિવસે પ્રાતઃકાળે પ્રયાણ કરવાનું ઠરાવ્યું. એ વિચાર તેણે સર્વને જણાવી દીધો. વિજયધ્વની કરતું સૈન્ય રાત્રે છાવણી તરફ પાછું ફર્યું અને તે રાત્રી તેણે આનંદમાં પસાર કરી.

બીજે દિવસે પ્રાતઃકાળે જયશિખરીએ જે કેદીઓ પકડાયા હતા તેમની પાસે પુનઃ આ ધર્મયુદ્ધમાં ભાગ નહિ લેવાની પ્રતિજ્ઞા લેવડાવી તથા તેમને તેમના ભગવાન્ બુદ્ધ દેવના સોગન ખવરાવીને છોડી મેલ્યા અને પછી છાવણી ઉઠાવીને ભૃગુકચ્છ તરફ કુચ કરી. તે જ દિવસે સાંજ પહેલાં તે ભૃગુકચ્છને ઘેરો ઘાલીને પડેલા પોતાના સૈન્યને મળી ગયો.

ઘેરો ઘાલ્યા બાદ બે ત્રણ દિવસ સુધી કિલ્લાની અંદરથી કાંઇ પણ હિલચાલ થતી નહિ જોવાને લીધે વેદધર્મી સૈન્ય પોતાનો શ્રમ ઉતારતું નિરૂદ્યમી પડયું રહ્યું હતું. તે દરમિયાન જયશિખરીએ કિલ્લો તોડવા માટે તથા યુદ્ધ કરવા માટેનાં સાધનોની તૈયારી કરવા માંડી હતી. ત્રીજે દહાડે કિલ્લા પરથી આવતાં છૂટાં છવાયાં તીરો

વેદધર્મી સૈનિકોમાં ખુવારી નિપજાવવા લાગ્યાં. હવે વેદધર્મીઓ પણ સાવચેત થયા અને તેમણે ગોફણો વડે પત્થરોનો વર્ષાદ કિલ્લા પર વર્ષાવવા માંડયો. એથી કિલ્લા માંહેના બૌધો કાયર કાયર થઇ ગયા અને તેમણે પુનઃ તીરોનો મારો ચલાવવાનું બંધ કરી દીધું. વેદધર્મી સૈન્ય જરી પણ પાછું હડયું નહિ અને જયશિખરીએ હવે કિલ્લો તોડવાનો પ્રારંભ કર્યો.

---

## પ્રકરણ ૧૭ મું.

### ભૃગુકચ્છ પડયું !

વલ્લભી રાજા ધ્રુવપટને સુરસેન તરફથી વધુ મદદ મોકલવાનો સંદેશો મળ્યો ત્યારથી જ તે પોતાના પક્ષની નબળી સ્થિતી સમજી ગયો હતો. ભૃગુકચ્છનો કિલ્લો ઘેરાઇ ગયેલો હોવાથી ત્યાંથી મદદ મોકલી શકાય તેમ ન હતું, અને એ મદદ સિવાય સુરસેન હાર ખાઇને પાછો ફરશે એવી ધારણા ધ્રુવપટુએ રાખી હતી. વસ્તુતઃ બન્યું હતું પણ તેમજ. આ બધી પરિસ્થિતિનો અગાઉથી જ વિચાર કરીને જે વખતે તેણે સુરસેનને પેલા ઘોડેસ્વાર સાથે જવાબ મોકલ્યો તેજ વખતે બે ઘોડેસ્વારોને તૈયાર કરીને તેમને કાન્યકુબ્જાધિપતિ સુધન્વા તરફ એક સંદેશા સાથે મોકલ્યા હતા. તે સંદેશામાં તેણે સુધન્વાને જેમ બને તેમ જલ્દીથી આવી પહોંચવાનું જણાવતાં વિશેષમાં લખ્યું હતું કે " ભૃગુકચ્છ ઉપર વેદધર્મીએ ઘેરો ઘાલ્યો છે. સુરસેનજી વેદધર્મી સૈન્ય સામે અહીંથી દશ કોસ દૂર યુદ્ધમાં ઉતર્યા છે. પરંતુ તેમાં તેમને જય

મળવાની સંભાવના જરી પણ નથી. જો વેદધર્મીઓ ભૃગુકચ્છને કબ્જે કરીને લાટ પ્રદેશને પોતાના કાબૂમાં લેઇ લેશે, તો પાછી તેમને ખસેડવા મુશ્કેલ થઇ પડશે. એટલું જ નહિ પણ તેઓ વિજયના આવેશમાં આપના રાજ્યની સીમામાં પણ પ્રવેશ કરશે, જેનું પરિણામ સારૂં તો નહિ જ આવે."

તેણે એ સંદેશો લઇ જનારા ઘોડેસ્વારોને સૂચના કરી હતી કે "સુધન્વા મહારાજ પોતાના સૈન્ય સાથે આપણી તરફ આવવાને કાન્યકુબ્જમાંથી નિકળી ચૂકયા છે. તેઓ માર્ગમાં જે સ્થળે મળે તે સ્થળે તેમને આ સંદેશો આપવો અને અહીંની પરિસ્થિતિથી વાકેફ કરીને બની શકે તેટલી ઝડપથી અહીં આવવાને સમજાવવા."

સુરસેન એક બે સ્થળે ઘાયલ થયેલો હોવાને લીધે પથારીવશ હતો. તદપિ પથારીમાં રહ્યો રહ્યો પણ તે પોતાના સૈન્યની હિલચાલપર દેખરેખ રાખતો હતો. પ્રથમ તેણે વેદધર્મીઓને કિલ્લાથી દૂર ખસેડવાને અર્થે કિલ્લાપરથી તેમનાપર તીરોનો મારો ચલાવવાની આજ્ઞા કરી. પણ તેને માલૂમ પડયું કે વેદધર્મીઓ દૂર હઠવાને બદલે વધારે ઉશ્કેરાયા છે અને પત્થરના વર્ષાદથી કિલ્લા માંહેના સૈન્યનો કચ્ચરઘાણ વાળે છે, ત્યારે તેણે પોતાના સેન્યને શાંત રહેવાની આજ્ઞા કરી. ક્ષુત્રપટુએ પોતે મોકલેલા સંદેશાથી સુરસેનને વાકેફ કર્યો હતો. એટલે હવે સુધન્વા પોતાના મોટા સૈન્ય સાથે ત્વરાથી આવી પહોંચવાની વકી હતી અને તે આવી પહોંચે ત્યાં સુધી શાંતિથી કિલ્લાને ટકાવી રાખવામાંજ સુરસેને પ્રજ્ઞતા જોઇ. એકાદ માસ પર્યંત ઘેરો ચાલુ રહે તોપણ કિલ્લાની અંદર ખોરાકીની મુશ્કેલી પડે તેમ ન હતું, પરંતુ મુશ્કેલી લડવાનાં સાધનો માટેની હતી. કિલ્લો તોડવાની વેદધર્મીઓની હિલચાલમાં

તેમને કોઇ પણ પ્રકારે ફાવવા નહિ દેવાની તેણે સામંત અને ધ્રુવપટુને સૂચના કરી રાખી હતી.

સુધન્વા કાન્યકુબ્જમાંથી આશ્વિન સુદી એકમના રોજ નિકળી ચૂક્યો હતો. પરંતુ તેની સાથે પાયદળ તેમને ઘોડેસ્વારોનું મોટું સૈન્ય તેમજ તેમને માટે પુષ્કળ સરંજામ હોવાથી તે ત્વરાથી આગળ વધી શકતો ન હતો. વળી માર્ગમાં વર્ષાદને લીધે પણ એક સ્થળે બે–ત્રણ દિવસ મુકામ કરવો પડેલો હોવાથી ઢીલ થઇ હતી. તેને ધ્રુવપટુનો પત્ર મળતાં, ભૃગુકચ્છનો વખતસર બચાવ થઇ શકે તે માટે તેણે પોતાના સૈન્યના બે ભાગ કરી નાખ્યા. પાયદળ સૈન્ય અને સરંજામની સરદારી પોતાના સેનાપતિને આપીને તે ઘોડેસ્વાર સૈન્ય સાથે આગળ વધ્યો.

વેદધર્મીઓએ ભૃગુકચ્છને જે દિવસે ઘેરો ઘાલ્યો હતો તે રોજથી પંદરમા દિવસે સુધન્વા ભૃગુકચ્છની લગભગ આવી પહોંચ્યો. તેના આગમનના સમાચાર પોતાના ચાર દ્વારા જયશિખરીના જાણવામાં આવ્યા. અત્યાર સુધી વેદધર્મી સૈન્ય નિર્ભય હતું. એટલે ધીમે ધીમે કિલ્લો તોડવાનું કામ કરતા હતા; એથી તેઓ હજી સુધી કિલ્લામાં પ્રવેશ કરવાને શક્તિમાન્ થયા ન હતા. વળી કિલ્લાપરથી પણ તેમના કાર્યમાં અંતરાય નાખવામાં આવતો હતો. એ વખતે સુધન્વાનું સૈન્ય આવી પહોંચવાના સમાચાર જાણીને તેઓ ગભરાયા. ચાળીશ હજાર ઘોડે સ્વાર અને સાઠ હજાર પાયદળના સુધન્વાના સૈન્યને વેદધર્મીઓથી પહોંચી શકાય તેમ ન હતું. એથી જયશિખરી પણ કાંઇક નિરાશ થયો.

તેની ધારણા એવી હતી કે ભૃગુકચ્છનો કબ્જો કરીને સુરસેન અને ધ્રુવપટુ બન્નેને કિંવા બેમાંથી એકને કેદ કરવો; અને

પછી લાટપ્રદેશમાં પોતાની આણુ વર્ત્તાવીને સુધન્વાની સામે લડવું. જો સુધન્વા પોતાના જમાઇને મુક્ત કરાવવા માટે સુલેહ કરવાની તત્પરતા દર્શાવે તો લાભકારક સરતો કરીને તેમને છોડી દેવા. પરંતુ તેની એ આશા બર આવી શકી નહિ

સુરસેનને પણ આ સમાચાર મળ્યા હતા, તેણે આ પ્રસંગનો લાભ લેઇને વેદધર્મીઓને જલ્દીથી કિલ્લા પરથી ખસેડવાની એક યુક્તિ રચી. પોતાના ગુપ્તચારો દ્વારા એવી ગપ ફેલાવી કે સુધન્વા એક લાખ ઘોડેસ્વાર અને બે લાખ પાયદળ સાથે આવી પહોંચ્યો છે અને તે એક કે બે દિવસમાં વેદધર્મીઓ પર હુમલો કરશે. બીજા દિવસના પ્રભાતે આ નવીન ગપ વેદધર્મી સૈનિકોમાં ફેલાણી. આ અફવાથી વેદધર્મી સૈન્ય કમ્પી ઉઠયું ! એ અફવા ખોટી છે એમ જયશિખરી જાણતો હતો પરંતુ તેની પ્રતિતી તે તમામ સૈનિકોને કરાવી શકે તેમ નહોતું. તેણે રાજમંડળની સભા બોલાવી અને હવે શું કરવું તે બાબત તેઓ વિચાર કરવા લાગ્યા. પ્રથમના યુદ્ધ વખતે વીરધ્વજે કરેલી કલ્પના સત્ય ઠરવાથી તેના બુદ્ધિકૌશલ્ય માટે જયશિખરીને માન ઉપજ્યું હતું. તેથી આ વખતે પણ તેની સલાહ જાણુવાની ઇચ્છાથી તેણે પ્રશ્ન કર્યો: " વીરધ્વજ ! આપણી પરિસ્થિતિ તમે જાણો છો. આપણા સૈન્યમાં અફવા ચાલી છે કે સુધન્વા ત્રણ લાખ માણસોના મોટા સૈન્ય સાથે આવે છે। પરંતુ તે અફવા ખરી નથી. તેની પાસે સાઠ હજારનું પાયદળ અને ચાળીશ હજારનું ઘોડેસ્વાર સૈન્ય છે તેમાંથી તે ઘોડેસ્વાર સૈન્ય સાથે ધસમસતો આવે છે. તે કાલ સ્હવાર સુધીમાં અહીં આવી પહોંચશે એવા સમાચાર મને મળ્યા છે. જ્યાં સુધી આપણે બચાવમાં ન ઊભા રહીએ ત્યાં સુધી તેના ચાળીશ હજાર ઘોડે સ્વાર સૈન્યને પણ આપણે પહોંચી શકીએ નહિ, તો હવે આપણે શું કરવું ?"

"મહારાજ! જ્યારે આપણે કિલ્લો તોડવાનો પ્રારંભ કર્યો ત્યારે મેં નદી તરફના ભાગમાંથી હલ્લો કરવાની સલાહ આપી હતી." વીરધ્વજે કહ્યું: "જો એ બાજુએથી આપણે હલ્લો કર્યો હોત તો એ ભાગ આ બાજુના જેટલો સુરક્ષિત અને મજબૂત નહિ હોવાથી આપણે આજસુધીમાં તો કદાચ કિલ્લામાં પ્રવેશ પણ કર્યો હોત. હવે એ બાજુથી પ્રયત્ન કરવામાં આવે તો પણ આ કિલ્લો સર કરતાં ઓછામાં ઓછું એક અઠવાડિયું લાગે, અને નવી મદદ આવી પહોંચવાની આશાથી ઉત્સાહિત બનેલા કિલ્લા માંહેના સૈનિકો આપણા યત્નને નિષ્ફળ કરવામાં ફાવે એ પણ અસંભવિત નથી. આજ કાલે કિંવા પરમ રોજ સુધન્વાનું સૈન્ય આવી પહોંચવાનો નક્કી હોય તો કિલ્લો તોડવાનું અશક્યવત્ જ ગણાય. તો પણ હજી એક માર્ગ છે. એમાં સાહસની જરૂર છે, પરંતુ મારી ખાત્રી છે કે એ સાહસમાં ફતેહ મળ્યા સિવાય રહેશે નહિ. આપની આજ્ઞા હોય તો એ સાહસ ખેડવાને સેવક તૈયાર છે.

"એ માર્ગ શો છે તે જણાવો. જો રાજમંડળને પસંદ પડશે તો તમારી યુક્તિમાં સફળતા મેળવવાનો યશ તમને જ આપવામાં આવશે." જયશિખરીએ કહ્યું.

વીરધ્વજ પોતે જે માર્ગ લેવા માગતો હતો તેનું તેણે સ્પષ્ટીકરણ કર્યું અને છેવટે કહ્યું: "મને માત્ર બે હજાર સૈનિકો આપો. એટલા સૈનિકો સાથે હું વિશેષ નહિ તો પણ ચાર-પાંચ દિવસનો ફરક પાડી દેઇશ. તેટલા દિવસમાં આ કિલ્લો હસ્તગત થાય તો ઠીક છે; નહિ તો સુધન્વાના સૈન્યમાં ખુવારી નિપજાવવાનો લાભ તો મળશે જ."

વીરધ્વજની યુક્તિ સર્વને પસંદ પડી. યુક્તિ અજમાવવાને વાયદા-



"આપની આજ્ઞા હોય તો એ માણસ ભેડવાને સેવક તૈયાર છે."

(પૃષ્ઠ ૧૪૨).

જીન્દ આતુર બને એ સ્વાભાવિક છે. પરંતુ વાર્ત્તાના પ્રસંગમાં તેનો નિર્દેશ થનાર હોવાથી અત્યારે એ ભેદને પ્રકટ કરીને બોધોને સચેત કરી દેવાને અમે ઇચ્છ... નથી.

વીરધ્વજ ગે જ વખતે પોતાની સાથે બે હજાર બાણાવળીઓને લઇને ... ની યુક્તિને સિદ્ધ કરવાને માટે ચાલ્યો ગયો. જયશિખરીએ તે દિવસે આખો દિવસ કિલ્લો તોડવાને માટેની તૈયારી કરવામાં ગાળ્યો. તેનો વિચાર રાત્રીએ પોતાના કાર્યનો પ્રારંભ કરવાનો હતો. તેને પણ કિલ્લાને સર કરવાના સંબંધમાં એક નવીન યુક્તિ સ... આવી હતી. જો એ યુક્તિ પાર ઉતરે તો અઠવાડિયાને બદલે માત્ર એ...જ દિવસમાં કિલ્લો હસ્તગત કરી શકાય તેમ હતું.

સાયંકાળ થયા અંધારું થવા લાગ્યું. એટલે તેણે થોડાક માણસોને છાવણીના રક્ષણને માટે રાખીને ચાર હજાર સૈનિકોને કિલ્લાની ઉત્તર તથા પૂર્વ બાજુએ ગોઠવી દીધા અને તેઓ કિલ્લાને તોડવાની હિલચાલ કરતા હોય એવો દેખાવ કરવાની તેમને સૂચના કરી. એ સૈનિકોની આગેવાની ચંદ્રસેનને આપવામાં આવી હતી. આમ કરવામાં તેનો હેતુ કિલ્લા માંહેના તમામ માણસોનું લક્ષ એ બાજુએ રોકી રાખવાનો હતો. તે પોતે બીજા બધા સૈનિકોની સાથે નદી તરફ ગયો. આ સૈનિકોમાંથી એક હજાર માણસોને જો કિલ્લા પરથી તીરો આવે તો તેમને ગોફણના મારાથી જવાબ વાળવાની સૂચના કરી હતી, જ્યારે લગભગ પચાશ હજાર જેટલા સૈનિકો જયશિખરીની સૂચના પ્રમાણે નદી માંહેની રેતીની ફાંટ ભરી ભરીને કિલ્લાની એક બાજુએ તેનો મોટો ઢગ બનાવવાના કાર્યમાં પ્રવૃત્ત થઈ ગયા. જયશિખરીનો ઇરાદો એવો હતો કે ઉંચે કિલ્લાની દિવાલની ટોચ સુધી રેતીનો ઢગ પહોંચાડીને તેની ઉપર થઇ પોતાના એ

ત્રણ હજાર સૈનિકોને કિલ્લામાં દાખલ કરી દેવા; અને પછી તેમણે અંદર જઇને ઉત્તર પૂર્વ બાજુનાં દ્વાર ખોલી નાખવાં. આ કામ કાંઇ સહેલું તો ન હતું જ, પરંતુ જ્યાં પન્દ્રણ હજાર માણસો કામે લાગેલા ત્યાં પછી બાકી શું રહે ? વળી આ બાબત તમામ માણસો બિલકૂલ અવાજ કર્યા સીવાય ચૂપકીદીથી કામ કરતા હતા. જયશિખરી પોતે પણ એક સામાન્ય સૈનિકની માફક રેતીની ફાંટ ભરી ભરીને પેલા ઢગલામાં નાખતો હતો. કામ સતાબીથી ચાલવા લાગ્યું અને મધ્યરાત્રી સુધીમાં તો લગભગ દિવાલના પોણા ભાગ સુધી રેતીનો ઢગ પહોંચી ગયો. કિલ્લાની એ બાજુએ નદી [illegible] વાથી શત્રુ તરફનો હલ્લો થવાની ભીતિ નહિ હોવાને લીધે એ ભાગ તદ્દન અરક્ષિત હતો, અને વળી સામી બાજુએ લાખ સૈનિકો વેદધર્મીઓને કિલ્લો તોડતા અટકાવવાને માટે એકઠા થયેલા હોવાથી આ દિશા તરફ તેમનું લક્ષ ખેંચાવાનો સંભવ પણ ન હતો. ખરેખર કપરું કામ હવે હતું. કેમકે દરેકે દરેક માણસે નીચેથી રેતીની ફાંટ ભરી, રેતીના ઢગલા ઉપર ચડી ને ત્યાં જઇને તે ફાંટ ઠલવવાની હતી. એમ કરવામાં સમય વધારે વ્યતિત થાય તથા રેતીના ઢગલા પર ચડવા ઉતરવાથી માણસોના પગ ભરાઇ જાય તેમ હતું. આ મુશ્કેલીનો તોડ લાવવાને તથા સૈનિકોને થાકી જતા અટકાવવાને જયશિખરીએ નવો રસ્તો શોધી કાઢ્યો. એ ઢગલાની ટોચથી નીચે સુધી માણસોને ઊભા રાખીને તેમની ચાળીશ–પચાશ હાર બનાવી દીધી. પછી નીચેથી ફાંટ ભરીને એક માણસ નીચે ઉભેલા માણસને આપે, તે બીજાને, બીજો ત્રીજાને એમ કરતાં વિના શ્રમે એ ફાંટ ઉપર પહોંચી જાય ! એ પ્રમાણે કરવાથી કામ વધારે ઝડપથી ચાલવા લાગ્યું.

આશરે રાત્રીનો એક .હર રહ્યો હશે તે વખતે કાર્ય પૂર્ણ થઇ ગયું અને રેતીનો ઢગ લગભગ દિવાલની ટોચથી ત્રણ ચાર હાથ નીચે સુધી પહોંચી ગ.ો. એટલે પછી જયશિખરીએ તમામ સૈનિકોને નદીમાં એકત્ર કરીને તેમાંથી ત્રણ હજાર ચુનંદા સૈનિકોને ચુંટી કાઢી, તેમને કિલ્લ.માં પ્રવેશવાની આજ્ઞા કરી. આ પ્રસંગે કુદરત વેદધર્મીઓને સાનુકૂળ હતી. જો જરીક વધુ ઢીલ થઈ હોત તો તેમણે લીધેલો પરિશ્રમ ધુળ મળી જાત. કેમકે અત્યારે ભરતી ચડવા માંડી હતી અને નદીમાં પાણી વધવા લાગ્યું હતું. થોડી વારમાં તે જે સ્થળે રેતીનો ઢગ કર્યો હતો ત્યાં સુધી આવી પહોંચ્યું. ત્રણ હજાર સૈનિકો દિવાલ પર ચડી ગયા હતા અને નર્મદા દેવી રેતીના ઢગને પોતાના મોજાંથી ખેરવવા લાગ્યા હતા. એ જોઇને જયશિખરી પણ ત્યાં વધુ વાર નહિ રોકાતાં, પોતાને અચાનક મળેલી આવી અશ્રુતપૂર્વ ફતેહથી ગર્વાનંદ પામતો, બાકીના સૈનિકો સાથે બીજી બાજુએ ચાલ્યો ગયો.

કિલ્લામાં પ્રવેશેલા પેલા ત્રણ હજાર સૈનિકો દિવાલ ઉપર થઇને જે સ્થળે બૌધો વેદધર્મી સૈનિકો સાથે લડવામાં ગુંથાયા હતા ત્યાં જઇ પહોંચ્યા; અને તેઓ થોડે દૂર રહ્યા એટલે તેમણે બૌધ સૈનિકો ઉપર તીરોનો મારો ચલાવવા માંડયો. કિલ્લામાંથી તીરોનો મારો જોઇને બૌધ સૈનિકોને અત્યંત આશ્ચર્ય ઉત્પન્ન થયું. પ્રથમ તો તેમને એવી કલ્પના થઇ કે અંદરનું સૈન્ય ફૂટેલું હોવું જોઇએ અને તે આ મારો ચલાવતું હોવું જોઇએ ! પરંતુ વેદધર્મીઓની 'હર હર મહાદેવ'ની ગર્જના સાંભળીને તેમને પોતાની કલ્પના ખોટી હોવાનો ખ્યાલ આવી ગયો. પણ એ ખ્યાલ આવતાં જ વેદધર્મીઓને આટલી મોટી સંખ્યામાં કિલ્લામાં પ્રવેશેલા જોઇને તેઓ મોટા ગભ-

રાટમાં પડી ગયા ! સામંત તથા ધ્રુવપટુ જેઓ બૌધ સૈનિકોની સાથે જ હતા, તેમના આશ્ચર્યનો તો પાર જ રહ્યો નહિ. વેદધર્મી સૈનિકો કિલ્લામાં કેવી રીતે દાખલ થયા તેની તેઓ કલ્પના કરી શક્યા નહિ.

કિલ્લામાં દાખલ થયેલા સૈનિકોની આગેવાની વીરભદ્રે લીધી હતી. તે 'હર હર મહાદેવ'ની ગર્જના કરતો, પોતાના સૈનિકો સાથે દિવાલ ઉપરથી નીચે ઉતરી આવ્યો અને પૂર્વ તરફના દરવાજા પાસે આવી પહોંચીને તેણે દરવાજા ઉપર ચોકી કરતા ચાર પાંચ માણસોને કાપી નાખી, ભોગળ ખોલી નાખીને દરવાજો ખૂલ્લો કર્યો. દરવાજો ખૂલ્લો થતાં જ બહાર ઊભેલું સૈન્ય અંદર આવ્યું અને તેઓ ચો તરફ ફરીને બૌધોને કાપવા લાગ્યા. સામંત તથા ધ્રુવપટુએ કેટલાક માણસો સાથે એકદમ રાજમહેલમાં જઇને સુરસેનને તમામ હકીકતથી વાકેફ કર્યો. ભૃગુકચ્છના બચાવ માટે હવે એકે ઉપાય રહ્યો ન હતો, અને જો ન્હાસી જવામાં ઢીલ કરવામાં આવે તો વેદધર્મીઓને હાથે કેદ પકડાવાનો સંભવ હતો. સુરસેન પોતાના પ્રારબ્ધને દોષ દેતો અને કપાળ કૂટતો બેઠો થયો. હજી તેના ઘા પૂરેપૂરા રૂઝાયા ન હતા. તો પણ તેણે બખતર ધારણ કર્યું અને તે, ધ્રુવપટુ, સામંત, તેના કેટલાક સરદારો અને થોડાક સૈનિકો સાથે ત્વરાથી દક્ષિણ તરફના દરવાજામાંથી નિકળીને નદી માર્ગે મછવામાં પસાર થઇ, સામે કિનારે પહોંચી ગયો. ત્યાંથી આગળ વધી પોતાના નંદીદુર્ગ નામના કિલ્લામાં ગયો. ત્યાં જઇને પડાવ નાખીને તેણે ધ્રુવપટુને આ સમાચારથી વાકેફ કરવા માટે સુધન્વા પાસે મોકલ્યો.

આ તરફ જયશિખરીએ કિલ્લામાં પ્રવેશ કર્યો અને કિલ્લાના બુરજ ઉપર ગુર્જરેશ્વરની પતાકા ફરફરવા લાગી. વીરભદ્રે આખા

નગરમાં તથા રાજમહેલમાં તપાસ કરી, પરંતુ સુરસેન કે ધ્રુવપટુનો પત્તો લાગ્યો નહિ. એટલે તેમને પલાયન થયેલા ધારી તેમને પકડવાની આશા છોડી દીધી. જયશિખરી અહીં કાંઇ શાંત બેસી રહ્યો ન હતો. તેણે નગરવાસી જનોને અભય વચન આપીને નિર્ભય કર્યાં અને કિલ્લાના રક્ષણને માટે આવશ્યક બંદોબસ્ત કરી, તે જેવો આવ્યો હતો તેવો જ પાછો તમામ સૈન્ય સાથે ત્યાંથી નિકળીને ચાલ્યો ગયો. જો પોતે કિલ્લામાં ભરાઇ રહે તો જેવી સુરસેનની સ્થિતિ થઈ એવી જ સુધન્વાને હસ્તે પોતાની સ્થિતિ થવાનો ભય હતો, અને સુરસેન કે ધ્રુવપટુ પકડાયેલા નહિ હોવાથી હવે કિલ્લો પોતાની પાસે રહે વા નહિ એ બધું સરખું જ હતું. તેનો ઇરાદો વીરધ્વજ સુધન્વાને રોકી રાખે તે દરમિયાન કોઈ દૂરના સ્થળે પહોંચી જઇને ત્યાં છાવણી નાખવાનો હતો. ભૃગુકચ્છપર પોતાની પતાકા ફરકાવવાની તેની ઇચ્છા પાર પડવાથી તેને પૂરતો સંતોષ થયો હતો.

---

## પ્રકરણ ૧૮ મું.

---

### સુધન્વાનું સૈન્ય.

જે સમયે જયશિખરી ભૃગુકચ્છમાં દાખલ થવાનો યત્ન કરી રહ્યા હતો, તે વેળાએ વીરધ્વજ બીજી કામગીરીમાં ગુંથાયો હતો. તે પોતાની સાથેના સૈન્યને લેઇને નર્મદાને કિનારે કિનારે જે સ્થળે નદીમાં ઓછું પાણી હતું અને

જ્યાં મછવાની સહાય વિના નદી ઉતરી શકાય તેમ હતું તે સ્થળે ગયો. એ વખતે દિવસનો ત્રીજો પહર ચાલતો હતો. તેણે નદીને કિનારે મુકામ નહિ કરતાં તેનાથી અર્ધ કોસ દૂર જઇને ત્યાં આવેલી ગીચ ઝાડીમાં મૂકામ કર્યો હતો કે જેથી સુધન્વાને તેની હિલચાલની જાણ થાય નહિ. એક-બે માણસોને એક ઉંચા વૃક્ષ પર ચડીને નદીને સામે તીરે સુધન્વાનું સૈન્ય આવતું દેખાય છે કે કેમ તે જાણવાને કહ્યું. તે લોકોએ વૃક્ષ પર ચડીને જોયું તો નદીને સામે તીરે પૂર્વ તરફ ધુળ ઊડતી જણાતી હતી, એ ઉપરથી તે સુધન્વાનું સૈન્ય હોવું જોઇએ એવું અનુમાન કરીને તેમણે તે હકીકતથી વીરધ્વજને વાકેફ કર્યો. એ સૈન્ય લગભગ સંધ્યાકાળ સુધીમાં નદીની સામી બાજુએ આવી પહોંચશે એવી ધારણા કરીને સુધન્વા આવી પહોંચે તે પહેલાં જ પોતાની યુક્તિ અમલમાં મેલવાનો વીરધ્વજે નિશ્ચય કર્યો. તે તમામ સૈનિકોને લેઇને નદી કિનારે પહોંચી ગયો. કિનારા પર વૃક્ષોની વિપુલતા હતી. તેણે છૂટા છવાયા દરેક વૃક્ષ પર પાંચ-પાંચ સૈનિકોને ગોઠવી દીધા. એ પ્રમાણે ગોઠવાઇ ગયેલા સૈનિકોને, તે વૃક્ષની પાસે થઇને કોઇ પસાર થાય તો પણ જોઈ શકે તેમ ન હતું. એ પ્રમાણે ગોઠવણ કરીને તે એક વૃક્ષ ઉપર ચડીને તેમાં છુપાઇ રહ્યો. જ્યારે સુધન્વાનું સૈન્ય નદી ઉતરીને અધી નદી સુધી આવે ત્યારે તેના પર તીરોનો મારો ચલાવવાની તેણે સર્વ સૈનિકોને સૂચના કરી હતી. તેની શરૂઆત કરવાની નિશાની દાખલ તેણે સૈનિકોને જણાવ્યું હતું કે "જ્યારે આપણો મારો અસરકારક નિવડી શકશે એની મારી ખાત્રી થશે ત્યારે હું બે-ત્રણ હોકબાણ સળગાવીને આકાશમાં ચડાવીશ. એ હોકબાણ તમે જૂઓ એટલે તમારે મારો ચલાવવો. જો તેઓ આજે રાત્રે જ નદી પસાર કરવાના હશે

તો મશાલો સળગાવ્યા સિવાય રહેશે નહિ. એટલે મશાલોના અજ-વાળાને લીધે મારો ચલાવવાનું તમને વધારે સુગમ પડશે અને તેઓ આપણને જોઇ શકશે નહિ. કદાચ આજે રાત્રે તેઓ નદીમાં ન ઉતરે તો પણ તમારે કોઇએ વૃક્ષ પરથી નીચે ઉતરવું નહિ કિંવા આ વૃક્ષો પર તમે છૂપાઇ રહ્યા છો એ બાબતનો સુધન્વાના સૈનિકોને લેશ પણ સંશય આવવા દેવો નહિ."

સર્વ સૈનિકો વીરધ્વજની સૂચના પ્રમાણે સાવધ બનીને ચુપચુપ બેસી રહ્યા. લગભગ અંધારૂં થવા આવ્યું હશે, તે આરસામાં સુધન્વાનું સૈન્ય નદીને સામે તીરે આવી પહોંચ્યું. સુધન્વાને જલ્દીથી ભૃગુકચ્છમાં પહોંચવું હતું. એટલે અહીં રોકાઇ રહેવાનું તેને પાલવે તેમ ન હતું. ભોમિયા તરીકે તેને લેવાને માટે ગયેલા પેલા બે ઘોડેસ્વારો તેની સાથે હતા. આ સ્થળે નદીમાં પાણી ઓછું રહેતું હોવાથી તથા વચ્ચે ઊંડા ધરા નહિ હોવાથી એ સ્વારોએ તેને આ સ્થળેથી નદી ઉતરવાની ભલામણ કરી હતી. તે પ્રમાણે એકાદ ઘટિકા વિશ્રાંતિ લેઇને રાત્રી પડી ગયેલી હોવાથી સુધન્વાએ મશાલ-ચીઓને મશાલો કરવાની આજ્ઞા કરી. મશાલો થઇ અને તેના સૈન્યે જે સ્થળે નદીમાં ઉતરવાનો માર્ગ હતો તે સ્થળે થઇને નદીમાં પ્રવેશ કર્યો. સૈન્યનો અર્ધ કરતાં વિશેષ ભાગ નદીમાં આવ્યો અને તેઓ નદીના અર્ધ ભાગ સુધી આવી પહોંચ્યા. એ વખતે આ બાજુએ બે-ત્રણ સળગતાં કોકબાણ હવામાં ઉંચે ઉડતાં દેખાયાં. એ જોઇને સુધન્વાના સૈનિકો ચમક્યા અને એ કોકબાણ આવા ઉજ્જડ સ્થળે કોણે તથા શા માટે ઉડાડયાં હશે તેનો વિચાર તેઓ કરે છે ત્યાં તો તેમના તરફ એક પછી એક ઉપરાછાપરી તીરો આવવા લાગ્યાં. આ તીરો પોતાની સામી બાજુએથી આવે છે

એટલું તો તેઓ સ્વાભાવિક રીતે જ સમજી શકયા હતા, પરંતુ કયે સ્થળેથી આવે છે તે તેઓ જોઇ શકતા નહિ. વેદધર્મીઓ તીર ફેંકવામાં કુશળ હતા. એટલે તેમનું એક પણ તીર નકામું જતું નહિ. જે જે તેમના તીરના ઝપાટામાં આવવા લાગ્યા તે તે ઘાયલ અને અચેત બનીને નર્મદા નદીના ભોગ થવા લાગ્યા. એમ કરતાં ઘણા સૈનિકો અને તેમના અશ્વોનો ઘાણ વળી ગયો. આવી સ્થિતિમાં આગળ વધવું તે સુધન્વાને સલાહ ભરેલું લાગ્યું નહિ. અંધકારને લીધે સામી બાજુએ કાંઇ દેખાયું ન હતું એટલે તીર ફેંકનારા કયે સ્થળેથી તીરોનો વર્ષાદ વર્ષાવે છે તે જાણી શકાય તેમ ન હતું. એથી સુધન્વાએ પોતાના સૈન્યને પાછા ફરવાની આજ્ઞા કરી અને બીજે દિવસે રહવારે સૂર્યોદય થયા પછી નદી ઉતારવાનો વિચાર રાખી, નદીને દક્ષિણ કિનારે પડાવ નાખીને રાત્રી ત્યાં ગાળવાનો નિશ્ચય કર્યો.

સુધન્વાને માટે એક રાવટી ઊભી કરી દેવામાં આવી અને બીજા સૈનિકો તો ખૂલ્લા મેદાનમાં જ ઘાસીયા બિછાવીને પડયા. કોઇ રસોઈ પકાવવાની તજવીજ કરવા લાગ્યા તો કોઇએ પોતાની પાસેના ભાતા ઉપર જ ગુજારો ચલાવવાનું યોગ્ય ધાર્યું.

સુધન્વાએ ક્ષુધાનું નિવારણ કરીને પેલા બે ભૃગુકચ્છથી આવેલા ઘોડેસ્વારોને પોતાની પાસે બોલાવ્યા અને તેમને પ્રશ્ન કર્યો: "સામી બાજુએથી આપણા સૈનિકો પર ચાલતો તીરોનો મારો ચલાવનારાઓ કયે સ્થળે રહીને તીર ફેંકતા હશે તે તમે કહી શકો છો ?"

"અત્યારે અંધકાર હોવાથી ચોક્કસ સ્થળનો નિર્દેશ કરી શકાય તેમ નથી, પરંતુ આ બાજુ કરતાં સામી બાજુના કાંઠાની ભેખડો ઉંચી છે. એ ભેખડો પરથી તીરો ફેંકાતાં હોય તો તે નાહિ બનવા જોગ નથી." એક ઉત્તર આપ્યો.

તેના ઉત્તરથી કાંઇ પણ સ્પષ્ટ થઇ શકતું ન હતું. સુધન્વાએ બીજો પ્રશ્ન કર્યો: "આ સ્થળ સિવાય બીજે સ્થળે નદી ઉતરી શકાય નથી ?"

"ઉતરી શકાય તેમ છે." પ્રથમના સ્વારે જવાબ આપ્યો: "પરંતુ મછવાની સહાયથી. જો આપણી પાસે પૂરતા મછવા હોય તો ભૃગુકચ્છના સામા કાંઠેથીજ આપણે નર્મદાને પાર કરી શકીએ."

"ઓછામાં ઓછા બે હજાર મછવા જોઇએ." બીજા સ્વારે કહ્યું: "પરંતુ એટલા બધા મછવા લાવવા કયાંથી ?"

"ત્યારે એમ કહોને કે મછવાની મદદ સિવાય એમને એમ નદી ઉતરવાને માટે આ સ્થળ સિવાય બીજા એક પણ સ્થળની તમને માહિતી નથી." એક પછી એક નિરાશાયુક્ત પ્રત્યુત્તરો મળવાને લીધે રોષભર્યા સ્વરે સુધન્વા બોલ્યો.

"મહારાજ ! એવો એક પણ માર્ગજ નથી." પહેલો સ્વાર બોલ્યો:—"નર્મદા નદીમાં આ બાજુએ સર્વત્ર ઊંડા ઊંડા ધરા છે. માત્ર આજ સ્થળ એવું છે કે જ્યાં ધરા નહિ હોવાને લીધે પાણી કમરપૂર રહે છે."

"ઠીક છે. અત્યારે તો તમે જાઓ, આરામ લ્યો. સ્હવારે શું બને છે તે જોઇશું."

સુધન્વાના એ શબ્દો સાંભળીને બન્ને સ્વારો ઉઠીને ત્યાંથી જ્યાં પોતાના ઘોડા બાંધ્યા હતા ત્યાં ચાલ્યા ગયા.



## પ્રકરણ ૧૯ મું.

### નંદીદુર્ગ તરફ પ્રયાણ.

બીજે દિવસ થયો. સૂર્યનારાયણે ઉદયાચળપર દર્શન દીધાં. સુધન્વાના તમામ સૈનિકો તૈયાર થઇ ગયા. સુધન્વા અને તેના સરદારોએ પોતે જ્યાં ઊભા હતા ત્યાંથી સામી બાજુએ દેખાતી ઉંચી ઉંચી ભેખડોપર જોયું તો કોઇ પણ માણસ તે સ્થળે તેમના જોવામાં આવ્યું નહિ. એ પરથી તેણે કલ્પના કરી કે 'પેલા ઘોડેસ્વારના જણાવવા મુજબ આગલી રાતે સામેની ભેખડો ઉપરથી મારો ચલાવવામાં આવ્યો હશે. પરંતુ સૈનિકો પાછા ફર્યા અને રાત્રે પુનઃ નદી ઉતરવાનો પ્રયત્ન ન કર્યો એટલે તીર ફેંકનારાઓ વિશેષ કાંઇ પણ બની શકે એમ નહિ ધારીને ચાલ્યા ગયા હશે. હવે આગળ વધવામાં કશો પણ ભય નથી.' એવો વિચાર કરીને તેણે સૈનિકોને નદીમાં ઉતરવાની આજ્ઞા કરી. પરંતુ અત્યારે તો સૈન્ય અર્ધી નદીએ પહોંચ્યું કે આગલી રાત્રીના કરતાં પણ વધારે જોરપૂર્વક અને સચોટ રીતે તીરો આવવા લાગ્યાં. રાત્રીએ વેદધર્મી સૈનિકો પૂરતા ઉજાશના અભાવે બરોબર જોઇ શકતા નહતા. અત્યારે સૂર્યોદય થયેલો હોવાથી તેઓ બૌધ સૈનિકોનાં વૃક્ષઃસ્થળમાં નિશાન તાકીને આબાદ તીરો ફેંકતા હતા અને દરેક તીર એકેકા સૈનિકનો ભોગ લેતું હતું. આગલી રાત્રીએ સુધન્વાના પાંચેક હજાર સૈનિકો મરાયા હતા અને અત્યારે જોતજોતામાં બીજા દશ હજાર પ્રાણરહિત બની ગયા.

સુધન્વાએ ચોતરફ દ્રષ્ટિ કરી પરંતુ કોઈ પણ મનુષ્ય દેખાતું ન હતું. છેવટે કયે સ્થળેથી તીરો આવે છે, તેનું બારિક નિરીક્ષણ કરતાં તે જાણી શક્યો કે તીરનો વર્ષાદ વર્ષાવનારાઓ સામી બાજુની ભેખડપરનાં વૃક્ષોમાં સંતાઇ રહેલા છે. એટલે તેણે પોતાના સૈનિકોને એ વૃક્ષો ઉપર તીર છોડવાની આજ્ઞા કરી. પોતાને આગળ વધવામાં અવરોધ કરનાર છૂપા શત્રુઓ પર બળીઝળી રહેલા બૌધ સૈનિકો વૃક્ષો તરફ તીરો ફેંકવા લાગ્યા. પણ એ તીરોના આઘાતથી એક પણ મનુષ્ય વૃક્ષપરથી નીચે પડતો દેખાયો નહિ. માત્ર વૃક્ષોની ન્હાની ન્હાની ડાળીઓ અને પાંદડાં તૂટીને નીચે પડતાં દ્રષ્ટિગોચર થતાં હતાં; જ્યારે વેદધર્મીઓના મારાની અસર એક સરખી ચાલુ હતી અને બૌધ સૈનિકોના શરીરમાંથી છૂટતી લોહીની ધારાથી નર્મદાનું જળ પણ લાલ બની જતું હતું. આ સંગ્રામ લગભગ એક પ્રહર પર્યંત ચાલ્યો અને તેને પરિણામે વેદધર્મી સૈનિકોએ પોતાનો એક પણ માણસ નહિ ગૂમાવતાં બૌધોની સંખ્યામાં દશ હજારનો ઘટાડો કરી દીધો. સુધન્વા પણ આથી કાયર કાયર થઈ ગયો અને તેણે નદીમાં ઝોંકાવીને તીરના મારાની વચ્ચે આગળ વધવાનો પોતાના સૈનિકોને હુકમ કર્યો. પરંતુ એટલામાં નદીને દક્ષિણ તીરે પશ્ચિમ બાજુએથી ઘોડેસ્વારોની એક ટુકડી આવતી દેખાઇ. એ જોઇને સુધન્વાને શંકા થઇ કે 'એ માણસો પણ વેદધર્મીઓના હોય અને મને બન્ને તરફથી નદીમાં ઘેરી લેવા માગતા હોય તો ? જો એમ બને તો મારો એક પણ માણસ બચવા પામે નહિ !' એ શંકાથી ભયભીત બનીને તે સૈનિકોને નદીમાં થોભવાનું કહીને કેટલાક સૈનિકો સાથે દક્ષિણ તીર તરફ પાછો ફર્યો. પેલી ટુકડી નજીક આવતાં તેની સાથેના ધ્વજ પરથી તે બૌધોની ટુકડી છે એમ તે જાણી શક્યો.

અને બહુ સમીપ આવ્યા એટલે તે ટુકડીને મોખરે ઘોડા દોડાવતા આવતા સુરસેન અને ધ્રુવપટુને ઓળખી ગયો. સુરસેને નંદીદુર્ગમાં મુકામ કરવાનો વિચાર બદલી ધ્રુવપટુ સાથે સુધન્વા પાસે જવાનું આવશ્યક ધાર્યું હતું.

તેમને આવી રીતે અત્ર આવતા જોઇને સુધન્વાને આશ્ચર્ય થયું. સુરસેન વગેરે તેની પાસે આવ્યા એટલે તેણે પ્રશ્ન કર્યો: "સુરસેનજી ! તમે પોતે અત્યારે અને આવી સ્થિતિમાં અહીં કેમ ?"

સુરસેને તેને પોતે જે રાત્રીએ વેદધર્મીઓ ઉપર હલ્લો કર્યો હતો ત્યારથી તે પોતાને ભૃગુકચ્છમાંથી ન્હાસી છૂટવું પડયુ ત્યાં સુધીનો ઇત્થંભૂત વૃત્તાંત ટુંકામાં કહી સંભળાવ્યો. એ શ્રવણ કરીને વેદધર્મીઓના વીરત્વ અને યુદ્ધકૌશલ્યથી મનમાં ને મનમાં આશ્ચર્ય પામતો સુધન્વા બોલ્યો: "જ્યારે ભૃગુકચ્છના ચારે બાજુના દરવાજા બંધ હતા ત્યારે એકી સામટા બે–ત્રણ હજાર માણસો બહારથી અંદર કેવી રીતે પ્રવેશી શક્યા ?"

"એજ કૂટ પ્રશ્ન છે. અમે પણ એ પ્રશ્નનો નિર્ણય કરી શક્યા નથી." ધ્રુવપટુએ કહ્યું: "તેનો નિર્ણય કરવાને માટે સમય પણ નહતો. કેમકે જો [illegible] વધુ વખત ભૃગુકચ્છમાં રોકાયા હોત તો વેદધર્મીઓને [illegible] પરહજ થઇ ગયા હોત. એટલે અમે ભૃગુકચ્છમાં એક પળ વાર પણ નહિ થોભતાં નદી માર્ગે થઇને આ બાજુએ આવ્યા. અહીંથી થોડે દૂર નંદીદુર્ગનો કિલ્લો છે તે સ્થળે જવાનો અમારો વિચાર હતો. ત્યાં માર્ગમાં જ આપનો ભેટો થઇ ગયો."

"હું પણ ગઇ કાલ સ્હાંજનો અહીં આવી પહોંચ્યો છું." સુધન્વા બોલ્યો: "જો મને કોઇ વાતનો પ્રત્યવાય ન નડયો હોત તો ગઇ રાત્રીએજ હું ભૃગુકચ્છની સમીપમાં આવી પહોંચ્યો હોત અને

અંદરના તથા બહારના હલ્લાની વચ્ચે વેદધર્મીઓનું સૈન્ય ઘેરાઇ ગયું હોત. પરંતુ જ્યારે અમારૂં સૈન્ય નદીમાં ઉતર્યું એ વખતે સામા કિનારે વૃક્ષોમાં સંતાઇ રહેલા માણસો તરફથી અમારા પર તીરોનો મારો ચલાવવામાં આવ્યો. તેને પરિણામે અત્યાર સુધીમાં મેં મારા પંદર-સતર હજાર ઘોડેસ્વારો ગૂમાવ્યા છે; જ્યારે એ મારો ચલાવનારામાંના એક પણ માણસને અમે ઇજા પહોંચાડી શકયા નથી. એ લોકો કોણ છે તે પણ જાણી શકાયું નથી. પરંતુ તમારી હકીકત જાણ્યા પછી એવું અનુમાન થઇ શકે છે કે મને ભૃગુકચ્છ પાસે આવતો અટકાવવાને માટે વેદધર્મીઓએજ આ યુક્તિ કરેલી હોવી જોઇએ." એ પછી સુધન્વાએ સુરસેન વગેરેને દૂરથી આવતા જોઇને તે વખતે પોતાના મનમાં ઉપજેલી શંકા તેમને જણાવીને કહ્યું: "વારૂ, ત્યારે ચાલો હવે આપણે જોસબંધ ધસારો કરીને સામે તીરે પહોંચી જઇએ, અને પછી ત્વરાથી ભૃગુકચ્છ પાસે પહોંચીને તેની અંદર પેઠેલા વેદધર્મી સૈન્યને ઘેરી લેઇએ."

એમ કહેતો તે પોતાના સૈન્યને નદીમાં આગળ વધવાની આજ્ઞા આપવાના હેતુથી પોતાના એક સરદાર તરફ ફરીને તેને કાંઇક કહેવા જતો હતો; પરંતુ તેને વચ્ચેથી અટકાવીને સુરસેને કહ્યું: "વૃક્ષોમાં સંતાયેલો એકેકો માણસ પોતાને કશી પણ ઇજા થવા દીધા સિવાય આપણા ઓછામાં ઓછા દશ માણસોને જમીનદોસ્ત બનાવી દેશે. એટલે ધસારાબંધ સામા કિનારા સુધી પહોંચવામાં આપણને કેટલોક સમય લાગશે, તેમજ આપણા સૈન્યના મોટા ભાગનો ભોગ આપવો પડશે. વળી સામે કિનારે ઉપર ચડતાં પણ મુશ્કેલી છે. ત્યાં ઉંચી ભેખડો પર મોટા મોટા પત્થરો પડેલા છે. તે પત્થરો ત્યાંથી આપણાં પર રેડવામાં આવે તો એથી પણ આપણને નુકસાન પહોંચવાનો સંભવ

છે. એનું પરિણામ એ આવે કે આપણે ભૃગુકચ્છ પાસે જઇ પહોંચીએ ત્યારે આપણી પાસે બહુજ ઓછું સૈન્ય રહે. એટલા સૈન્યથી તે કિલ્લો સર કરવાનું કામ મુશ્કેલ થઇ પડયા સિવાય રહે નહિ. એટલે હવે તો નંદીદુર્ગની પાસે પડાવ નાખવો અને આપનું પાયદળ સૈન્ય આવી પહોંચે તે પછી કાંઇ પણ પગલું ભરવાનો વિચાર કરવો. ”

સુધન્વાને પણ સુરસેનની સલાહ વાસ્તવિક લાગી અને તેણે પોતાના સૈન્યને નંદીદુર્ગ તરફ પાછા ફરવાની આજ્ઞા કરી. ભૃગુકચ્છમાંથી વેદધર્મીઓને હાંકી કાઢવાના વિચારથી ઉત્સાહિત બનેલા સૈનિકો અત્યારે નિરાશાપૂર્વક નંદીદુર્ગ તરફ પાછા ફરવા લાગ્યા.

## પ્રકરણ ૨૦ મું.

### પાવાગઢમાં.

વૃક્ષ ઉપર રહ્યો રહ્યો વીરધ્વજ દુશ્મનોની તમામ હિલચાલ જોઇ શકતો હતો. પશ્ચિમ તરફથી આવેલી બૌધ સૈનિકોની ટુકડી, તેનો કાન્યકુબ્જના સૈન્ય સાથે થયેલો ભેટો અને તે પછી કાન્યકુબ્જનું સૈન્ય જે બાજુએથી આવ્યું હતું તેજ દિશા તરફ એ બધાને પાછા ફરતા તેણે જોયા હતા. એથી તેને કાંઇક આશ્ચર્ય પણ થયું હતું. જયારે તમામ સૈન્ય સામી બાજુએથી ચાલ્યું ગયું ત્યારે તે વૃક્ષ પરથી નીચે ઉતર્યો. તેણે પોતાના સૈનિકોને પણ નીચે ઉતરવાની આજ્ઞા કરી. આ પ્રમાણે આટલો વ્હેલો આ યુદ્ધનો નિવેડો આવી જવાથી તથા તેમાં પોતાને જય મળેલો

હોવાથી આનંદ પામતા સનિકો વીરધ્વજની આસપાસ એકત્ર થયા. તપાસ કરતાં વીરધ્વજને માલૂમ પડયું કે શત્રુના તીરથી પોતાના માત્ર પાંચેક સૈનિકો સ્હેજ ઘાયલ થયા હતા; તે સિવાય બીજી કશી પણ ઇજા પહોંચી નહતી. તેણે સૈનિકોને શૌચસ્નાનાદિ કરી, ભોજન કરીને થોડી વાર વિશ્રાંતિ લેવાની આજ્ઞા આપી. તે પણ શૌચાદિથી નિવૃત્ત થઇને જ્યાં સર્વ સૈનિકોના અશ્વો રાખવામાં આવ્યા હતા ત્યાં ગયો અને પોતાના સેવકને રસોઇ કરવાની આજ્ઞા કરીને જમીન પર ઘાસીઓ બિછાવી થોડી વાર આડે પડખે થયો. આખી રાત્રી તેણે કિંવા એક પણ સૈનિકે એક પળ વાર પણ નિદ્રા લીધી નહતી. તેનાં નેત્રો વિંચાયાં હશે એટલામાં એક ઘોડેસ્વારની ટુકડી ત્યાં આવી પહોંચી. ઘોડાના પગના ડાબલાનો અવાજ સાંભળીને તે જાગ્રત થઈ ગયો અને એકદમ, શસ્ત્રો ધારણ કરીને એ ટુકડી કોની છે તથા કઇ બાજુએથી આવે છે તે જાણવાને આતુર બની રહ્યો.

એ ટુકડી નજીક આવતાં ગુર્જરેશ્વરની પતાકા જોઇને તેને શાંતિ વળી. ટુકડીનો નાયક વીરધ્વજને ઓળખી ગયો. તે પોતાના સ્વારોને થોભાવી ઘોડા પરથી નીચે ઉતરીને વીરધ્વજ પાસે આવ્યો. આ નાયક બીજો કોઇ નહિ પણ વાચકોને પરિચિત શ્રીનગરનો જેઠવો હતો.

તેને જોતાંજ વીરધ્વજે પ્રશ્ન કર્યો: "કેમ? શા સમાચાર છે?"

"સમાચાર સારા છે. આપણા સૈન્યે ભૃગુકચ્છમાં પ્રવેશ કર્યો છે. અત્યારે ભૃગુકચ્છના બુરજ ઉપર ગુર્જરેશ્વરની વિજયપતાકા ફરફરે છે. પરંતુ માત્ર સુરસેન અને ધ્રુવપટુ પોતાના થોડાક માણસો સાથે સટકી જવા પામ્યા છે." જેઠવાએ સમાચાર જણાવ્યા.

"ઓહો!" વીરધ્વજના મુખમાંથી આશ્ચર્યોદ્‌ગાર સરી પડયો:

"પણ આટલા ટુંક સમયમાં એ બધું કેવી રીતે બની શક્યું ?"

"એમ કહોને કે એ બધું એક રાત્રીમાંજ કેવી રીતે બન્યું !" જેઠવો હસતો બોલ્યો, અને પછી તેણે જયશિખરીને સુઝેલી વિલક્ષણ યુક્તિ, તેનો કરવામાં આવેલો અમલ, તેમાં મળેલી સફળતા તથા તેનું આવેલું પરિણામ, એ સંબંધી તમામ હકીકત વિસ્તારપૂર્વક કહી સંભળાવી અને પ્રશ્ન કર્યો: "પણ તમે અહીં એકલા કેમ છો અને બીજા સૈનિકો ક્યાં છે ? સુધન્વાનું સૈન્ય હજી અહીં નથી આવી પહોંચ્યું કે શું ?"

"આવ્યું એ ખરૂં ને પાછું વિદાય પણ થઇ ગયું." વીરધ્વજ બોલ્યો અને તેણે પણ પોતાની યુક્તિમાં મળેલી સફળતાને લગતો તમામ વૃત્તાંત જેઠવાને જણાવ્યો.

વીરધ્વજની સહાસિકતાથી સાનંદાશ્ચર્ય પામતો જેઠવો તેને અભિનંદન આપતો બોલ્યો: "ખરેખર વીરધ્વજ ! તમે પણ કોઇ અલૌકિક શક્તિ ધરાવો છો !"

"મારામાં કાંઇ નથી. હું તો એક સાધારણ સરદાર. એ સત્ર વેદ ભગવાનની કૃપા અને ગુર્જરેશ્વરના પ્રોત્સાહનનું પરિણામ છે. બાકી ખરો યશ તો મારી સાથે આવેલા બે હજાર સૈનિકોને ઘટે છે." નિરભિમાન પૂર્વક વીરધ્વજે જણાવ્યું અને તે પુનઃ બોલ્યો: "પણ પશ્ચિમ દિશા તરફથી જે ટુકડી આવીને સુધન્વાને મળી તેમાં સુરસેન અને ધ્રુવપટુ તો નહિ હોય ?"

"હા, તેમજ હોવું જોઇએ." જેઠવાએ જણાવ્યું: "એ લોકો નદી રસ્તે થઇને સામે પાર ગયા હશે. નદીમાં ભરતી શરૂ થઈ ગયેલી હોવાથી આપણા માણસો એ તરફના કિલ્લાના ભાગને ઘેરી શકે તેમ ન હતું."

"વારૂ હવે કહો, શી આજ્ઞા છે?" જેઠવાના આગમનનો હેતુ જાણવાને વીરધ્વજે પ્રશ્ન કર્યો.

જેઠવાએ કહ્યું: "આપણે ભૃગુકચ્છ સર કર્યું છે, પરંતુ મહારાજા જયશિખરીનો વિચાર ભૃગુકચ્છમાં ભરાઇ રહેવાનો નથી. કેમકે એથી કદાચ સુરસેન જેવીજ આપણી સ્થિતિ થવાનો ભય રહે છે. એટલે મહારાજ કિલ્લાના રક્ષણનો બંદોબસ્ત કરીને તુરત ત્યાંથી નિકળવાના હતા. અત્યારે તો નિકળી પણ ચૂકયા હશે. મહારાજાનો વિચાર પાવાગઢના ડુંગરામાં છાવણી નાખવાનો છે. કેમકે ત્યાં રહેવાથી આપણા પ્રદેશની સાથે કોઇ પણ જાતના અવરોધ સિવાય સંદેશા ચલાવી શકાય, વિશેષ સંરજામ જોઇતો હોય તો મંગાવી શકાય અને શત્રુ કદાચ આપણી છાવણી પર આક્રમણ કરવાનો યત્ન કરે તો પણ તેને હંફાવી શકાય."

"ગુર્જરેશ્વરની યુદ્ધકુશળતા અનુપમ છે, યુદ્ધના પ્રસંગમાં કયે વખતે કઇ વસ્તુની જરૂર પડશે અને કેવા કેવા પ્રકારની મુશ્કેલી આવી નડશે એ તમામ બાબતનો તેઓ અગાઉથીજ દિર્ઘ દૃષ્ટિ પૂર્વક વિચાર કરીને તેની વ્યવસ્થા કરી રાખે છે, કે જેથી પ્રસંગ આવતાં ગભરાટમાં પડવું પડે નહિ. જો આપણા પક્ષના મહારાજ જેવા કાર્યદક્ષ નેતા ન હોત તો હું નથી ધારતો કે ટુંક સમયમાં આપણે આટલો મોટો વિજય મેળવી શકયા હોત." વીરધ્વજે જયશિખરીના કૌશલ્યની પ્રશંસા કરી.

"તમારૂં કથન યથાર્થ છે." જેઠવાએ કહ્યું: "મહારાજની અદ્‌ભુત કલ્પના શક્તિને લીધે જ એક રાત્રીમાં આપણે ભૃગુકચ્છનો કિલ્લો સર કરી શકયા. નહિ તો બીજી રીતે એ કિલ્લાને તોડવાનું કામ ઓછું કઠિન ન હતું, અસ્તુ મહારાજાએ પોતાના એ ઇરાદાથી

મને વાકેફ કરીને જણાવ્યું છે કે 'તમે એક હજાર માણસોને સાથે લેઇને વીરધ્વજ પાસે જાઓ. વીરધ્વજના બળ અને બુદ્ધિ ઉપર મને વિશ્વાસ છે. તે પોતાનું કાર્ય બજાવતાજ હશે. તદપિ તમે તેમની મદદમાં જઇને શત્રુને જેમ તેમ થોડો સમય ત્યાં અટકાવી રાખો. તે દરમિયાન આપણું લશ્કર પાવાગઢ પાસે પહોંચી જશે. ત્યાં પહોંચી ગયા બાદ હું તમને સમાચાર મોકલું એટલે વીરધ્વજ તથા તમે છાવણીમાં આવી પહોંચજો. તે પછી શું કરવું તેનો નિર્ણય આપણે એ વખતે કરીશું.' એ પ્રમાણે મહારાજની આજ્ઞા થવાથી હું અહીં આવ્યો છું. પણ અહીં તો મારા આવ્યા પહેલાં જ તમે તમારૂં કાર્ય સમેટી લીધું છે."

"હા, એમ છે ખરૂં. તદપિ એથી કાંઇ તમારા શૌર્ય અને ઉત્સાહની કીમત ઓછી થતી નથી." વીરધ્વજ હસતો હસતો બોલ્યો.

"વારૂ, હવે આપણે શું કરવાનું છે?" જેઠવાએ પૂછ્યું: "મહારાજે મને જણાવ્યું છે કે તમારી સાથે મળી જઇને મારે તથા મારી સાથેના સૈનિકોએ તમારી સૂચના મુજબ વર્ત્તવાનું છે."

"હવે અત્યારે તો આપણે અહીં બીજું કાંઇ કરવાનું રહેતું નથી." વીરધ્વજ બોલ્યો: "મારી સાથેના તેમજ તમારી સાથેના સૈનિકો આખી રાત્રીના શ્રમથી થાકી ગયા હશે. માટે આજનો દિવસ તેમને વિશ્રાંતિ આપીને રાત્રીએ આપણે અહીંથી ઉઠાંતરી કરીશું અને સીધા પાવાગઢ તરફ જઇશું."

તે પછી વીરધ્વજ અને જેઠવાએ ભોજન કર્યું અને બન્ને જણા આડે પડખે થયા. અન્ય સૈનિકોએ પણ વિશ્રાંતિ લીધી. રાત્રીએ તેઓ ત્યાંથી નિકળવાને તૈયાર થયા એ વખતે વીરધ્વજનો એક ગુપ્તચર કે જેને વીરધ્વજે સુધન્વાના સૈન્યની હિલચાલ તપા-

સવાને મોકલ્યો હતો તે આવી પહોંચ્યો. તેણે જણાવ્યું કે "સુધન્વા અને તેના સૈનિકો તથા સુરસેન વગેરે નંદીદુર્ગ જઇ પહોંચ્યા છે અને સુધન્વાના સૈન્યની રાહ જોતા ત્યાં છાવણી નાંખીને પડયા છે. જ્યાંસુધી પાયદળ સૈન્ય અને તમામ સરંજામ આવી ન પહોંચે ત્યાંસુધી કાંઇ પણ હિલચાલ નહિ કરવાનો તેમનો ઇરાદો છે."

શત્રુપક્ષની મળેલી એ તાજી બાતમી પોતે મહારાજા જયશિખરીને જણાવી શકશે એ વિચારથી સંતોષ પામતો વીરધ્વજ ઘોડા પર સ્વાર થયો અને તેણે પાવાગઢ તરફ કુચ કરી. માર્ગમાં વચ્ચે મધ્યરાત્રી બાદ બે–ત્રણ ઘટિકા આરામ લેઇને તેમણે પુનઃ પ્રવાસ આરંભ્યો અને બીજા દિવસનો એક પ્રહર વિત્યો હશે તે વખતે તેઓ પોતાના સૈન્યને મળી ગયા.

એ વખતે જયશિખરીએ સૈન્ય સાથે એક જળાશય પાસે પડાવ નાખ્યો હતો. વીરધ્વજને આવી પહોંચેલો જોઇને જયશિખરીને આનંદ થયો. વીરધ્વજે ઘોડા પરથી નીચે ઉતરી મહારાજા પાસે જઇને તેમને પ્રણામ કર્યા, અને સર્વ હકીકત ટુંકામાં જણાવી. જયશિખરી પણ તેના વીરત્વની મનમાં ને મનમાં પ્રશંસા કરતો તેને અભિનંદન આપવા લાગ્યો. બીજી બે રાત્રીઓ પ્રવાસમાં ગાળ્યા બાદ સૂર્યોદયની વેળાએ તેઓ પાવાગઢના ડુંગરા પાસે જઇ પહોંચ્યા અને ત્યાં છાવણી નાખી.



# પ્રકરણ ૨૧ મું.

## વિજયોત્સવ.

છાવણીને માટે જે સ્થળ પસંદ કરવામાં આવ્યું હતું તેની ચોતરફ નાના મોટા ડુંગરા આવી રહ્યા હતા. એટલે શત્રુ છાવણી પર હલ્લો કરી શકે તેમ ન હતું. મધ્યમાં એક ટેકરી પર ગુર્જરેશ્વરની વિજયપતાકા ફરકતી હતી. તેને વિજય ટેકરી નામ આપ્યું હતું. આસપાસની ટેકરીઓ પર થોડા થોડા સૈનિકોનાં થાણાં નાખવામાં આવ્યાં હતાં, કે જેથી કદાચ શત્રુ આવી ચડે તો એ સ્થળેથી તેના પર તીરોનો મારો ચલાવીને તેને આગળ વધતો અટકાવી શકાય. છાવણીની મધ્યમાં વિજય ટેકરી પાસે રાજમંડળની સભાને માટે એક ભવ્ય શામીયાનો નાખવામાં આવ્યો હતો. તેની આસપાસ જુદા જુદા વિભાગ કરીને જુદા જુદા રાજા મહારાજાઓના શિબિર તથા તેમની આસપાસ તેમના સૈનિકો માટે રાવટીઓ ગોઠવવામાં આવી હતી. જયશિખરીના શિબિરથી થોડે દૂર સ્ત્રી વિભાગ માટે શિબિરો નાખવામાં આવ્યા હતા અને તેની નજીકમાં ઘાયલ થયેલાઓની સારવાર કરવાને વ્યવસ્થા કરવામાં આવી હતી.

એ પ્રમાણે છાવણીની વ્યવસ્થા થઇ ગયા બાદ તેની મધ્યમાં નાખવામાં આવેલા શામીયાનામાં રાજમંડળની સભા બોલાવવામાં આવી હતી. આજની સભાનો હેતુ સુરસેન સાથેના યુદ્ધમાં તથા ભૃગુકચ્છનો કિલ્લો સર કરવાના કામમાં જેમણે બાહોશી અને શાર્ય બતાવ્યાં હોય તેમને અભિનંદન તથા યોગ્યતા મુજબ પદવી અને પદકો આપવાનો હતો. પ્રારંભમાં કચ્છના રાવે વેદધર્મ રાજમંડળ તર-

ફથી જયશિખરીને ' વેદધર્મ રક્ષક ' ની પદવી આપી તથા એક હીરાજડિત સુવર્ણપદક તેના કંઠમાં આરોપ્યું. તેના પર ' **यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत, अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम्** ' એ ગીતાવાક્ય ઝીણા અક્ષરે કોતરાવેલું હતું. એ કાળમાં ' વેદ ધર્મ રક્ષક'ની પદવિ સર્વથી મોટી ગણાતી. એવું મોટું માન પોતાને આપવા માટે જયશિખરીએ ' વેદધર્મ રાજમંડળ ' નો આભાર માન્યો અને કહ્યું "રાજમંડળ તરફથી જે પદવી મને આપવામાં આવી છે તેનો હું સ્વીકાર કરૂં છું. પરંતુ તે સાથે એટલું પણ જણાવું છું કે આ યુદ્ધમાં સર્વથી વિશેષ બહાદૂરી તો વીરધ્વજે બતાવેલી છે. સુરસેન સાથેના યુદ્ધમાં તેમણે તથા જેઠવાજીએ મોખરે રહીને જે શૌર્ય બતાવ્યું છે તે ભૂલી જવું જોઇતું નથી. તેમજ આપણે એક રાત્રીમાં ભૃગુકચ્છ સર કરી શકયા તે ખરૂં છે, પરંતુ તે માટેનું સર્વ માન તો નર્મદાને તીરે સુધન્વાના ચાળીશ હજાર ઘોડેસ્વારના મોટા સૈન્યને માત્ર બે હજાર સૈનિકોની સહાયથી ખાળી રાખનાર તથા આપણો એક પણ માણસ ગૂમાવ્યા સિવાય શત્રુના ચૌદ-પંદર હજાર સૈનિકોને ગતઃપ્રાણ કરનાર વીરધ્વજને જ ઘટે છે. જેમ તે શૂરવીર છે તેમ મનુષ્યસ્વભાવની પરીક્ષાબુદ્ધિ તથા યુદ્ધકાળે જોઇતી દીર્ઘદર્શિતા, પ્રસંગાવધાન, સહાસિકતા અને કલ્પનાશક્તિના ગુણો પણ તેમનામાં રહેલા છે. સિંધુપતિ સમરસેન મહારાજની વૃદ્ધાવસ્થા અને અનારોગ્યને સબબે તે પોતે કિંવા તેમના કુમાર શૂરપાળ આ ધર્મયુદ્ધમાં ભાગ લેવાને માટે આવી શકયા નથી, પરંતુ તેનો બદલો વીરધ્વજે ધર્મયુદ્ધના પ્રારંભમાં તેમનાં વીરતાદર્શક કાર્યોથી વાળી આપ્યો છે. તે માટે હું તેમને ' યુદ્ધકળા વિશારદ ' ની ઉપાધિ કે જે માત્ર

રાજકર્તાઓને જ આપવાનો આપણો રિવાજ છે, તે 'વેદધર્મ રાજમંડળ' તરફથી આપ સર્વની સંમતી સાથે આપું છું અને તે સાથે મારા પોતાના તરફથી તેમને મારાપટાવતની પદવિ આપું છું."

આ વખતે આખી સભામાં ધીમો ધીમો ગણગણાટ થઇ રહ્યો હતો. કેટલાક વીરધ્વજના શૌર્યની પ્રશંસા કરીને તેને આપવામાં આવેલી ઉપાધિથી તેની સેવાની યોગ્ય કદર થયેલી સમજતા હતા જ્યારે કેટલાકોના મનમાં આ બનાવે ઇર્ષ્યાને પણ ઉત્પન્ન કરી હતી. વીરધ્વજ જેવા એક સાધારણ સરદારને એક રાજકર્તાના જેટલું માન આપવામાં આવે તે ચંદ્રસેન, કચ્છાધિપતિ, ઇડરના ગૂહાદિત્ય, કુંતલપુરના વિક્રમાજીત વગેરે રાજાઓને પસંદ પડ્યું નહિ. પરંતુ અત્યારે વિરોધ દર્શાવવામાં સાર ન હતો. કેમકે હજી સુધન્વા સાથેનો સંગ્રામ બાકી હતો અને જ્યાંસુધી ધર્મયુદ્ધનો નિકાલ ન આવે ત્યાં સુધી ખૂલ્લો વિરોધ કરવામાં લાભ કરતાં હાની જ વિશેષ હતી. એટલે સર્વ મૌન જ રહ્યા. એ મૌન્યને સંમતી માની લઇને જયશિખરીએ એક સુવર્ણપદક તથા સુવર્ણની મૂઠવાળી તલવાર વીરધ્વજને ભેટ કર્યાં.

એ ભેટનો સ્વીકાર કરતો વીરધ્વજ બોલ્યો: "હું આ ધર્મયુદ્ધમાં સિંધુપતિના પ્રતિનિધિ તરીકે ભાગ લેવાને હાજર થયેલો હોઇને મને જે અપૂર્વ માન આપવામાં આવ્યું છે તે હું સિંધુપતિને પોતાને મળેલું સમજું છું તથા તે માટે તેમના તરફથી તેમજ મારા પોતાના તરફથી હું રાજમંડળનો અત્યંત આભાર માનું છું. ગુર્જરેશ્વર! આપે મારા જેવા એક સાધારણ સૈનિકને આપના પટાવતની માનવંતી પદવિ આપીને આ તલવાર ભેટ કરી છે તેનો સ્વીકાર કરતાં હું જણાવવાને

રજા લઉં છું કે આ તલવાર સત્ય સનાતન વેદધર્મ અને આપના રક્ષણને માટે સર્વદા તૈયાર રહેશે. જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તે આપની સેવામાં રહેશે. મારી જે સેવાઓની અત્ર પ્રશંસા કરવામાં આવી તે છે માટે હું મગરૂર છું. અમારા જેવા સાધારણ સૈનિકોની એ રીતે કદર થવાથી અમારો ઉત્સાહ વૃદ્ધિગત થાય છે અને અમે ઉત્તરોત્તર વિશેષ સેવા બજાવવાને શક્તિમાન્ થઇએ છીએ, પરંતુ તે સાથે એટલું પણ હું જણાવી દઇશ કે એમાં મેં મારા પોતાના કર્ત્તવ્ય કરતાં વિશેષ કાંઇ કર્યું નથી. મને આજ્ઞા કરવામાં આવી અને તે આજ્ઞાને હું તાબે થયો. મારી જગ્યાએ બીજો કોઈ સૈનિક હોત તો તે પણ મારા જેટલું જ કાર્ય બજાવી શકત એમ હું માનું છું. અર્થાત્ અમારે સૈનિકોને જે કાંઇ કાર્ય બજાવવાનું હોય છે તેમાં મુખ્યત્વે કરીને અમારે અમને કરવામાં આવતી આજ્ઞાને તાબે થવાનું હોવાથી, અમારા કાર્યની સફળતાનું સર્વ માન ખરી રીતે જોઇએ તો અમને આજ્ઞા કરનાર—સેનાના નાયકને જ ઘટે છે."

તેની નિરભિમાનતાથી જયશિખરીને તેના પ્રત્યે વિશેષ ભાવ ઉપજ્યો. તે પછી ચંદ્રસેન, કચ્છના રાવ, ઈડરના ગુહાદિત્ય, વિક્રમાજીત, શ્રીનગરના જેઠવા રામદેવજી તથા અન્ય રાજકર્ત્તા અને સરદારોને પણ તેમની સેવાના પ્રમાણમાં યોગ્ય ઉપાધિઓ આપવામાં આવી; અને તે દિવસે છાવણીમાં વિજયોત્સવ ઉજવવામાં આવ્યો. મહારાજે અન્ય રાજમંડળની સાથે સામાન્ય સૈનિકોની મુલાકાત લીધી અને તેમને પણ સ્વહસ્તે બક્ષિસો આપીને તેમના ઉત્સાહમાં વૃદ્ધિ કરી. તે રોજ સ્હાંજે એક ખૂલ્લા ચોગાનમાં જુદા જુદા પ્રકારની શરતો કરાવવામાં આવી હતી. તેમાંની ઘણી ખરી શરતોમાં પણ

વીરધ્વજ વિજયી નિવડીને તે માટેનાં ઈનામો જીતી ગયો. આમ ઉત્તરોત્તર તેને જયશિખરીનો વિશેષ કૃપાપાત્ર બનતો જોઇને કેટલાકો ઇર્ષ્યાથી બળવા લાગ્યા. તે ઇર્ષ્યા વૈરમાં રૂપાન્તરને પામી અને આજના દિવસે બનેલા બનાવના પરિણામે આ ધર્મયુદ્ધના સ્વરૂપને પલટાવી નાખ્યું.

## પ્રકરણ ૨૧ મું.

### સત્ય અને ન્યાય.

જે વખતે વેદધર્મીઓની છાવણીમાં વિજયોત્સવ થઈ રહ્યો હતો, તે વેળાએ બૌધ સરદારો શત્રુ ઉપર જય કેવા રીતે મેળવવો એ વિચારમા નિમગ્ન હતા. સુધન્વા પોતાના સ્વભાવ પ્રમાણે શત્રુને યુદ્ધ માટે આવાહન કરતાં પહેલાં એક વખત સુલેહ માટે કહેણ મોકલી, તેઓ ન માને તો પછી પોતાના સૈનિકોની મોટી સંખ્યા અને બળની સહાયથી શત્રુને પરાજીત કરવા ઇચ્છતો હતો; જ્યારે કપટકળાકુશળ સુરસેનને સુધન્વાનો એ માર્ગ પસંદ પડતો ન હતો. વેદધર્મીઓ સાથે સામી લડાઇમાં એકદમ ફાવશું નહિ, એમ તે ધારતો હતો. એટલે કપટાચરણનો આશ્રય લેવાની તેની ઇચ્છા હતી.

સુધન્વાનું પાયદળ લશ્કર પણ આવી પહોંચ્યું હતું. તેણે નંદીદુર્ગ પાસે છાવણી નાખી હતી. નંદીદુર્ગનો કિલ્લો મજબુત હતો. પરંતુ એ ન્હાના કિલ્લાની અંદર સુધન્વાના વિશાળ સૈન્યને માટે સગવડ થઇ શકે તેમ નહિ હોવાથી માત્ર સુરસેન,

ધ્રુવપટુ, સુધન્વા અને તેના કેટલાક મુખ્ય મુખ્ય સરદારોને માટે કિલ્લાની અંદર રહેવાની સગવડ કરી હતી, જ્યારે બાકીનું સૈન્ય કિલ્લાની બહાર પડયું હતું. આ કિલ્લામાં આવેલા રાજમહેલમાં એક ભોંયરૂં હતું, જે ભોંયરૂં ભૂગભમાં ઊંડુ ઉતરી ઉત્તર ભણી નર્મદાની નીચે પસાર થઇને સામે કિનારે એક ડુંગરાની તળેટીમાં નિકળતું હતું. આ ભોંયરૂં તથા નંદીદુર્ગનો કિલ્લો સુરસેને જ તૈયાર કરાવ્યાં હતાં. સુરસેનની દુર્વાસનાની તૃપ્તિને અર્થે આ કિલ્લો એક અચ્છું સાધન હતું. તે પોતે, તેનો વિશ્વાસુ સરદાર સામંત અને તેના કેટલાક ગુપ્તચરો માત્ર પેલા ગુપ્ત માર્ગથી વાકેફગાર હતા. પોતાનો કોઇ દુષ્ટ હેતુ સિદ્ધ કરવાને માટે સુરસેન એ કિલ્લામાં જતો અને તેના ગુપ્તચરો પણ પેલા ભોંયરા વાટે એ કિલ્લામાં આવતા તથા ત્યાં તમામ ગુપ્ત મંત્રણા યોજાતી હતી. એ કિલ્લામાં થોડાક સૈનિકો રહેતા હતા, પરંતુ તેઓ સુરસેનની ગુપ્ત મંત્રણા જાણી શકતા નહિ. કિલ્લામાં જ્યાં ભોંયરૂં હતું ત્યાં સુરસેને પોતે રહેવાનું રાખ્યું હતું. જ્યારે સુધન્વા, ધ્રુવપટુ વગેરેને માટે અન્ય વિભાગમાં ગોઠવણ કરી હતી.

જે દિવસે વેદધર્મીઓની છાવણીમાં વિજયોત્સવ ઉજવાયો તેને બીજે દિવસે સ્હાંજે એક ગુપ્તચરે આવીને સુરસેનને એ ઉત્સવને લગતા સમાચાર જણાવ્યા. સુરસેન સુધન્વાની પાસે આવ્યો અને એ સમાચાર સુધન્વાને કહેતાં તે બોલ્યોઃ " વેદધર્મીઓની ધૃષ્ટતાની યે હદ થઇ ! હજી તો ધર્મયુદ્ધનું માત્ર મંડાણજ થયું છે, તેમાં તો તેઓ સાધારણ ફતેહથી ફુલાઇને વિજયોત્સવ ઉજવવા લાગ્યા છે !"

" એમાં ખોટું શું છે ? " સુધન્વાએ કહ્યું: " એ લોકોએ તમારો પરાજય કર્યો, ભૃગુકચ્છનો કબજો કર્યો, પછી વિજયોત્સવ ઉજવે તો તેમાં આશ્ચર્ય જેવું શું છે ? "

"પણ હવે આપણે ત્વરાથી હીલચાલ કરવી જોઇએ. ઢીલ કરવાથી તેઓ વિશેષ બળવત્તર થશે અને પછી તેમનો પરાજય કરવામાં આપણને વિશેષ શ્રમ પડશે." સુરસેને સૂચના કરી.

"હું પણ એજ વિચાર કરૂં છું." સુધન્વા બોલ્યો: "આપણે તમામ બંદોબસ્ત કરી લીધો છે. મારૂં પાયદળ સૈન્ય પણ આવી પહોંચ્યું છે. હવે આપણે આવતી કાલે આપણા સૈન્યને નર્મદાની સામી બાજુએ લઇ જઇએ અને એક દૂત મારફતે વેદધર્મીઓને સમજાવવાનો યત્ન કરીને જો તેઓ ન માને તો યુદ્ધનું આવાહન કરીએ."

"ના, મહારાજ! એ પ્રમાણે કરવાથી આપણને એકદમ જય મળી શકે એમ મને લાગતું નથી." સુરસેને મુશ્કેલી દર્શાવતાં જણાવ્યું: "એથી તો ઉલટું યુદ્ધ લંબાશે. મારો વિચાર એવો છે કે આપણે આપણી હીલચાલની તેમને જરી પણ જાણ થવા નહિ દેતાં આપણા સૈન્યના ચાર વિભાગ કરીને ગુપચૂપ વેદધર્મીઓની છાવણી સુધી પહોંચી જઇ તેમને ચોતરફથી ઘેરી લેવા. એટલે પછી તેઓ પૂરતા તૈયાર થયેલા નહિ હોવાને લીધે એક ઘડીના છઠ્ઠા ભાગમાં આપણે તેમને કચરી નાખીશું અને તેમના મુખ્ય મુખ્ય રાજાઓને પરહેજ કરી શકીશું. બાકી સિધી રીતે તેમના પર આક્રમણ કરવામાં આપણું સૈન્ય તેમના કરતાં મોટું હોવા છતાંયે આપણે ફાવીશું નહિ એવી મારી માનિનતા છે. કેમકે તેમને નવીન મદદ મળવાનું સાધન ખૂલ્લું રહેશે, લાટ પ્રદેશના વેદધર્માનુયાયીઓ પણ તેમના પક્ષમાં જોડાશે અને એ પ્રમાણે થવાથી તેઓ આપણા કરતાંયે વધારે સૈનિકો એકઠા કરી શકશે."

સુધન્વાને સુરસેનના પ્રસ્તુત કથનનું તથ્ય સમજાયા સિવાય

રહ્યું નહિ. તદપિ તે પોતે શૂરવીર હતો. શત્રુને જાણ કર્યા વગર તેના પર છૂપી રીતે હલ્લો કરવાનું તે પસંદ કરતો નહિ. એટલું જ નહિ પરંતુ તે '**अहिंसा परमो धर्मः**'ના સૂત્રને અનુસરનારો હોવાથી, જ્યારે શત્રુ તરફથી પોતાના પર પ્રથમ ધા થાય ત્યારે પોતાના રક્ષણને અર્થે જ શસ્ત્રનો ઉપયોગ કરવો જોઇએ એમ મા તો હતો. તેણે કહ્યું: "સુરસેનજી ! તમારી આ સલાહ કોઈ પણ રીતે પ્રશંસવા યોગ્ય નથી. તમે પોતે છૂપી રીતે વેદધર્મીઓ પર કરેલા હલ્લાનું પરિણામ કેવું આવ્યું તે આટલા થોડા દિવસમાં જ ભૂલી ગયા કે શું ? પ્રથમ તો આપણી હીલચાલથી અજ્ઞાત રહે એટલા બધા વેદધર્મીઓ મૂર્ખ હોય એમ માનવાને હું તૈયાર નથી. એમ છતાં માનો કે તેમની બેસાવધ અવસ્થામાં આપણે તેમના પર છાપો માર્યો; તો પણ તેમાં યશજ મળશે એની ખાત્રી શી ? મને તો એ માર્ગ અન્યાયયુક્ત લાગે છે અને જ્યાં અન્યાય છે ત્યાં વિજયની સંભાવના કદી પણ રાખી શકાતી નથી. ભગવાન્ બુદ્ધદેવે સ્વમુખે કહેલું છે કે '**જ્યાં સત્ય અને ન્યાય છે ત્યાંજ સદા સુખ અને શાંતિ પ્રવર્ત્તે છે.**' ભગવાનની એ આજ્ઞાનું ઉલ્લંઘન હું કદી પણ કરી શકીશ નહિ, તેમજ બૌધ સંપ્રદાયનો કોઇ પણ અનુયાયી અસત્ય કે અન્યાયનું આચરણ ચલાવે તે પણ હું પસંદ કરીશ નહિ."

સુરસેન કાંઇક કહેવા જતો હતો તેને અટકાવીને સુધન્વા પોતાના કથનમાં આગળ વધ્યો: "હું સત્ય કહું છું કે આ વિષયમાં તમે કાંઇ પણ દલીલ કરશો તેની મારા મન ઉપર બિલકુલ અસર થશે નહિ. તમે મારા જમાઇ છો માટે તમારી સત્તાનો વિસ્તાર વધારવાના હેતુથી મેં આ ધર્મયુદ્ધમાં ભાગ લીધો નથી, કિન્તુ બૌધ સંપ્રદાયની અવહેલના કરનાર વેદધર્મીઓને તેમની ભૂલ દર્શાવવી

તથા આ પ્રદેશમાં પણ બૌધ સિદ્ધાંતોનો પ્રચાર કરીને તેને અત્ર દ્રઢ બનાવવો એ મારો મુખ્ય હેતુ છે. જો વેદધર્મીઓ બૌધ સંપ્રદાયનો વિરોધ કરવાનું છોડી દે અને બૌધ સાધુઓને ગમે તે સ્થળે વિચરવા દઇ છુટથી પ્રચાર કરવા દેવાનું કબૂલ કરે તો પછી તેમની સાથે યુદ્ધ કરવાનું કાંઇ કારણ રહેતુંજ નથી. એ વિષયમાં હું તેમને આપણા દૂત મારફત સૂચના કરીશ. જો મારી સૂચનાનો તેઓ સ્વીકાર કરશે તો પછી આપણને યુદ્ધ કરવાની આવશ્યકતા રહેશે નહિ. પરંતુ તેઓ સ્વીકાર કરે એવો સંભવ ઓછો છે. તો પછી હું તેમની સામે યુદ્ધ કરીશ અને મારા ધર્મના રક્ષણને માટે તેના વિરોધીઓનો પરાજય કરીશ કિંવા રણયજ્ઞમાં મારા પ્રાણની આહૂતિ આપી કૃતકૃત્ય થઇશ. મારા એ નિશ્ચયમાં કશો પણ ફેરફાર થાય તેમ નથી."

સુધન્વાના આ કથન પછી તેની પાસેથી પોતાનો હેતુ સરે એવું સુરસેનને લાગ્યું નહિ. એટલે એ વિષયમાં તેણે કાંઇ પણ દલીલ કરવાનું યોગ્ય ધાર્યું નહિ. તે બોલ્યો: "આપનો એ વિચાર અયોગ્ય છે એમ કહેવાની મારી મતલબ જ નથી. મેં તો માત્ર આપણા સૈનિકોનો નાશ થવા દીધા સિવાય શત્રુને જેર કરવાના હેતુથી તેમને ચો તરફથી ઘેરી લેવાની સૂચના કરી હતી. પરંતુ હવે મને પણ લાગે છે કે આપે કરેલા નિશ્ચયને અમલમાં મેલવો એજ યોગ્ય છે."

સુરસેનના એ શબ્દોથી ભોળવાયેલો સુધન્વા બોલ્યો: "તમે પણ મારા મતને મળતા થયા એ જોઇને મને આનંદ થાય છે. વારુ, ત્યારે હું મારા સરદારોને બોલાવીને વેદધર્મ રાજમંડળ ઉપર મોકલવાનો પત્ર તૈયાર કરૂં છું. તમે તે પત્ર લેઈ જવાને માટે તમારા કોઇ માર્ગના જાણીતા દૂતને તૈયાર કરો."

સુરસેને દર્શાવેલી સંમતી તેના અંતરની ન હતી, એ તો વાચકો સમજી શકયા હશે જ. સુધન્વાની ઇચ્છા વિના શત્રુની છાવણી ઉપર ગુપ્ત રીતે છાપો મારવાનું બની શકે તેમ નહિ હોવાથી એક બીજી કલ્પના તેના મનમાં ઉદ્દભવી હતી. એ કલ્પનાનો આભાસ પણ સુધન્વાને થવા ન દેવો એવો તેનો વિચાર હતો અને તેથી સુધન્વાના મનમાં પોતાને માટે શંકા ઉદ્દભવે નહિ તે માટે તેણે પોતે પણ સુધન્વાના મતને અનુકુળ હોવાનો દેખાવ કર્યો હતો. તે ઉઠયો અને પોતાના મહેલમાં ગયો. ત્યાં તેણે સામંતને બોલાવ્યો. તેની સાથે કેટલીક વાતચીત કર્યા બાદ તેને કહ્યું: "સામંત ! તારા પર મારો સંપૂર્ણ વિશ્વાસ હોવાથીજ આ જોખમભર્યું કાર્ય તને સોંપવાનું મેં યોગ્ય વિચાર્યું છે. જો આપણો ભેદ પ્રકટ થશે તો કાન્યકુબ્જાધિપતિની સાથે આપણને વૈર્ય થશે, અને તેનું પરિણામ કેટલું બધું વિપરિત આવશે એ કાંઇ તને સમજાવવું પડે તેમ નથીજ."

"મહારાજ ! મારે માટે લેશ પણ ચિંતા કરશો નહિ. આપના કલ્યાણને માટે આપનો સેવક પોતાના પ્રાણની પણ પરવા કરે તેમ નથી. તો પછી મારે હાથે આપનું અકલ્યાણ થાય એવી કલ્પનાને આપના મનમાં સ્થાન આપવાની જરૂર જ નથી." સામંતે જણાવ્યું.

"મને તારો વિશ્વાસ છે અને મારી ખાત્રી છે કે તું આ બેતમાં જરૂર સફળતા મેળવીશ." સુરસેન બોલ્યો અને પછી તે બન્ને જણા સુધન્વા પાસે ગયા.

સુધન્વાએ પણ પોતાના સરદારોની સભા મેળવીને એક પત્ર તૈયાર કરી રાખ્યો હતો. સુરસેને સામંતને વેદધર્મીઓની છાવણીમાં દૂત તરીકે મોકલવાનું જણાવ્યું. તેની સામે તિક્ષ્ણ દ્રષ્ટિએ

જોતો સુધન્વા બોલ્યોઃ "સામંતસિંહ ! આ પત્ર તમે લઇ જાઓ. એ પત્ર જયશિખરીને આપવાનો છે. માર્ગમાં કોઇ વેદધર્મી તમને પકડે તો પણ તમે તેની સામે થતા નહિ. કિંવા એવું કાંઇ પણ કરતા નહિ કે જેથી યુદ્ધનો પ્રારંભ કરવાનો આક્ષેપ આપણા પર આવે. જયશિખરીને આ પત્ર આપ્યા સિવાય વિશેષ તમારે કાંઇ પણ કહેવાનું નથી. યાદ રાખજો કે તમે બાધ ધર્મના પ્રતિનિધિ તરીકે જાઓ છો. એટલે બૌધ ધર્મ કિંવા તેના સિદ્ધાંતને લાંચ્છન લાગે એવું એક પણ કૃત્ય તમારે હસ્તે થવું જોઇએ નહિ."

"આપનો સેવક આપને કિંવા બુદ્ધ ભગવાને સ્થાપેલા સંપ્રદાયને લાંચ્છન લાગે તેવું એક પણ પગલું ભરશે નહિ." એમ કહી નમન કરીને સામંત ચાલ્યો ગયો. સુરસેન પણ અલ્પ સમય સુધન્વાની સાથે સૈન્યની વ્યવસ્થાના સંબંધમાં વાતચીત કરીને ગયો.

સુધન્વા એકલો પડયો પડયો મનમાં બોલવા લાગ્યોઃ "હે ભગવન્ ! તારા દીન સેવકને તારા પવિત્ર સિદ્ધાંતોનો સર્વત્ર પ્રચાર કરવાનું તથા તેને દ્રઢ બનાવવાનું બળ આપ. મારૂં કર્ત્તવ્ય હું સત્ય અને ન્યાયનું અવલંબન કરીને બજાવીશ. તેનું ફળ પ્રાપ્ત કરવું એ મારા હાથની વાત નથી. જો જયશિખરી અને તેનું 'વેદધર્મ રાજમંડળ' મારી સૂચનાઓનો સ્વીકાર કરે તો અતિ ઉત્તમ, નહિ તો પછી યુદ્ધમાં મનુષ્યહિંસા થાય તેમાં હું દોષપાત્ર ગણાઇશ નહિ."



# પ્રકરણ ૨૩ મું.

## રાજદૂતનું આગમન.

સામંતસિંહ એક નોકરની સાથે યથા સમયે વેદધર્મીઓનું સૈન્ય જ્યાં છાવણી નાખીને પડયું હતું તે સ્થળે આવી પહોંચ્યો. છાવણીમાં પ્રવેશ કરવાના માર્ગ પર રહેલા પહેરેગીરે તેને અટકાવ્યો. સામંતે પોતાના આગમનનું કારણ જણાવ્યું, એટલે પેલા પહેરેગીરે પોતાના તાબાના સૈનિકોમાંના એકની સામે જોઇને કહ્યું: "આ મહાશયને મહારાજાધિરાજના શિબિર તરફ લેઇ જા. ત્યાં તેમની વીરભદ્રસિંહજી સાથે મુલાકાત કરાવજે."

નાયકની આજ્ઞા થતાં એ સૈનિક આગળ થયો. તેની પાછળ સામંત ધીમે ધીમે પોતાનો અશ્વ ચલાવવા લાગ્યો. તેઓ જયશિખરીના શિબિર પાસે પહોંચ્યા એટલે જયશિખરીના એક અંગરક્ષકે તેમને અટકાવ્યા. પેલા સૈનિકે તે અંગરક્ષકને સામંતસિંહની ઓળખાણ આપી. અંગરક્ષક બોલ્યો: "વારૂ, તમે જાઓ!" એ સૈનિક ચાલ્યો ગયો. પછી અંગરક્ષકે સામંતને કહ્યું: "આપનો અશ્વ મારા સાથીદારને આપો. આપનો નોકર અને તે તેની વ્યવસ્થા કરશે, અને આપ ચાલો મારી સાથે. અમારા મહારાજાના વિશ્વાસુ સરદાર વીરભદ્રસિંહજી અત્યારે પોતાના શિબિરમાંજ છે. તેમને મળ્યા બાદ તેઓ મહારાજા સાથે આપની મુલાકાત થવાનો બંદોબસ્ત કરશે."

અંગરક્ષક એ શબ્દો બોલતો હતો તે દરમિયાનજ સામંત પોતાના અશ્વ પરથી ઉતરી ગયો અને તેણે ઘોડાની લગામ સાજ

ઊભેલા એક બીજા અંગરક્ષકના હાથમાં આપી દીધી. તે પોતે જેણે તેને અશ્વ ઉપરથી નીચે ઉતરવાનું કહ્યું હતું તેની સાથે વીરભદ્રસિંહના શિબિર તરફ જવા લાગ્યો.

અત્યારે સાયંકાળ વિતી ગયો હતો. અંધકારે છાવણીમાં પ્રવેશ કરવાનો પ્રારંભ કરી દીધો હતો. તેના યત્નને વિફળ બનાવવાને છાવણીમાં સર્વત્ર શિબિરોમાં તથા રાવટીઓમાં દીપક પ્રકટવા લાગ્યા હતા. વીરભદ્રના શિબિરમાં પણ એક લાકડાની દીવી ઉપર ત્રાંબાના કોડીઆમાં દીવો કરવામાં આવ્યો હતો. વીરભદ્ર પોતાના પલંગ પર બેઠો બેઠો કાંઇક વિચારમાં નિમગ્ન બની રહ્યો હતો. તેના નોકરે આવીને તેની વિચારનિદ્રાનો ભંગ કરતાં કહ્યું: "મહારાજ ! બહાર બૌધોનો દુત આવેલ છે તે આપને મળવા ઇચ્છે છે."

"તેનું નામ શું છે?" વીરભદ્રે પ્રશ્ન કર્યો.

"સામંતસિંહ !" નોકરે જવાબ આપ્યો.

"વારૂ, તેને અંદર લાવ." વીરભદ્રે આજ્ઞા કરી.

નોકર બહાર ગયો અને બે પળ પછી સામંતને લઇને શિબિરમાં આવ્યો. સામંતે મસ્તક સ્હેજ નીચું નમાવીને બૌધ રીતિ અનુસાર નમન કર્યું. તેના નમનનો સ્વીકાર કરતો વીરભદ્ર ઊભો થઇને બોલ્યો: "આવો, તમારૂં નામજ સામંતસિંહ કે? તમે કાન્યકુબ્જાધીશ તરફથી આવ્યા છો કે સુરસેનજી તરફથી?"

"હું ભૃગુકચ્છાધિપતિનો સરદાર છું, પરંતુ અત્યારે તો બૌધસમ્રાટ સુધન્વા તરફથી તેમનો સંદેશો લઇને આવ્યો છું." સામંતે ઉત્તર આપ્યો.

"ભૃગુકચ્છાધિપતિ તમે કોને કહો છો? તમે જાણતા તો

હોવાજ જોઇએ કે ભૃગુકચ્છ ઉપર ગુર્જરેશ્વરની પતાકા ફરકે છે." વીરભદ્ર બોલ્યો.

"પરંતુ જ્યાં સુધી આ ધર્મયુદ્ધનો નિવેડો આવ્યો નથી ત્યાંસુધી મહારાજા સુરસેનજીનો હક્ક ભૃગુકચ્છ અને લાટ પ્રદેશ પરથી નાબુદ થયો છે એમ અમે માનતા નથી." સામંતે કહ્યું.

"તે હવે પછી માનશો." વીરભદ્ર બોલ્યો: "પણ તમે કાન્યકુબ્જાધીશ તરફથી શો સંદેશો લાવ્યા છો, અને તે કોના ઉપરનો છે?",

"બૌધ્ધ સમ્રાટે 'વેદધર્મ રાજમંડળ' પર સંદેશો મોકલ્યો છે. તેની અંદરની હકીકતથી હું જ્ઞાત નથી. માત્ર એ પત્ર 'વેદ-ધર્મ રાજમંડળ' ના અધ્યક્ષ પંચાસરપતિ જયશિખરીને આપવાની મને આજ્ઞા થયેલી છે. માટે કૃપા કરીને આપ મને આપના મહા-રાજા પાસે લઇ જાઓ."

"અમારા મહારાજા અત્યારે તમને મળી શકાશે નહિ. તમે એ પત્ર મને આપો, હું મહારાજાને અત્યારે ને અત્યારે પહોંચાડી દઇશ. પછી તેઓ આજ્ઞા કરશે તો આવતી કાલે સ્હવારે તમારી તેમની સાથે મુલાકાત કરાવીશ." વીરભદ્રે કહ્યું.

સામંત બોલ્યો: "આ દેહમાં જ્યાં સુધી પ્રાણ હોય ત્યાં સુધી એ પત્ર મારી પાસેથી પંચાસરપતિ સિવાય બીજા કોઇના હાથમાં જવો જોઇએ નહિ એવી મને આજ્ઞા થયેલી હોવાથી હું તે આપને આપી શકીશ નહિ."

વીરભદ્ર બોલ્યો: "તો એને માટે મારો અત્યાગ્રહ પણ નથી." એમ કહી ને તેણે પોતાના નોકરને અંદર બોલાવ્યો અને બૌધ્ધ

સમ્રાટના રાજદૂતને માટે ભોજન તથા શયન વગેરેની વ્યવસ્થા કરવાની તેને આજ્ઞા કરી.

નોકરના ગયા બાદ વીરભદ્ર અને સામંત પ્રાસ્તવિક વાર્તાલાપ કરવા લાગ્યા. વાતમાં ને વાતમાં સામંતે પોતાના ખાસ હેતુ માટે વીરભદ્રને કોઇ પણ જાતની શંકા ન આવે તેવી રીતે 'વેદધર્મ રાજમંડળ'ના જુદા જુદા રાજા મહારાજાઓના શિબિરો ક્યાં ક્યાં આવેલા છે તે પૂછી લીધું. પેલો નોકર થોડીવારે પુનઃ આવ્યો અને બોલ્યો: "મહારાજ! તમામ વ્યવસ્થા થઇ ગઇ છે."

"ચાલ્યો ત્યારે!" એમ કહીને વીરભદ્ર સામંતસિંહને લઇને તેને માટે તૈયાર કરેલા શિબિર તરફ ચાલ્યો. આ શિબિરમાં એક રાજદૂતને યોગ્ય તમામ પ્રકારની વ્યવસ્થા કરવામાં આવી હતી. સામંતસિંહની સાથે એક નોકર હતો તે પણ સામંતનો અને પોતાનો અશ્વ લેઇને ત્યાં આવી પહોંચ્યો હતો. તે અશ્વોને એક બાજુએ પોતાને માટે નાખેલી રાવટી પાસે ખૂલ્લા ચોગાનમાં તેણે બાંધી દીધા હતા.

વીરભદ્રે સામંતને કહ્યું: "તમે આજની રાત્રી અહીં વિશ્રાંતિ લ્યો. તમારે માટે તેમજ તમારા માણસ માટે થોડી વારમાં જ ભોજન અહીં આવશે. કાલે પ્રાતઃકાળે મહારાજાને તમારા આગમનના સમાચાર હું જણાવીશ અને તેઓ જે સમય મુકરર કરશે તે સમયે હાજર થવાનું તમને કહેવરાવીશ." એટલું કહીને વીરભદ્ર ત્યાંથી ચાલ્યો ગયો.

હવે સામંત એ શિબિરમાં એકલો પડયો એટલે આસપાસના પ્રદેશનું નિરીક્ષણ કરવા લાગ્યો. તે સ્વગત બોલ્યો: "જો મેં ધાર્યું

હોત તો આજે સ્હાંજ પહેલાં જ હું આ છાવણીમાં દાખલ થઈ શક્યો હોત. પરંતુ જયશિખરીની મુલાકાત લઇને તેને પત્ર આપતાં પૂર્વે ચંદ્રસેનની છૂપી રીતે મુલાકાત લેવી એવી સુરસેન મહારાજની આજ્ઞા હતી. તે આજ્ઞાનો અમલ થઇ શકે તે માટે જ હું છાવણીમાં સાયંકાળ પછી દાખલ થયો કે જેથી રાત્રે જયશિખરીની મુલાકાત થઇ શકે નહિ. અત્યારે તે પોતાની રાણીના શિબિરમાં હશે. વારૂ, પણ ચંદ્રસેનને મળવું કેવી રીતે? વીરભદ્રના કહેવા મુજબ તો સામે દેખાય છે એ જ તેનો શિબિર જણાય છે. સુરસેન મહારાજ કહેતા હતા કે ચંદ્રસેનને સંગીતનો શોખ છે, અને સામેના શિબિરમાં જ વાજીંત્ર સાથે સંગીત ચાલી રહ્યું હોય એવો ધ્વની આવે છે. એ ઉપરથી પણ એ ચંદ્રસેનનો શિબિર હોવાની ખાત્રી થાય છે." જરીવાર મનમાં વિચાર કરીને તે પુનઃ બોલ્યો: "હા! એ બરોબર છે. મધ્યરાત્રીએ તમામ શાંત થઇ ગયા પછી જ ચંદ્રસેનની પાસે જવું. પરંતુ તેના અંગરક્ષક માંહેનો કોઇ એ જાણવા પામે તેનું કેમ? મહારાજની ખાસ આજ્ઞા છે કે ચંદ્રસેન સાથેની મારી મુલાકાતની જાણ અમારા બે સિવાય ત્રીજા કોઇને પણ થવી જોઇએ નહિ. એ આજ્ઞા વિચારણીય છે. જો આ ગુપ્ત મુલાકાત પ્રકટ થવા પામે તો જયશિખરી વગેરેને કદાચ શંકા આવી જાય, અને તેઓ ચેતીને સાવધ બની જાય તો ચંદ્રસેનની ગુપ્ત રીતે મુલાકાત કરવાનો હેતુ નિષ્ફળ થાય! એટલે શિબિરના મુખ્ય દ્વારમાંથી તેની અંદર પ્રવેશ કરવો એ તો કોઇ પણ રીતે યોગ્ય નથી. મને લાગે છે કે શિબિરનો પાછલો ભાગ અરક્ષિત હશે. એટલે તેના પાછલા ભાગ તરફ જઇ કનાત ઉંચી કરીને શિબિરમાં દાખલ થવું. પરંતુ રાત્રીના વખતે મને શિબિરમાં જોઇને ચંદ્રસેન ગભરાઇ જાય અને બૂમ પાડી ઉઠે

તો ? એનો કાંઇ પણ ઉપાય અગાઉથી જ કરી લેવો જોઇએ." તેને એક કલ્પના સૂઝી. "એ જ બરોબર છે!" તે બોલ્યોઃ "પિશાચના સ્વરૂપમાં તેની સન્મુખ હાજર થવું. એટલે કદાચ તે ગભરાઇ જાય તો પણ ભીતિને લીધે બૂમ પાડી શકે નહિ. તેમ છતાંયે જો તે બૂમ પાડવા જશે તો તુરત હું તેને મારૂં ખરૂં સ્વરૂપ દર્શાવીને અવાજ કરતો અટકાવી દઇશ."

એ પ્રમાણે તે ઘોડા ઘડતો હતો તે વખતે તેને માટે ભોજનનો થાળ આવ્યો. ભોજન કર્યા બાદ તે થોડો સમય પલંગ પર આડે પડખે પડયો. બરોબર મધ્યરાત્રી થઇ એટલે તેણે એક પગ સુધી લાંબા કાળા પહેરણથી આખું શરીર ઢાંકી લીધું, મ્હોં ઉપર માત્ર આંખો અને નાસિકાદ્વાર ખુલ્લાં રહે એ પ્રમાણે કાળો મૂખવટો ચડાવી દીધો. માથા ઉપર પણ એક કાળો રૂમાલ વીંટી લીધો. પછી પોતાના નોકરને જગાડીને કહ્યું: "હું પાછો ન આવું ત્યાં સુધી તું જાગતો રહેજે અને મારી ગેરહાજરી દરમિયાન આ શિબિરમાં કોઇને પણ પ્રવેશ કરવા દઇશ નહિ. કદાચ કોઈ મારા વિષે પૂછે તો હું સૂઇ રહ્યો છું એમ તેને જણાવજે."

પોતાના સ્વામીના વિચિત્ર સ્વરૂપથી એ નોકરને આશ્ચર્ય ઉત્પન્ન થયું નહિ. તે ન્હાનો હતો ત્યારથી જ સામંતસિંહના કર્તુ-કથી તે પૂર્ણપણે વાકેફગાર હતો. એટલે અત્યારે પણ તે કશી ગુપ્ત મંત્રણા સિદ્ધ કરવાને જતો હશે, એવી તેણે કલ્પના કરી લીધી.

સામંતસિંહ નોકરને સૂચના કરીને પોતાના શિબિરમાંથી બહાર પડયો અને માર્ગમાં પોતાને કોઇ જોઇ શકે નહિ તે માટે વૃક્ષોની ઓથે સંતાતો સંતાતો તે ચંદ્રસેનના શિબિર તરફ જવા લાગ્યો. અત્યારે સર્વત્ર નિઃસ્તબ્ધતા પ્રસરી રહી હતી. પ્રસંગોપાત

પહેરેગીરોના હોકારા સંભળાતા હતા. એ વેળાએ સામંતસિંહ ચંદ્ર-સેનના શિબિર તરફ વધવા લાગ્યો. વચ્ચમાં એક સ્થળે એક મનુષ્યના ઓળા જેવું જણાયાથી તે થંભી ગયો અને વૃક્ષ પાછળ લપાઇ ગયો. પરંતુ એ ઓળાની કાંઇ હિલચાલ થતી નહિ દેખાયાથી પોતાને મિથ્યા ભ્રમ થયો છે એમ માનીને તે આગળ વધ્યો. ત્યારપછી પણ એક-બે વાર તેને પોતાની પાછળ પાદસંચાર થતો હોય એવો ભાસ થયો. પરંતુ પાછળ દ્રષ્ટિ કરતાં કોઇ પણ તેના જોવામાં નહિ આવતાં, પવનને લીધે પાંદડાંનો ખખડાટ થતો હશે એવી તેણે કલ્પના કરી લીધી. તે ચંદ્રસેનના શિબિરના પાછલા ભાગ તરફ આવ્યો. ચંદ્ર-સેનના અંગરક્ષકો ગાંજાના કેફમાં ચકચૂર બનીને પડયા હતા માત્ર એક જાગતો હતો અને તે મુખ્ય દ્વાર પાસે પહેરો ભરતો હતો. એટલે પાછલા ભાગની કનાત ઉંચી કરીને શિબિરમાં દાખલ થતાં સામંતને કાંઇ પણ પ્રતિબંધ નડયો નહિ. પરંતુ અંદર પેઠો કે તુરતજ એક બીજો આકાર બહાર આવીને ખડો થયો.

---

## પ્રકરણ ૨૪ મું.

### સામત અને ચંદ્રસેન.

શિબિરમાં એક કાચના ફાનસમાં ઝાંખો દીવો બળતો હતો. ચંદ્રસેન પલંગ પર પડયો પડયો ઘસઘસાટ ઉંઘતો હતો. મચ્છર કિંવા બીજા જન્તુ ત્રાસ ન આપે, તે માટે પલંગને મચ્છરદાનીથી પરિવેષ્ટિત કરવામાં આવ્યો હતો. શિબિરની

હવા સ્વચ્છ રહેવાને માટે એક ધૂપદાનીમાં અગર, ગોરૂચંદન, લોબાન, સુખડ આદિને ધૂપ બળતો હતો, જે પોતાની સુવાસ ચોતરફ ફેલાવતો હતો. સામંતસિંહ શિબિરમાં દાખલ થઇને થોડીક પળ ચંદ્રસેનના મુખ સામે દૃષ્ટિ કરીને ઊભો રહ્યો. શિબિરના દ્વાર આડો પડદો નાખવામાં આવેલો હોઇને બહારનું કોઇ મનુષ્ય અંદરની હિલચાલ જોઇ શકે તેમ ન હતું. સામંત મચ્છરદાની ઉંચી કરીને ચંદ્રસેનના મુખ પાસે પોતાનું મુખ લઇ જઇને ધીમા સ્વરે બોલ્યોઃ "મહારાજ ! જાગ્રત થાઓ !"

એ ધીમા સ્વરે ઉચ્ચારાયેલા શબ્દો ચંદ્રસેનના કર્ણપૂટમાં પેઠા અને તેનાં નેત્રો ખુલ્યાં. તેણે પોતાની સામે એક પિશાચાકૃતિને ઊભેલી જોઇ ! આ સત્ય છે કે સ્વપ્ન એવો પળવાર ચંદ્રસેનને ભ્રમ થયો. તે પોતાની આંખો મીંચી ગયો. પુનઃ તેણે આંખો ખોલી તો પણ પૂર્વવત્ દ્રશ્ય પોતાની સન્મુખ જોયું. આ દ્રશ્ય સત્ય છે એવી તેની ખાત્રી થતાં જ પોતાની સન્મુખ એક પિશાચને ઊભેલો જોઇને તે ગભરાયો. તેણે નોકરને બૂમ પાડવાના ઇરાદાથી મુખ પહોળું કર્યું. પરંતુ આ આકસ્મિક પ્રસંગથી ઉપજેલા ભયને લીધે એક શબ્દ પણ તેના મુખમાંથી નિકળી શકયો નહિ. 'આ પિશાચ કોણ હશે ? તે અહીં શા માટે આવ્યો હશે ? તે મારો ઘાત તો નહિ કરે ? તેના પંજામાંથી કેવી રીતે છૂટી શકાય ? પિશાચના રૂપમાં આ કોઇ શત્રુ તો નહિ હોય ? તો તેણે મારા શિબિરમાં કેવી રીતે પ્રવેશ કર્યો હશે ?' વગેરે અનેક પ્રકારના વિચારો ક્ષણાર્ધમાં તેના મનમાં એક પછી એક આવી ગયા ! તે કોઇ પણ નિર્ણય પર આવી શકયો નહિ. પુનઃ તેણે આંખો મીંચી દીધી. થોડીવારે પાછી આંખો ખોલી તો પિશાચાકૃતિને પોતાના ઉપર આક્રમણ કરવાનો કે પો-

તાનો ઘાત કરવાનો કાંઇ પણ યત્ન નહિ કરતાં સ્થિર ઊભેલી જોઇ. એથી તેના મનમાં હિમ્મત આવી–તેણે વિચાર્યું: 'આ વ્યક્તિ ગમે તે હો પિશાચ હો વા મનુષ્ય! પરંતુ મારો નાશ કરવાનો તેનો ઇરાદો નથી એતો ચોક્કસ! જો મારો નાશ કરવો હોત તો અત્યાર સુધીમાં તેણે પોતાનું કામ પૂરૂં પણ કરી નાખ્યું હોત! પરંતુ તો પછી આ છે. કોણ અને અત્યારે અહીં આવવાનો તેનો શો હેતુ છે?' તેનું મુખ ખૂલ્યું અને તે અસ્ફુટ રીતે બોલ્યો: "તું કોણ છે? અને આટલી રાત્રીએ અહીં શા માટે આવેલ છે?"

ચંદ્રસેનના ધ્રુજતા સ્વર અને અસ્ફુટ શબ્દોથી સામંત તેના હૃદયની ભીતિ કળી ગયો. તે પ્રથમની માફક જ ધીમા સ્વરે બોલ્યો: "મહારાજ! ન ગભરાઓ! હું પિશાચના સ્વરૂપમાં મનુષ્ય છું અને શત્રુ નથી પરંતુ મિત્ર છું!"

સામંતના આ શબ્દોથી ચંદ્રસેનને વિશેષ હિમ્મત આવી. તે પલંગમાં બેઠો થયો અને બોલ્યો: "જો તું મિત્ર છે તો અત્યારે આવા સ્વરૂપે અહીં આવવાનું શું કારણ?"

"આપના જ હિતને માટે!" સામંતે કહ્યું: "પરંતુ પ્રથમ આપ સ્વસ્થ થાઓ. મારે આપને એક અતિ ગુપ્ત વાર્ત્તા કહેવાની છે. તે હું અને આપ બે જણા સિવાય બીજું કોઇ પણ જાણી શકે નહિ તે માટે આવા વેશે અને અત્યારે હું આપની પાસે આવ્યો છું."

"પણ તમે મિત્ર છો અને મારા કલ્યાણને માટે ઉદ્યુક્ત છો એનો પૂરાવો શો?" ચંદ્રસેને પ્રશ્ન કર્યો.

"પૂરાવો? આટલી મધ્યરાત્રીએ હું ગુપ્ત રીતે આપના શિબિરમાં દાખલ થઇ શકેલો હોવા છતાં તથા જો મેં ધાર્યું હોત તો

એક પળ માત્રમાં આપનું મસ્તક ધડથી જુદું કરી નાખવાની દરેક પ્રકારની અનુકુળતા હોવા છતાં, આપને નિદ્રામાંથી જાગ્રત કરી નિશ્ચેષ્ટપણે આપની સન્મુખ હું ઊભો છું તેજ મારી આપના કલ્યાણ માટેની ભાવનાનો સબળ પૂરાવો છે."

સામંતના એ કથન પરથી તેની દલીલમાં સમાયેલી વાસ્તવિકતા ચંદ્રસેન સમજી શકયો. તે બોલ્યો: "તારો હેતુ સારો હોય, મને લાભપ્રદ હોય, પરંતુ જ્યાં સુધી તું તારૂં ખરૂં સ્વરૂપ અને નામ પ્રકટ ન કરે ત્યાં સુધી મારા મનમાં તારે માટે સંપૂર્ણ વિશ્વાસ શી રીતે બેસી શકે ?"

"આપનું એ કથન રાસ્ત છે." એમ કહેતાં સામંતસિંહે માથા પરનો રૂમાલ છોડી નાખી, મ્હોં પરનો મુખવટો દૂર કરી દીધો અને તે બોલ્યો: "કેમ, મહારાજ! હવે કાંઇ ઓળખાણ પડે છે ખરી ?"

સામંતસિંહ દીપક અને ચંદ્રસેનની વચ્ચે ઊભેલો હોવાથી ચંદ્રસેન સામંતસિંહનું મુખ બરોબર રીતે જોઇ શકતો નહતો. તે બારિકાઇથી સામંતના મુખ તરફ દૃષ્ટિ કરતો બોલ્યો: "કોણ ? ભૃગુકચ્છાધીશ સુરસેનજીના સરદાર સામંતસિંહ તો નહિ ?"

"હા, તેજ !" સામંત સ્હેજ મસ્તક નમાવીને બોલ્યો.

એ જ વખતે બન્ને જણાએ બહાર કાંઇક ખખડાટ થયેલો સાંભળ્યો. બન્ને ચમકયા, તેમાં પણ ચંદ્રસેન કરતાં સામંતને ભય પામવાનું વિશેષ કારણ હતું. પોતે અત્યારે શત્રુની છાવણીમાં હતો. આટલી રાત્રીએ, આવા વેશમાં, આ સ્થળે તે પકડાઇ જાય તો તેને દેહાંતદંડની ભીતિ હતી. એથી તેનું આખું અંગ ધ્રુજવા લાગ્યું. તે

કમ્પતો કમ્પતો બોલ્યો: "મહારાજ! કોઇ ગુપ્તચર આપણી વાતચીત સાંભળતો તો નહિ હોય ?"

ચંદ્રસેનને પણ ભીતિ લાગી હતી. સામંતના આગમનનો હેતુ તે કળી શક્યો ન હતો, પરંતુ તે આટલી મોડી રાત્રે છદ્મવેશમાં આવેલો હોવાથી તથા તેણે ઉચ્ચારેલા શબ્દો પરથી તે એટલું તો સમજી શક્યો હતો કે આમાં કાંઇ ગુપ્ત ભેદ છે! એક શત્રુના સેનકની સાથે પોતાને એકાંતમાં વાર્તાલાપ કરતો કોઇ જૂએ તો પોતાના વર્ત્તનને માટે શંકા ઉપસ્થિત થવાનો સંભવ હતો. એ વિચારથી તેણે શિબિરના દ્વારની આડો ટંગેલો પડદો એક બાજુએ ખસેડીને બહાર દૃષ્ટિ કરી તો પોતાનો અંગરક્ષક આમતેમ ટેલતો તેના જોવામાં આવ્યો આ અંગરક્ષક વાચકોનો પૂર્વપરિચિત મોહનદેવ જ હતો. મોહનદેવને ભર્તૃહરિની ગુફામાં પૂરીને વીરધ્વજ ચાલ્યો ગયો હતો, તે પછી બીજે દિવસે કોઇ યાત્રાળુ એ ગુફા જોવાને આવતાં તેના સાંભળવામાં મોહનદેવનો કણસવાનો અવાજ આવતાં તેણે તેને એ સ્થિતિમાંથી મુક્ત કર્યો હતો. તેણે ચંદ્રસેનને વીરધ્વજની યુક્તિથી વાકેફ કર્યો હતો. પોતાને ખાતર મોહનદેવને ભોગવવા પડેલા ત્રાસના બદલામાં ચંદ્રસેને તેને પોતાના અંગરક્ષક તરીકે દાખલ કર્યો હતો. તેને જોઇને ચંદ્રસેન બોલ્યો: "મોહન! તારી સાથે બીજું કોઇ હતું કે શું ?"

"ના, મહારાજ! હું એકલો જ છું. અત્યારે મારો પહેરો હોવાથી બીજા બધા સૂઇ ગયા છે." મોહનદેવે જવાબ આપ્યો.

"ત્યારે હમણાં ખખડાટ શાનો થયો ?" ચંદ્રસેને પુનઃ પ્રશ્ન કર્યો.

"કદાચ મારો પગ વૃક્ષના સૂકાયેલા પાંદડાપર આવવાથી

તેનો ખખડાટ થયો હોય તો એ બનવા જોગ છે." મોહનદેવે ખુલાસો કર્યો.

"ઠીક છે, તું એકવાર મારા શિબિર ફરતો આંટો મારી આવ." ચંદ્રસેને આજ્ઞા કરી.

"વારૂ મહારાજ!" એમ કહીને મોહનદેવ તે આજ્ઞા બજાવવાને ઉપડયો. આઠ–દશ પળમાં તે પાછો આવ્યો.

"શિબિરની પાછળ કોઇ તારા જોવામાં આવ્યું?" ચંદ્રસેને પૂછ્યું.

"નાજી." મોહનદેવે કહ્યું.

"ઠીક!" એમ કહીને ચંદ્રસેન પડદો બંધ કરીને અંદર આવ્યો અને બોલ્યો: "બહાર તો મારા પહેરેગીરના પગનો જ ખખડાટ થયો હતો. એટલે આપણી વાત કોઇ છૂપાઇને સાંભળતું હોય એવી શંકા લાવવાનું કારણ નથી."

હવે સામંતનું મન સ્વસ્થ થયું. ચંદ્રસેન બહાર ગયા પછી તે પલંગ પર બેઠો હતો. ચંદ્રસેન પણ તેની પાસે આવીને બેઠો અને બોલ્યો: "હવે તમે અહીં અમારી છાવણીમાં શા માટે આવ્યા છો તથા અત્યારે મારા શિબિરમાં છૂપી રીતે આવવાનું શું કારણ છે, તે મને જણાવો."

સામંત ચંદ્રસેનના પ્રશ્નનો જવાબ આપે તે પહેલાં અમે વાચકો પાસે એક બાબતનો ખુલાસો કરવા ઇચ્છીએ છીએ. વાચકો જાણે છે કે જે વખતે સામંત ચંદ્રસેનના શિબિરમાં દાખલ થયો તેજ વખતે એક આકૃતિ શિબિરની પાછળ આવીને છૂપાઇ રહી હતી. તેમ છતાં મોહનદેવ શિબિરની આસપાસ ચક્કર મારતાં એ આકૃ-

તેને કેમ જોઇ ન શક્યો એવો વાચકોને સહજજ પ્રશ્ન થશે. પરંતુ એ આકૃતિએ મોહનદેવને આવતો દૂરથી જોયો કે તે શિબિરની કમાત ઉંચી કરી અંદર દાખલ થઇને પલંગ નીચે ભરાઇ રહી હતી. એટલે તે મોહનદેવના જોવામાં ન આવે એ સ્વાભાવિક હતું. વળી જ્યારે ચંદ્રસેને સામંતનું નામ લીધું તે વખતે ખખડાટ થવાનું કારણ એ હતું કે સામંતનું નામ શ્રવણ કરતાં એ આકૃતિને અત્યત આશ્ચર્ય ઉપજ્યું હતું. સુરસેન જેવા કપટકળાકુશળ શત્રુનો સરદાર મધ્યરાત્રીએ ચંદ્રસેનના શિબિરમાં દાખલ થઇને ચંદ્રસેનની સાથે કાંઇક પણ કાવતરૂં રચવાનો ઇરાદો રાખતો હોવો જોઇએ એવું પેલી આકૃતિને લાગ્યું હતું. તેને થયેલા આશ્ચર્યથી તે ચમકી જવાને લીધે ખખડાટ થયો હતો. પરંતુ તેના સદ્‌ભાગ્યે ચંદ્રસેન અને સામંતને એ વિષયમાં થયેલી શંકા નિર્મૂળ થઈ જવાથી એ આકૃતિને આ બે જણા વચ્ચે ચાલતી મસલતથી વાકેફ થવાનો લાભ મળ્યો.

ચંદ્રસેનના પ્રશ્નનો ઉત્તર આપતો સામત બોલ્યોઃ “ હું સુરસેન મહારાજનો સેવક છું એ વાત ખરી છે. પરંતુ અત્યારે તો હું કાન્યકુબ્જાધિપતિના દૂત તરીકે અહીં આવ્યો છું.”

“ શા માટે ? ” ચંદ્રસેને વચ્ચે પ્રશ્ન કર્યો

સામંત બોલ્યોઃ “ બૌદ્ધ સમ્રાટે આપના મંડળ સાથે ધર્મયુદ્ધનો પ્રારંભ કરતા પહેલાં એક પત્ર મોકલવાનું આવશ્યક ધાર્યું છે. જો એ પત્રમાં રજુ કરેલી સૂચનાઓ આપના મંડળને કબૂલ હોય તો પછી ધર્મયુદ્ધની આવશ્યકતા ન રહે, એવો બૌધ સમ્રાટનો વિચાર છે. ”

“ એવી તેમણે શી સૂચનાઓ કરેલી છે કે જે અમે કબૂલ રાખી શકીએ ? ”

"આ પત્ર આપ વાંચો એટલે સમજી શકશો." એમ કહીને સામંતે પોતાની છાતીમાં છૂપાવેલો પત્ર કાઢીને ચંદ્રસેનને આપ્યો; ચંદ્રસેન દીવા પાસે જઇને દીવાને રહેજ સતેજ કરીને પત્ર વાંચવા લાગ્યો.

---

## પ્રકરણ ૨૫ મું.

---

### છૂપી મસલત.

પત્ર પૂર્ણ વંચાઇ રહ્યા પછી તેની પૂર્વવત્ ઘડી કરીને તે સામંતને પાછો આપતો ચંદ્રસેન બોલ્યોઃ "આ પત્રમાં રજુ કરવામાં આવેલી શરતો બૌધ સમ્રાટના ઔદાર્યનું ભાન કરાવે છે. અમારા મંડળ પાસે એ શરતો કબૂલ રખાવવાને માટે હું યત્ન કરૂં, એમ મને સમજાવવાના હેતુથી તમે મારી પાસે આવ્યા હો, તો તમે લીધેલો શ્રમ નિરર્થક છે. કેમકે તે માટે મારે કશો પણ યત્ન કરવો પડે તેમ નથી. અમારૂં રાજમંડળ આ શરતો રજુ થતાં વિના વિલંબેજ તે મંજુર રાખશે એવું મારૂં માનવું છે."

"મારો તથા સુરસેન મહારાજનો પણ એજ મત છે." સામંતે કહ્યું: "પરંતુ આ શરતો કબૂલ રખાવવાને માટે નહિ પણ તેનો નિષેધ કરાવવાનો તમે યત્ન કરો એ ઉદ્દેશથી હું આપની પાસે આવ્યો છું."

"એમ કરવાનું આપને કારણ શું? અને એમાં મને શો

લાભ ?" ચંદ્રસેને તેનું કારણ જાણવા સાથે પોતાંના લાભનો પ્રશ્ન કર્યો.

"એમ કરવામાં જ આપનો લાભ સમાયેલો છે." સામંત બોલ્યો: "જો એ શરતો આપે બરોબર લક્ષપૂર્વક વાંચી હશે તો આપના ધ્યાનમાં આવ્યા સિવાય રહ્યું નહિ હોય કે એ શરતોના પાલનમાં સર્વથી વિશેષ લાભ આપના મંડળના અધ્યક્ષ મહારાજા જયશિખરીનોજ સમાયેલો છે–"

"પરંતુ એમાં આશ્ચર્ય પામવા સરખું શું છે? ખેટકપુર અને તેની આસપાસનો પ્રદેશ જયશિખરીએ પોતે જીતી લીધેલો હોવાથી તે તેના કબજામાં રહે એમાં અમારે વાંધો ઉઠાવવા જેવું નથી. તેમજ 'વેદધર્મ રાજમંડળ' તરફથી તેનો પ્રતિનિધિ વ્યાસનારાયણ અને તેની આસપાસનાં તિર્થસ્થળોની વ્યવસ્થા ચલાવે એ પણ વાસ્તાવક છે. એમાં અમને તો લાભજ છે, કેમકે વિનાશ્રમે આ તિર્થસ્થળોની આવકનો અમુક ભાગ અમને મળી શકે છે."

"પરંતુ એથી કાયમને માટે જયશિખરીનું આપના પર વર્ચસ્વ રહે છે એ વાત આપ ભૂલી જાઓ છો. વળી એમ માનો કે બેચાર વર્ષો વિતી ગયા બાદ એ તિર્થસ્થળોની આવકનો તમામ ભાગ બીજા કોઇને નહિ આપતાં તે પોતેજ હોઇઆં કરી જાય તો આપ શું કરશો? તેમજ ખેટકપુર અને તેની આસપાસના પ્રદેશ ઉપર આપ સર્વનો અધિકાર ન રહેતાં એકલો જયશિખરીનો જ રહે એ આપના પોતાના લાભને હાની કરનારૂં નથી લાગતું?" સામંતે ચંદ્રસેનના મનમાં ઇર્ષ્યાનો અગ્નિ પ્રજ્જ્વલિત કરવા માંડયો.

જ્યારથી રૂપસુંદરી સાથે પોતાનું લગ્ન કરવાની ધારણા બર ન આવી અને તેનું લગ્ન જયશિખરી સાથે થયું ત્યારથી જ ચંદ્ર-

સેનના મનમાં જયશિખરી પ્રત્યે સાધારણ દ્વેષ પ્રકટયો હતો; અને તેમાંયે હમણાં હમણાં જયશિખરીએ ચલાવેલા વર્તનથી, વીરધ્વજને કરેલા પદવિદાનથી તથા એવાં જ બીજાં કારણોથી પણ ચંદ્રસેનનું મન કલુષિત થયું હતું. આ ધર્મયુદ્ધમાં જયશિખરીએ લીધેલી આગેવાનીથી બધા રાજાઓએ તેને 'વેદધર્મ રાજમંડળ'ના આગેવાન તરીકે સ્વીકાર્યો હતો, પરંતુ તેની સત્તા પોતાના કરતાં વધી જવા પામે એ ચંદ્રસેનને પસંદ નહતું. તેને ભય લાગ્યો કે જો જયશિખરીની સત્તાનો વિસ્તાર વધે તો કદાચ એ તેને (ચંદ્રસેનને) પોતાનો ખંડીઓ રાજા બનાવી દે. તેનો એ ભય ખોટો પણ નહતો. જયશિખરીએ શ્રીનગર, ઈડર, વર્ધમાનપુરી, કુંતલપુર આદિના રાજ્યકર્ત્તાઓને પોતાની સત્તા નીચે આણ્યા હતા. એ બધી બાબતનો વિચાર કરીને ચંદ્રસેન બોલ્યોઃ "પરંતુ એ કેવી રીતે બની શકે? બૌધ સમ્રાટની શરતો એવા પ્રકારની છે કે તે અમારા મંડળના કોઇ પણ રાજાને અનુકુળ લાગ્યા સિવાય રહેશે નહિ. તો પછી હું એકલો તેની સામે મારો અભિપ્રાય વ્યક્ત કરૂં એથી કાંઇ ફળ નિષ્પન્ન થઇ શકે નહિ."

"એ વિષયમાં હું આપને શું કહી શકું?" સામંત બોલ્યોઃ "રાજમંડળ પાસે એ શરતોનો નિષેધ કરાવવાનો માર્ગ આપ જ શોધી કાઢો."

"વારૂ, માનો કે એ શરતોનો અમે નિષેધ કર્યો. પછી તો અમારે તમારી સાથે યુદ્ધ કરવાનું જ રહ્યું, અને બૌધ સમ્રાટ પાસે અમારા કરતાં મોટું લશ્કર હોવાથી અમારે પરાજીત થઇને પાછા ફરવું પડે! એનો અર્થ તો એટલોજ કે ભાવિજયની કલ્પના કરીને જે લાભ અત્યારે મળી શકે તેમ છે તે પણ ગુમાવવો!" ચંદ્રસેન હાસ્ય કરતો બોલ્યો.

"ના, મહારાજ ! એમ નથી." સામંતે હવે મુખ્ય મુદ્દા પર આવતાં કહ્યું: "અલબત યુદ્ધના પરિણામે આપના રાજમંડળનો તો પરાજય થશેજ; પરંતુ એથી આપને તો લાભજ છે."

"અમારા પક્ષના પરાજયમાં મને લાભ થાય !" ચંદ્રસેને આશ્ચર્ય વ્યક્ત કર્યું."

"થવોજ જોઇએ ! નહિ તો એવું જોખમ ખેડવાને આપ શા માટે તૈયાર થાઓ."

"પરંતુ કેવી રીતે અને શા પ્રકારનો લાભ થાય ?" ચંદ્રસેને ખુલાસો માગ્યો.

સામંત વેધક દૃષ્ટિએ ચંદ્રસેન સામે જોતો બોલ્યો: "જય-શિખરીની રાણી રૂપસુંદરી આપના કબજામાં આવે, સૌરાષ્ટ્રની સાથે ગુર્જરરાષ્ટ્રના પણ આપ અધીશ થાઓ અને બૌધ સમ્રાટ સુધન્વા તથા મહારાજ સુરસેનજી જેવા રાજકર્તાઓની સાથે આપનું સખ્ય બંધાય, એવી આપની ઇચ્છા છે ?"

બૌધ સમ્રાટ કે સુરસેનની મૈત્રીની ચંદ્રસેનને વિશેષ દરકાર ન હતી, પરંતુ પથમની બે બાબતોએ તેની વિષયલોલુપતા અને મહત્ત્વાકાંક્ષાની માત્રાને વધારી દીધી. તે બોલ્યો: "જો એ પ્રમાણે બની શકતું હોય તો તમે જે કહો તે મારે કબૂલ છે. પરંતુ યાદ રાખજો, માત્ર મોઢાની વાતો ઉપર વિશ્વાસ રાખે એવો ચંદ્રસેન મૂર્ખ નથી. વળી એમ પણ ખરૂં કે મને આ લાભ અપાવવામાં તમારા સ્વામીનો પણ કાંઇક સ્વાર્થ હોવો જોઇએ. પોતાના સ્વાર્થ સિવાય કોઇ પણ મનુષ્ય કાંઇ પણ કાર્ય કરતો નથી, એવો મારો સિદ્ધાંત છે. તમે મારી સાથે બાજી ખેલો છો એવી આશંકા મને ઉપસ્થિત

થશે તો હું વિના વિલંબે તમારો ધટસ્ફોટ કરી દઇશ અને તેનું પરિણામ એ આવશે કે તમે પોતે તો પછી આ છાવણીમાંથી બહાર નિકળવા પામશો નહિ જ!"

"એ પણ કાંઇ મારા ખ્યાલ બહાર નથી." સામંતસિંહે સ્મિત કરતાં કહ્યું: "આ પત્ર મહારાજ સુરસેનજીએ આપને આપવાનું મને કહ્યું છે. એ આપ વાંચી જોશો એટલે એમની આપના પ્રત્યેની શુભ નિષ્ટાની ખાત્રી થશે." એક બીજો પત્ર ચંદ્રસેનને તેણે આપ્યો.

ચંદ્રસેને પુનઃ દીવાના અજવાળે એ પત્ર વાંચી જોયો. તેમાં નીચે મુજબ લખેલું હતું:—

"સૌરાષ્ટ્રાધિપતિ ચંદ્રસેનજી યોગ્ય;

"ગમે તે કારણથી બૌધ સમ્રાટ મહારાજા સુધન્વાનું મન ફરી ગયું હોય એમ જણાય છે; અને જો તેમના યત્નથી બન્ને પક્ષો વચ્ચે સુલેહ થાય તો તેનું પરિણામ શું આવશે તે આપે સુલેહની શરતો પરથી જોઇ લીધું હશે. વેદધર્મ રાજમંડળમાં જયશિખરી કરતાં આપ કોઇ પણ રીતે ઉતરતા નથી તે હું જાણું છું. એટલું જ નહિ પણ એક વખતે જયશિખરીના વડવાઓ દેવપટ્ટણમાં રાજ્ય કરતા હતા ત્યારે તેઓ આપના રાજ્યને ખંડણી ભરતા હતા. શું ભવિષ્યમાં આપ તેના ખંડીઆ રાજા થવાનું પસંદ કરશો ખરા ? હું જાણું છું કે ચૂડાસમાના રાજકુળનો વીરમણિ પોતાને પરતંત્રતાના ડાઘથી ઝાંખપ આવવા દેવાનું કદી પણ પસંદ કરશે નહિ. તેને માટે માત્ર એક જ માર્ગ છે, અને તે એ કે આપનું રાજમંડળ બૌધ સમ્રાટ સાથે સલાહ કરવાનું કબૂલ ન કરે એવો યત્ન આપે કરવો. તેમ થતાં પુનઃ યુદ્ધનો પ્રારંભ થશે અને

તે વખતે શું કરવું તે મારા સંપૂર્ણ વિશ્વાસને પાત્ર સરદાર સામંતસિંહ કનેથી આપ જાણી શકશો. એ પ્રમાણે કરવાથી આપનો અને મારો ઉભયનો લાભ સિદ્ધ થઇ શકે તેમ છે. કેવી રીતે તે સામંતસિંહ સમજાવશે.

લી.

"ભૃગુકચ્છાધીશ સુરસેનનું સ્નેહવંદન સ્વીકારશો."

એ પત્ર ચંદ્રસેન વાંચી રહ્યો એટલે સામત બોલ્યો: "કેમ મહારાજ! હું આપની સાથે દગો રમતો નથી એ વિષયમાં હવે તો આપની ખાત્રી થાય છે કે નહિ?"

એક વખત પત્ર સામે દૃષ્ટિ કરીને પુનઃ સામંત સામે જોતો ચંદ્રસેન બોલ્યો: "હા, તમારા મહારાજે પોતાના આ હસ્તાક્ષર મારા કબજામાં સોંપીને મારા પ્રત્યે પોતાનો વિશ્વાસ દર્શાવ્યો છે. તે સાથે જો આ પત્ર હું જાહેરમાં પ્રકટ કરૂં તો બૌધ સમ્રાટ સાથે પણ તેમને વિરોધ થવાનો સંભવ છે. એથી હવે તમારા ઉપર વિશ્વાસ મૂકવામાં મને લેશ પણ વાંધો નથી. માટે તમારે મને જે કહેવાનું હોય તે જણાવો. હું મારાથી બનતો પ્રયત્ન કરીને તમારા મહારાજાની ઇચ્છાને તૃપ્ત કરીશ.

"આપના એટલા શબ્દો જ અમારા મહારાજાને સંતોષ આપવાને માટે પૂરતા છે." ચાણાક્ષ બુદ્ધિનો સામંત બોલ્યો: "પ્રથમ આપ સુલેહમાં વિઘ્ન નાખવાનો યત્ન કરો. એ યત્નમાં સફળતા મળશે તો પછી યુદ્ધકાળે શું કરવું તે હું આપને જણાવીશ, જો આપનો યત્ન ફળિભૂત ન થાય તો ભવિષ્યને માટેની યોજનાનો કાંઈ અર્થ જ રહેતો નથી. એટલે તે યોજનાનો અત્યારે સ્ફોટ કરવાની આવશ્યકતા નથી."

ચંદ્રસેનને પણ સામંતનું આ કથન યોગ્ય લાગ્યું. તેણે સુરસેનના પત્રને પોતાના હાથમાં મજબૂત પકડી રાખતાં કહ્યું: "મને પણ એ વિષયમાં કશી ઉતાવળ નથી. પરંતુ પુનઃ મારી તમને એટલી સૂચના છે કે આ સર્વ તમે કેવળ તમારા એકલાના સ્વાર્થને ખાતર કરેલું છે એવો મને અનુભવ થશે તો પછી તેનું પરિણામ તમારે માટે તેમજ તમારા મહારાજાને માટે વિપરિત આવશે."

"એ વિષયમાં આપ નિશ્ચિંત રહો." સામંત બોલ્યો: આ કાર્ય પરિણામમાં આપને જણાશે કે એમાં અમારા કરતાં આપનો જ લાભ વધુ સમાયેલો છે." એમ કહીને તે પલંગ પરથી ઊભો થઇને બોલ્યો: "આટલી અપરાત્રીએ મેં આપની શાંત નિદ્રામાં ખલેલ પહોંચાડી તે માટે હું આપની ક્ષમા માગું છું અને હવે હું રજા લઉં છું. જે રસ્તે થઇને મેં આપના શિબિરમાં પ્રવેશ કર્યો હતો તેજ રસ્તે થઇને પાછું બહાર નિકળવું એ મને યોગ્ય લાગતું નથી. અનુભવી મનુષ્યોનું કથન છે કે કોઇ પણ કાર્યમાં એકની એક યુક્તિ પુનઃ આદરવાથી જોખમ આવવાનો સંભવ છે."

"એ કથન યોગ્ય છે." ચંદ્રસેન બોલ્યો: "બહાર જે માણસ અત્યારે પહેરા પર છે તે મારો સંપૂર્ણ વિશ્વાસુ છે; એટલે મુખ્ય દ્વારમાંથી બહાર નિકળવામાં પણ કોઇ જાતનો ભય નથી."

ચંદ્રસેને પડદો બાજુએ કરીને જોયું તો મોહનદેવ પહેરા ઉપર હતો. ચંદ્રસેન અને સામંત બહાર નિકળ્યા. બહાર નિકળતી વેળાએ સામંતે પોતાનું મુખ છૂપાવી દીધું હતું. પોતાના સ્વામીની સાથે કોઇ વિચિત્ર આકૃતિને જોઇને હનદેવ ચમકયો. તે તો એમ માનતો હતો કે શિબિરમાં ચંદ્રસેન એકલોજ છે. પરંતુ એ વિષયમાં વધુ ઉંડા ઉતરવાનું તેને લાગ્યું નહિ, ચંદ્રસેન થોડેક દૂર

સુધી સામંત સાથે જઇને પાછો ફર્યો અને શિબિરમાં આવી પલંગ ઉપર પડયો. તેને તુરત નિદ્રા આવી ગઈ અને પોતે રૂપસુંદરીના અંકમાં મસ્તક રાખીને સૂતો છે તથા રૂપસુંદરીનો વામ હસ્ત પોતાના કપોલપ્રદેશને સ્પર્શ કરીને મનમાં એક પ્રકારની અદ્દભુત ઝણઝણાટી ઉપજાવે છે, એવા પ્રકારના રમણીય સ્વપ્નને અનુભવવા લાગ્યો.

પરંતુ આ બધો વખત પેલી પલંગ નીચે છૂપાઇ રહેલી આકૃતિ શું ત્યાં જ હતી? નહિ, તે તો જ્યારે ચંદ્રસેન અને સામંત શિબિરની બહાર નિકળ્યા ત્યારે જ હવે પોતાને કાંઇ વિશેષ જાણવાનું મળે તેમ નથી, એમ તેને લાગવાથી ત્યાંથી પલાયન કરી ગઇ હતી. તે આકૃતિ કોણ હતી.? વાચકો એ વિષયમાં પોતાની જિજ્ઞાસા તૃપ્ત કરવાને અત્યંત આતુર હોય એ સ્વાભાવિક છે, પરંતુ એ વિષયનું કાંઇ પણ સ્પષ્ટિકરણ અત્ર કરવા કરતાં વાચકોને જ એ આકૃતિના સત્ય સ્વરૂપના સંબંધમાં કલ્પના કરવાનું સૂચવવું એ વિશેષ યોગ્ય લાગે છે. એથી બીજું કાંઇ નહિ તો પણ વાચકો પોતાની કલ્પનાશક્તિને ખોરાક તો પૂરો પાડી શકશે જ.

---

## પ્રકરણ ૨૬ મું.

---

### સુલેહની શરતો.

છેલ્લાં બે પ્રકરણોમાં જે પ્રસંગનું વર્ણન આપવામાં આવ્યું છે તેના બીજે દિવસે પ્રાતઃકાળે વીરભદ્ર સામંતને તેના શિબિરમાં મળ્યો. સામંતને રાત્રીનો ઉજાગરો હોવા છતાંયે

તે સ્હવારે વ્હેલો ઉઠયો હતો અને જે વખતે વીરભદ્ર તેને મળવાને આવ્યો એ વખતે તે શૌચ સ્નાનાદિ નૈમિત્તિક કર્મોથી પરવારીને બેઠો હતો.

વીરભદ્રે શિબિરમાં દાખલ થઇને તેને પ્રશ્ન કર્યોઃ "કેમ સામંતસિંહજી! વ્યવસ્થા તો બધી બરાબર હતી ને? રાત્રે શાંતિથી નિદ્રા આવી હતી ને?"

પોતાને થયેલા આ પ્રશ્નથી સામંતસિંહ કાંઈક ચમકયો. તેના મનમાં શંકા ઉદ્ભવી કે 'ગઇ રાત્રીની મારી હિલચાલ આના જાણવામાં તો નહિ આવી હોય!' તેણે એક પળ માત્ર વીરભદ્રની સામે જોયું. પરંતુ તે તદ્દન શાંત જ હતો. સામંતસિંહ સમજી શકયો કે આ પ્રશ્ન કરવામાં વીરભદ્રનો કોઇ પણ વિશિષ્ટ પ્રકારનો હેતુ નહતો. માત્ર શિષ્ટાચારને અનુસરીને સ્વાભાવિક રીતે જ તેણે એ પ્રશ્ન કરેલો હોવો જોઇએ. એ વિચારથી તેનું મન પૂર્વવત્ શાંત બન્યું અને તે બોલ્યોઃ "આપના સત્કારમાં શી ખામી હોય? વ્યવસ્થા સર્વોત્તમ હતી અને પ્રવાસના શ્રમને લીધે તેમજ ઠંડી હવાને લીધે હું બિછાનામાં પડયો કે તુરત મને ઉંઘ આવી ગઇ હતી. આપે મારો જે સત્કાર કર્યો છે તે માટે બેશક મારે આપનો આભાર માનવો જોઇએ."

"આભાર માનવાની જરૂર પડે એવું મેં કાંઇ પણ કર્યું હોય એમ મને લાગતું નથી." વીરભદ્ર સરલતા પૂર્વક બોલ્યોઃ "તમે બૌદ્ધ સમ્રાટ તરફથી આવેલા દૂત હોઇને તમારો યથોચિત સત્કાર કરવો એ અમારૂં કર્તવ્ય છે, અસ્તુ. ગત રાત્રીએ મેં આપના આ-ગમનના સમાચાર અમારા મહારાજાને જણાવ્યા હતા અને તેમની

આજ્ઞાથી અત્યારે આપની તેમની સાથે મુલાકાત કરાવવાના હેતુથી હું અહીં આવ્યો છું."

"હું તે માટે તૈયાર જ છું." સામંતસિંહે પોતાની તત્પરતા દર્શાવી.

"ચાલો ત્યારે !" વીરભદ્રે કહ્યું અને બન્ને જણા ઉઠયા.

તેઓ બન્ને જયશિખરીના શિબિર તરફ જવા લાગ્યા. સામંતના શિબિરથી જયશિખરીનો શિબિર નજીક હતો, એટલે ત્યાં પહોંચતાં તેમને વિશેષ સમય લાગ્યો નહિ. જયશિખરી અત્યારે શિબિરમાં એકલો જ હતો, તેનો વિચાર પ્રથમ એકાંતમાં બૌદ્ધ સમ્રાટના દૂતની મુલાકાત લેઇને, તેની પાસેથી સુલેહની શરતો વાળો પત્ર મેળવી, તે પત્ર પછીથી રાજમંડળ સમક્ષ રજુ કરવાનો હતો.

સામંત વીરભદ્રની સાથે શિબિરમાં દાખલ થયો. જયશિખરીએ તેની સામે દ્રષ્ટિ કરી. તે મસ્તક નમાવી એક બાજુએ ઊભો રહ્યો. જયશિખરી એક મંચક ઉપર બેઠો હતો, જમીન પર ગાલીચો બિછાવેલો હતો. જયશિખરીએ સંજ્ઞા કરતાં વીરભદ્ર અને સામંત તે ગાલીચાપર બેઠા.

જયશિખરી બોલ્યોઃ "વીરભદ્રે મને જણાવ્યું છે કે તમે કાન્યકુબ્જાધીશ તરફથી આવેલા છો."

"હા, મહારાજ!" સામંતસિંહ બોલ્યોઃ "નિષ્પ્રયોજન મનુષ્યવધ થતો અટકાવવાની બૌદ્ધ સમ્રાટની ઇચ્છા હોવાથી તેમણે એક પત્ર આપને આપવાનો મને આપની પાસે મોકલ્યો છે.'

"વારૂ, એ પત્ર ક્યાં છે ?" જયશિખરીએ પ્રશ્ન કર્યો.

"આ રહ્યો એ પત્ર." એમ કહીને જે પત્ર સામંતે આગલી રાત્રીએ ચંદ્રસેનને વાંચવાને માટે આપ્યો હતો તે જયશિખરીને આપ્યો. જયશિખરીએ તે પત્ર વાંચીને વીરભદ્રને આપ્યો. વીરભદ્રે પણ અંદરની હકીકતથી વાકેફ થઇને પુનઃ બંધ કરીને તે પત્રને પોતાના હાથમાં ઝાલી રાખ્યો.

વાચકો તે પત્રમાં શી હકીકત છે એ જાણવાને આતુર હોય એ સ્વાભાવિક છે, તેમની એ આતુરતા તૃપ્ત કરવામાં અત્યારે અમને પણ કોઈ જાતનો પ્રત્યવાય જણાતો નથી.

"શ્રી વેદધર્મ રાજમંડળના અધ્યક્ષ પંચાસરપતિ ચાપોત્કટ કુલાવતંસ મહારાજ શ્રી જયશિખરી યોગ્યઃ—

"પ્રતિ બુદ્ધ ભગવાનના ચરણોપાસક, અહિંસા ધર્મના પ્રવર્ત્તક, બૌદ્ધ સમ્રાટ કાન્યકુબ્જાધિપતિ સુધન્વાના યથાયોગ્ય.

"અપરંચ, ધર્મકારણાર્થ જે યુદ્ધ આપણા પક્ષો વચ્ચે પ્રયોજાયેલું છે, તેનાથી નિરર્થક મનુષ્યવધ થયા સિવાય કોઇ પણ પક્ષને બીજું કાંઇ પણ ફળ નિષ્પન્ન થઇ શકે એવું મને ભાસતું નથી. તેમ જ ધર્મકારણાર્થ પ્રતિપક્ષીનો ધ્વંસ કરવો એ અધર્મ્ય કાર્યથી ધર્મનું સંરક્ષણ કરવા જેવો યત્ન છે એવો મારો અભિપ્રાય છે. '**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः**' એ ભગવાન કૃષ્ણચંદ્રનો સિદ્ધાંત જેમ તમોને માન્ય છે તેમ મને પણ સ્વીકાર્ય છે. તેમ શસ્ત્રની ભીતિથી વિસ્તારેલો કિંવા સંરક્ષેલો સંપ્રદાય કદીપણ ચીરકાળ પર્યંત ટકી શકતો નથી એમ બુદ્ધિ પૂવક વિચાર કરતાં જણાઇ આવે છે. આ બધાં કારણોને લઇને હું નીચેની શરતો રજુ કરવા ઇચ્છું છું. હું ધારૂં છું કે એ શરતો આપને વાજબી અને સ્વીકારણીય જણાયા

સિવાય રહેશે નહિ. એ શરતો આપ આપના 'વેદધર્મ રાજમંડળ' સમક્ષ રજુ કરીને તે મંડળનો અભિપ્રાય આ પત્ર લેઇને આવનાર દૂત સાથે મને જણાવશો. જો આપના તરફથી મારા વિચારને અનુકુળ પ્રતિઉત્તર મળશે તો તદનુસાર વ્યવસ્થા કરીને હું એક અઠવાડિયામાં અહીંથી છાવણી ઉઠાવીને ચાલતો થઇ જઇશ. મારી ખાત્રી છે કે આપને મારો ઉદ્દેશ વાજબી અને દિર્ઘદર્શિતાયુક્ત લાગ્યા સિવાય રહેશે નહિ. તથાપિ યદાકદાચિત્ આપને કિંવા આપના રાજમંડળને નીચેની શરતો અનુકુળ ન જણાય અને આપ ધર્મયુદ્ધ ચાલુ રાખવાના નિશ્ચય ઉપર આવો તો પછી મારે ન છૂટકે આપની સાથે યુદ્ધ કરવું પડશે; અને તેના પરિણામ માટે હું દોષપાત્ર લેખાઇશ નહિ.

"આ શરતો મેં પુખ્ત વિચાર કરીને બન્ને પક્ષોનો લાભ જળવાય તેવી રીતે નક્કી કરેલી હોવાથી તેમાં કોઇ પણ પ્રકારનો ફેરફાર કરવાની મને આવશ્યકતા લાગતી નથીઃ—

"(૧) વ્યાસનારાયણ અને નર્મદા નદીની આસપાસનાં લાટ પ્રદેશમાં તિર્થસ્થળો ઉપર વેદધર્મ રાજમંડળની હકુમત રહે, અને તેની સર્વ વ્યવસ્થા વેદધર્મ રાજમંડળે પોતાના તરફથી નિમેલો એક પ્રતિનિધી ચલાવે. માત્ર એ તિર્થસ્થળોની ઉપજનો દશમો ભાગ વેદધર્મ રાજમંડળે ભૃગુકચ્છના રાજાને આપવો.

"(૨) વેદધર્મ રાજમંડળે કબજે કરેલ ભૃગુકચ્છ તથા લાટપ્રદેશનાં બીજાં સ્થળો સુરસેનજીને પાછાં સુપ્રત કરી દેવાં.

"(૩) આ. વેદધર્મી તથા બૌદ્ધમતાનુયાયી રાજા મહારાજાઓ જે સાંપ્રત ધર્મયુદ્ધમાં સામસામા પક્ષોમાં જોડાયેલા છે તેમણે પોતા-

ના રાજ્યમાં કોઇ પોતાના સંપ્રદાયથી વિરૂદ્ધ મતનો અનુયાયી હોય તેને ધર્મદ્વેષને કારણે કોઇ પણ પ્રકારે હેરાન કરવો નહિ કે ત્રાસ થવા દેવો નહિ. દરેકને પોતપોતાના સંપ્રદાયના સિદ્ધાંત અને રીવાજને અનુસરીને વર્ત્તવાની સંપૂર્ણ છૂટ આપવી.

"ब. તદનુસાર ઉક્ત રાજકર્ત્તાઓએ પોતાની હદમાં પોતાના ધર્મથી વિરૂદ્ધ સંપ્રદાયનાં દેવસ્થાનો કે તિર્થસ્થાનો હોય તેને પણ કોઇ પણ પ્રકારની ઇજા પહોંચાડવી નહિ કે પહોંચાડવા દેવી નહિ. તેમજ એવું એક પણ કાર્ય કરવું કે થવા દેવું નહિ કે જેને પરિણામે કોઇ પણ મનુષ્યની ધાર્મિક લાગણી દુભાવાનો પ્રસંગ ઉપસ્થિત થાય.

(૪) સાંપ્રત ધર્મયુદ્ધમાં થયેલું ખર્ચ અને નુકસાન દરેક પક્ષે પોતે ભોગવી લેવું.

(૫) ખેટકપુર અને તેની આસપાસના પ્રદેશ ઉપર પંચાસર-પતિ જયશિખરીએ આ ધર્મયુદ્ધની પહેલાં કબજે મેળવેલો હોવાથી તે પ્રદેશ ઉપરની તેમની હકુમત ભૃગુકચ્છાધીશે મંજુર રાખવી.

"(૬) સૌરાષ્ટ્ર, કાઠિયાવાડ, કાન્યકુબ્જ, ગુર્જરરાષ્ટ્ર, લાટ અને સિંધુપ્રદેશ, એમાંના કોઇ દેશ ઉપર કોઇ પણ અન્ય દેશનો રાજકર્ત્તા ચડી આવે તો ઉક્ત પ્રદેશોના રાજકર્ત્તાઓએ પરસ્પર સહાય કરવી.

"(૭). ઉપરની શરતો કિંવા શરતનો કોઇ પણ રાજકર્ત્તા તર-ફથી ભંગ કરવામાં આવે કિંવા અંદર અંદર એક બીજા રાજાઓ વચ્ચે કલહ ઉપસ્થિત થાય તો આ શરતને માન્ય રાખનાર તમામ રાજ-કર્ત્તાઓના પ્રતિનિધીમંડળે એ વિષયમાં તપાસ કરીને તેનો નિવેડો આણવો અને તે સર્વેએ કબુલ રાખવો. ઇતિ સહી. મુકામ નંદીદુર્ગ. મીતિ કાર્તિક સુદી ત્રીજ."

વીરભદ્રે આ પત્ર વાંચીને સુધન્વાની સહૃદયતા અને ઉદારતાની મનમાં ને મનમાં પ્રશંસા કરી. આ શરતો વેદધર્મ રાજમંડળના કોઇપણ રાજાને પસંદ પડયા સિવાય રહે તેવી નથી એવી વેણે કલ્પના કરી.. જયશિખરીનું માનવું પણ એવું જ હતું. જો કે નિ:યુદ્ધ આવો લાભ પ્રાપ્ત કરવામાં પોતાના શૌર્યની મહત્તા ઘટે છે એમ તે માનતો હતો, તથાપિ પત્રની ઇબારત ઉપરથી તેને સ્વાભાવિક રીતે જ સુધન્વાના શુભ ઉદ્દેશ માટે સદ્‌ભાવ ઉત્પન્ન થયો હતો અને જો રાજમંડળ આ શરતોનો સ્વીકાર કરવાનું વ્યાજબી ધારે તો પોતે એ વિષયમાં વિરોધ દર્શાવવો નહિ, એવો તેણે મનમાં ને મનમાં સંકલ્પ કર્યો. તે સામંતની સામે તિક્ષ્ણ દૃષ્ટિ કરતો બોલ્યોઃ " સામંતસિંહ ! આ પત્ર હું અમારા રાજમંડળ સન્મુખ રજુ કરીશ અને મંડળનો અભિપ્રાય આજ સ્હાંજ સુધીમાં તમને જણાવીશ. એટલે આવતી કાલે તમે અહીંથી વિદાય થઇ શકશો. પરંતુ આ શરતો તમારા મહારાજા સુરસેનજીની કલ્પનાશક્તિનું પરિણામ તો નથી ને ? "

સામંતસિંહ જયશિખરીના છેલ્લા કટાક્ષનો આશય તુરતજ સમજી ગયો. સૂરસેને અગાઉ જયશિખરીને બીજા દિવસ સુધી યુદ્ધ મુલતવી રાખવાનું જણાવેલું હોવા છતાં રાત્રીએ એકાએક છાપો માર્યો હતો એ વાત સામંતને યાદ આવી અને એ કારણથી જયશિખરીએ ઉક્ત કટાક્ષ કરેલો છે એમ પણ તે સમજ્યો. તે બોલ્યોઃ "સૂરસેનજી પણ આપણા પક્ષો વચ્ચે સુલેહ થાય અને તે કાયમને માટે ટકી રહે એવી ઇચ્છા ધરાવે છે. પરંતુ આ પત્ર તો ખાસ બૌદ્ધ સમ્રાટે પોતાની ઇચ્છાથીજ લખેલો છે. "

" તો તો ઠીક. નહિ તો આ પત્રમાં દર્શાવેલી હકીકતપર કેટલો

આધાર રાખવો એ સમજી શકાય તેવું છે.' જયશિખરી હસતો હ-
સતો બોલ્યોઃ " વારૂ, હવે તમે જાઓ અમારા તરફનો પ્રતિઉત્તર
વીરભદ્ર તમને આપશે. "

" પરંતુ હું ધારૂં છું કે બૌદ્ધ સમ્રાટના ઉદ્દેશને અનુકુળ
પ્રતિઉત્તર મળશે?" સામંતસિંહે જવાને માટે તૈયારી કરતાં જયશિ-
ખરીનું અંતર જાણવાના હેતુથી પ્રશ્ન કર્યો.

" એ વિષયમાં અત્યારે તો હું કાંઈ પણ નિશ્ચય પૂર્વક શી
રીતે કહી શકું ? " જયશિખરીએ પોતાના અંતરનો ભાવ પ્રદર્શિત
થવા ન પામે એ હેતુથી શાંતપણે ગાંભિર્ય પૂર્વક કહ્યુંઃ " પરંતુ
એટલું હું કહીશ કે બૌદ્ધ સમ્રાટની શુભ નિષ્ઠાને સત્ય સ્વરૂપમાં રા-
જમંડળ સમક્ષ મૂકવાનો હું મારાથી બનતો યત્ન કરીશ. "

" મને આશા છે કે આપના એ યત્નને સારૂંજ ફળ આવશે."
એમ કહી સામંતસિંહ નમન કરીને ચાલ્યો ગયો.

જયશિખરીએ મધ્યાન્હ પછી રાજમંડળની સભા બોલાવવાની
વીરભદ્રને સૂચના કરી અને પોતે પણ એ શિબિરમાંથી નિકળી રૂપ-
સુંદરીના શિબિર ભણી ગયો અને વીરભદ્ર રાજસભા બોલાવવાની
વ્યવસ્થા કરવાના કાર્યમાં ઉદ્યુક્ત થયો.



# પ્રકરણ ૨૭ મું.

## ચોકડી.

જે વખતે ગત પ્રકરણમાં વર્ણવેલો બનાવ બનતો હતો તે વખતે બીજી બાજુએ એક જુદોજ પ્રકાર ચાલતો હતો. ચંદ્રસેનને સામંતે આગલી રાત્રીએ આપેલી આશાથી તેનું મન તનમનાટ કરી રહ્યું હતું. 'ક્યારે હું રૂપસુંદરીને પુનઃ પ્રાપ્ત કરૂં !' એજ તાલાવેલી તેને લાગી હતી. જો બૌદ્ધ સમ્રાટની સુલેહની શરતોનો ઈન્કાર કરવામાં આવે તો જ પોતાની આશા ફળિભૂત થઇ શકે એવી તેની ખાત્રી થઇ હતી. પરંતુ સુલેહની શરતોનો ઇન્કાર કરાવવાનું કાર્ય કંઈ સહેલું ન હતું. એવો મૂર્ખ કોણ હોય કે શત્રુ ચાહીચલાવીને સુલેહનું કહેણ મોકલે, તથા તેમાંયે પોતાને મનગમતી શરતો રજુ કરે તો પણ તેનો સ્વીકાર ન કરે ? એ વિચાર ચંદ્રસેનને પણ આવ્યો ન હતો એમ નહિ. તે સ્હવારનો ઉઠયો ત્યારનો એ જ વિચાર તેને થયા કરતો હતો. તે પોતાના શિબિરમાં એકલો બેઠો બેઠો એ બાબતના સંબંધમાં શું કરવું તે સંબંધી કલ્પના કર્યા કરતો હતો. આપણે તેના અંતરમાં ઉતરીએ અને તે શી ગડભાંજ કરે છે તે જોઇએ.

"સાંમતસિંહે રાત્રીએ જે જે વાત મને કરેલી છે તેમાં મારી સાથે છેતરપિંડી ચલાવવાનો તેનો કિંવા તેના સ્વામીનો ઇરાદો નથી એ તો સ્પષ્ટ જણાઇ આવે છે." ચંદ્રસેન મનોગત બોલ્યો: "જો એમ હોત તો સૂરસેન પોતાના હસ્તાક્ષરનો પત્ર મારાપર મોકલત નહિ

પરંતુ તે ધારે છે તેમ બની શકે ખરૂં ? જો રૂપસુંદરી મારા હાથમાં આવી ન શકે તો તો પછી આ બધો શ્રમ અફળ જ ગયો ગણાય. પરંતુ વિમળદેવીને માટે સૂરસેન અત્યંત ઉત્કંઠિત હોવાથી મારો હેતુ સિદ્ધ થવામાં વિશેષ મુશ્કેલી જણાતી નથી. એ બધું તો ઠીક, પરંતુ બૌદ્ધ સમ્રાટના પત્રને તિરસ્કારી કાઢનારો ઠરાવ રાજમંડળ પાસે શી રીતે કરાવવો ? સહુથી મહત્ત્વનો અને અગત્યનો મુદ્દો ત્યાંજ રહેલો છે. વીરધ્વજ તો એ બાબતમાં નકામો. તે જયશિખરીના સંસરાનો પ્રતિનિધી હોવાથી જયશિખરીના મતને અનુકુળ હોય તેવો જ અભિપ્રાય આપે. શ્રીનગરનો જેડવો રામદેવ કાંઇક ઠીક. પરંતુ તેના પર વિશ્વાસ રાખી શકાય નહિ. કેમકે તેનું વલણ વીરધ્વજ પ્રત્યે વિશેષ જણાય છે. તે કદાચ વીરધ્વજને ભેદ જણાવી દે તો પ્રથમગ્રાસે જ મક્ષિકાપાત જેવું થાય. કચ્છાધિપતિ, ઇડરનો ગુહાદિત્ય અને કુંતલપુરનો વિક્રમાજીત એ ત્રણ જણાને હાથમાં લીધા હોય તો વિના મુશ્કેલીએ મારો હેતુ બર આવી શકે. કચ્છાધિપતિ મદ્યના શોખીન છે. એટલે તેમને મારે ત્યાં બોલાવી મદ્યપાનમાં ચકચૂર બનાવીને આ કટમાં ભેળવવા. વળી સાથે કાંઇક લાલચ પણ આપીશું, એટલે તે આપણી હાયે હા કર્યે જશે ! ગુહાદિત્ય અને વિક્રમાજીત તો પ્રથમથી જયશિખરી પ્રત્યે બળી રહેલા હોઇને તેમને આપણા પક્ષમાં ભેળવતાં વાર નહિ લાગે. એ જ વિચાર યોગ્ય છે. આજે રાજમંડળની સભા મળે તે પહેલાં જ આ બધો ઘાટ ઘડી રાખવો કે સભામાં મારી ઇચ્છા મુજબનો ઠરાવ પસાર કરાવતાં મુશ્કેલી નડે નહિ. ”

એ પ્રમાણે વિચાર કરીને ચંદ્રસેને પોતાના માણસને બોલાવી, તેને કચ્છાધિપતિ, ગુહાદિત્ય અને વિક્રમાજીતને બોલાવી લાવવાની

સૂચના કરી. તે માણુસ આજ્ઞા બજાવવાને ગયો. ઘણી વખત કચ્છાધિપતિ વગેરે રાજાઓ ચંદ્રસેનના શિબિરમાં સંગીત શ્રવણુ કરવાને માટે કિંવા આનંદગમતને માટે એકત્ર થતા હોવાથી તેઓ અત્યારે ચંદ્રસેનને ત્યાં એકઠા થાય એથી કોઇને આશ્ચર્ય થાય તેમ નહતું.

થોડી વારે એક પછી એક ગુહાદિત્ય, કચ્છાધિપતિ અને વિક્રમાજીત આવી પહોંચ્યા. પ્રથમ કસુંબો કાઢયા બાદ દ્રાક્ષાસવ અને ખારભંજણું લીધા પછી ચંદ્રસેને વાર્તાલાપનો પ્રારંભ કર્યો, તે બોલ્યો: " મેં એમ સાંભળ્યું છે કે ગઇ કાલે બૌદ્ધ સમ્રાટ તરફથી એક દૂત આવેલો છે. તે શામાટે આવ્યો છે એ આપના જાણવામાં છે ખરૂં ? " આ શબ્દો તેણે ગુહાદિત્યને ઉદ્દેશીને ઉચ્ચાર્યા હતા.

" બૌદ્ધ સમ્રાટનો દૂત ? " ગુહાદિત્યે આશ્ચર્યસહ પ્રશ્ન કર્યો: " મને તો તેના આગમનની પણ અત્યારે જ ખબર પડે છે. તો પછી તે શા કારણુસર આવ્યો હશે એ હું ક્યાંથી જાણું ? "

" હા, તે ગઇ કાલે સ્હાંજે અત્ર આવ્યાનું તો મારા જાણવામાં આવ્યું છે, પરંતુ તેના આગમનનું કારણ હજી અંધકારમાં જ છે. " કચ્છના રાવે જણાવ્યું.

" એટલું બધું શું ગુપ્ત કારણ હશે કે તે ગઇ કાલે આવ્યા છતાં હજી સુધી આપણને અંધારામાં રાખવામાં આવ્યા છે ? " ચંદ્રસેન બોલ્યો: " આપણા રાજમંડળના અધ્યક્ષની ફરજ હતી કે ગઇ કાલે રાત્રીએ જ તે દૂતના આગમનનું કારણ રાજમંડળના સભાસદોને જણાવવું જોઇતું હતું. કદાચ બીજા કોઇને નહિ તો કચ્છાધિપતિને તો એ બાબતથી વાકેફ કરવા જ જોઇતા હતા. " આ છેવટનું વાક્ય ચંદ્રસેને ખાસ હેતુપુરઃસર ઉચ્ચાર્યું હતું. તેનો હેતુ

કચ્છાધિપતિના મનમાં જયશિખરીને માટે દ્વેષ ઉત્પન્ન કરવાનો હતો.

ગુહાદિત્ય તેના કથનને અનુમોદન આપતો બોલ્યોઃ " બરોબર છે! રાજમંડળના અધ્યક્ષનું એ વર્તન આપણું અપમાન કરનારૂં જ લેખાવું જોઇએ."

"અપમાનની તો વાત જ જવા દો! અપમાન તો આપણે સહન કરતાજ આવ્યા છીએ. જ્યારથી વીરધ્વજ જેવા એક સામાન્ય સૈનિકને 'યુદ્ધકળા વિષારદ'ની પદવી આપવામાં આવી ત્યારથી જ આપણું એટલે રાજકર્ત્તાઓનું અપમાન થયેલું છે!" ચંદ્રસેને બળતામાં ઘી હોમ્યું.

" એ વાત તો ખરી!" કસુંબાની લ્હેરથી અને આસવના અતિરેકથી ઝોકાં ખાતો કચ્છનો રાવ અર્ધ મીંચેલ નેત્રો વડે ચંદ્રસેન સામે જોતો બોલ્યોઃ "જ્યારથી જયશિખરીએ ભૃગુકચ્છનો કિલ્લો સર કર્યો ત્યારથી તેના અભિમાનની માત્રા વધી ગઇ છે. તે હવે આપણને બિલકુલ ગણકારતો નથી. જાણે આપણે તો તેના તાબાના નોકર જેવા હોઇએ નહિ, એવું તે આપણી સાથે વર્ત્તન ચલાવે છે!"

" કચ્છાધિપતિનું એ કથન ખોટું નથી," વિક્રમાજીત વચ્ચે પૂરાયોઃ "જયશિખરી એમ જ માને છે કે જો તે નહત તો આ યુદ્ધમાં આપણો વિજય થાત જ નહિ. જો તેને પોતાની શક્તિ ઉપર પૂર્ણ વિશ્વાસ હતો તો પછી આ ધર્મયુદ્ધમાં આપણને ભાગ લેવાને માટે બોલાવવા જ જોઈતા ન હતા; અને જ્યારે તેણે આપણને આમંત્રણ કર્યું તથા ધર્મયુદ્ધની વ્યવસ્થા ચલાવવાને 'વેદધર્મ રાજમંડળ'ની સ્થાપના કરી તો પછી તેણે આપણી સાથે માન અને સલુકાઇથી જ વર્ત્તવું જોઇએ."

ચંદ્રસેને જોયું કે પોતાની સામે બેઠેલા દરેકના મનમાં જયશિખરી પ્રત્યે ઈર્ષ્યાનો અગ્નિ પ્રજ્જવલી રહ્યો છે; એટલે તે બોલ્યો: "પરંતુ બૌધ સમ્રાટનો દૂત આપણી છાવણીમાં આવ્યાની હકીકત તેમજ તેના આગમનનું કારણ આપણાથી ગુપ્ત રાખવામાં જયશિખરીનો હેતુ આપણું અપમાન કરવાનો હોય એમ હું માની શકતો નથી. જયશિખરી અભિમાની છે તેની હું ના પાડતો નથી, પરંતુ તે સાથે તે બુદ્ધિમાન્ અને ચતુર પણ છે, એટલે આપણા જેવા રાજકર્ત્તાઓને અપમાનિત કરી તેમની સાથે વિરોધ કરવાનું પગલું આ પ્રસંગે ભરવાનું તે કદી પણ યોગ્ય ધારે નહિ. મને તો આ વિષયમાં આપણને અંધારામાં રાખવાનું જયશિખરીએ પસંદ કર્યું છે તેમાં તેનો કાંઇ પણ ખાસ ગુપ્ત ઉદ્દેશ હોવો જોઇએ એમ જણાય છે ।"

ચંદ્રસેનના આ શબ્દોની એ ત્રણે શ્રોતાજનો ઉપર કેવી અસર થઇ હશે તેની કલ્પના વાચકોએ પોતે પોતાની મેળે જ કરી લેવી.

---

## પ્રકરણ ૨૮ મું.

### સુલેહ કે યુદ્ધ !

કચ્છનો રાવ ચંદ્રસેનનું કથન શ્રવણ કરીને ભ્રકુટી ચડાવતો ક્રોધમિશ્રિત આશ્ચર્યયુક્ત સ્વરે બોલ્યો: "જયશિખરીનો ગુપ્ત હેતુ ! એટલે શું તે રીતે બૌદ્ધ સમ્રાટ સાથે કાવતરૂં રચે છે ? "

"કાવતરૂં" શબ્દ મારો નથી," ચંદ્રસેન બોલ્યોઃ "આપણી વિરૂદ્ધમાં કાવતરૂં ન પણ હોય ?"

"તો પછી આપણાથી ગુપ્ત રાખવામાં તેનો બીજો શો હેતુ હોવો જોઇએ ?" ગુહાદિત્યે પ્રશ્ન કર્યો.

"એ આપણે ચોક્કસપણે તો કેવી રીતે કહી શકીએ ?" ચંદ્રસેને કહ્યુંઃ "માત્ર કલ્પના કરી શકીએ."

"આપની કલ્પનામાં કાંઈ પણ આવી શકે છે ખરૂં ?" વિક્રમાજીતે પૂછ્યુંઃ

"પરંતુ કોઇ પણ વિષયમાં કલ્પના કરીને તેને આધારે ખેંચાવું તે યોગ્ય ગણાય નહિ." ચંદ્રસેન નિષ્પક્ષપાત વૃત્તિ અને ન્યાયશિલતાનો દેખાવ ધારણ કરીને બોલ્યોઃ "કેટલીક વખત આપણી કલ્પના ખોટી ઠરે છે, અને તેથી એ ખોટી કલ્પનાને આધારે કોઈ પણ મનુષ્યના સંબંધમાં આપણે બાંધી લીધેલું મત તેને અન્યાય આપનારૂં નિવડે છે!" ચંદ્રસેનનો હેતુ આડકતરી રીતે જયશિખરીના વિરૂદ્ધ તેની સામે બેઠેલી ત્રિપુટીને ઉશ્કેરવાનો હતો. તે સાથે સામંત પોતાને મળેલો છે કિંવા સામંતના આગમનનું કારણ પોતાના જાણવામાં આવ્યું છે એ વાતનો તે કોઇને સંશય સરખો પણ આવવા દેવા ઇચ્છતો ન હતો. કેમકે એ જણાઇ આવતાં તેના પોતાના વર્ત્તન માટે જ શંકા ઉપસ્થિત થવાનો સંભવ હતો.

તેના કથનમાં સમાયેલા ન્યાયના તત્ત્વનો આ ત્રણમાંથી કોઇપણ પ્રતિકાર કરી શકયો નહિ. થોડી વાર બધા મૌન રહ્યા. છેવટે કચ્છાધીશ બોલ્યોઃ "પરંતુ આપણે કયાં અમુક પ્રકારની કલ્પનાને આધારે કાંઇ પણ પગલું ભરવું છે ? માત્ર આપણાથી ભેદ રાખવામાં જયશિખરીનો અમુક ઉદ્દેશ હોવો જોઇએ એની કલ્પના આપણને

ચઇ હોય તો આપણે સાવચેત રહી શકીએ અને પ્રસંગ આવતાં તે કલ્પના સાચી ઠરે તો એ વિષયમાં આપણા હિતનો માર્ગ તત્કાળિક રીતે લઇ શકીએ. "

" ખરેખર આપની બુદ્ધિમત્તા અને દિર્ઘદર્શિતા પ્રશંસવા યોગ્ય છે." ચંદ્રસેને કચ્છના રાવને ચડાવ્યો અને તે ત્રણેને ઉદ્દેશીને બોલ્યોઃ " તો પછી મને ઉદ્‌ભવેલી કલ્પના આપ સમક્ષ રજુ કરવામાં હું કોઇ જાતની હરકત જોતો નથી. એ કલ્પના સત્ય છે એમ કહેવાને હું તૈયાર નહિ હોવાથી આપને માત્ર એટલી વિનતિ કરૂં છું કે હું જે કાંઇ આપને જણાવું તે એકદમ સત્ય માની લેશો નહિ, તેમજ બહુ ગુપ્ત રાખશો.–"

" એ વિષયમાં આપ નિશ્ચિંત રહેજો." ગુહાદિત્યે ખાત્રી આપી.

" ત્યારે મારૂં માનવું એવું છે કે જો યુદ્ધ કર્યા સિવાયજ પોતાનો લાભ જળવાઇ શકતો હોય તો તે બાબતમાં યત્ન કરવો એવો જયશિખરીનો ઇરાદો હોવો જોઇએ. બૌદ્ધ સમ્રાટ સુધન્વા પાસે આપણા કરતાં મોટું સૈન્ય છે એ આપણે જાણીએ છીએ. તે સૈન્ય સાથે યુદ્ધમાં વિજયની આશા થોડી છે એ દેખીતું છે. આપણે પહેલા યુદ્ધમાં વિજય ગુપ્ત કરેલો હોઇને ભૃગુકચ્છ આપણા કબજામાં છે. આ સંયોગોમાં બૌદ્ધ સમ્રાટ સાથે સુલેહની હિલચાલ ચલાવી હોય તો સારૂં એમ જયશિખરીને લાગે એ સ્વાભાવિક છે. વળી તે આપણા રાજમંડળનો અધ્યક્ષ હોવાથી પોતે 'વેદધર્મ રાજમંડળ' તરફથી જ આ હિલચાલ ચલાવે છે એમ બૌદ્ધ સમ્રાટના મન ઉપર ઠસાવી પણ શકે અર્થાત્ તે આપણે નામે સુધન્વા સાથે ગમે તેવા સંદેશા ચલાવવાને શક્તિમાન્ છે. બીજી બાજુથી સુરસેનની સ્થિતિ અત્યારે કફોડી છે. ભૃગુકચ્છ તેણે ગુમાવ્યું છે. લાટપ્રદેશનો ઘણો

ખરો ભાગ પણ આપણા કબજામાં છે. એથી આ પ્રદેશના વેદધર્મીઓ આપણી સાથે મળી જવાથી આપણું બળ વધે એવી સુરસેન વગેરેને ભીતિ હોય એ દેખીતું છે. તદુપરાંત સુધન્વાના સૈનિકો આ પ્રદેશથી અજાણ્યા હોવાથી યુદ્ધ સમયે તેમને આપણા જેટલી સગવડ ન મળી શકે; તેમજ આપણા સૈનિકોના શૌર્યનો સુરસેન અને સુધન્વા બન્નેને અત્યારસુધીમાં કેટલોક અનુભવ થયેલો હોવાથી આપણા ઉપર વિજય મેળવવામાં મોટો ભોગ આપવો પડશે એમ પણ તેમને લાગ્યું હોય તો તેમાં નવાઇ નથી. આમ બન્ને બાજુએ પોતપોતાની મુશ્કેલ સ્થિતિનો વિચાર કરીને જયશિખરી તથા સુધન્વા પરસ્પર સુલેહ કરી નાખવાને લલચાય એવી કલ્પના કરવામાં આપણે અતિશયોક્તિ કીધેલી લેખાશે નહિ."

"પરંતુ એ સંબંધી જયશિખરીને આપણાથી ગુપ્ત રીતે સંદેશા ચલાવવાનું શું કારણ હોય?" વિક્રમાજીતે તર્ક કર્યો.

થોડીક પળ મૌન્ય ધારણ કરીને ચંદ્રસેન બોલ્યોઃ "તેનાં કારણ બે હોઇ શકે. એક તો એ કે આપણે હાલના સંયોગોમાં કદાચ બૌદ્ધો સાથે સુલેહ કરવાની તેની વૃત્તિને સંમતિ ન આપીએ એવી તેની માનિનતા હોય, અને તેથી બધું નક્કી થઇ ગયા પછી એ વાત જાહેર કરવાનો તેનો ઇરાદો હોય. બીજું કારણ એ પણ હોવાનો સંભવ છે કે સુલેહના સંદેશા ચલાવવાની તેની હિલચાલ પ્રથમથી આપણા જાણવામાં આવી જાય તો સુલેહની શરતોમાં તેનો પોતાનો લાભ વધારે જાળવી શકાશે નહિ, એવી તેને ભીતિ હોય! મને પોતાને તો આ બીજું કારણ વિશેષ વાસ્તવિક લાગે છે." ચંદ્રસેને જયશિખરીના સંબંધમાં શંકાશીલ બનેલી આ ત્રિપુટીનાં મનને વિશેષ કલુષિત કરવાના ઇરાદાથી પ્રસ્તુત કારણો રજુ કર્યાં.

"મને પણ આપની કલ્પના યોગ્ય લાગે છે." ગુહાદિત્યે કહ્યું. ગુહાદિત્યના સંબંધમાં એક ખુલ્લાસો કરવાની જરૂર છે. તે તેના જયશિખરી પ્રત્યેના વિરોધી વિચારોનો તથા તેના ભવિષ્યના વર્તનનો વાચકોને ખ્યાલ આપી શકશે. કપટકળામાં તે સુરસેનથી ચડી જાય તેમ હતો અને મહત્ત્વાકાંક્ષા તેના મનમાં નિરંતર વાસો કરી રહેલી હતી. ખેટકપુર અને તેની આસપાસનો પ્રદેશ તેના રાજ્યની સીમાની નજીકમાં આવેલો હોઈને એ પ્રદેશ ઉપર તેની ઘણા સમયથી નજર હતી. તે પ્રદેશપર જયશિખરીએ સ્વામીત્વ મેળવેલું હોવાથી ગુહાદિત્યની મહત્ત્વાકાંક્ષા ઉપર ફટકો પડયો હતો અને તે સમયથી જયશિખરી પ્રત્યેનો ઈર્ષ્યાગ્નિ તેના અંતરમાં પ્રજ્જ્વલી રહ્યો હતો. વીરધ્વજની વધતી જતી કીર્ત્તિ અને જયશિખરીનો તેના પ્રત્યેનો બીજા કરતાં વિશેષ ભાવ પણ તેની ઈર્ષ્યાને વૃદ્ધિંગત બનાવવામાં કારણભૂત નિવડયો હતો. એથી જયશિખરી માટેની ચંદ્રસેનની સાચી કિંવા ખોટી પરંતુ અનિષ્ટ કલ્પનાઓને ગુહાદિત્ય તરફથી વિનાવિલંબે અનુમોદન મળતું હતું.

કચ્છનો રાવ અફીણનો બંધાણી હતો, આસવનો ઇચ્છુ હતો, ખુશામદને ચાહનારો હતો અને જો તેને ચડાવ્યો હોય તો ગમે તેવા કાર્યમાં આગળ પાછળ જોવા સિવાય વગર વિચારે ઝંપલાવવામાં તે પાછી પાની કરતો નહિ. આ ધર્મયુદ્ધમાં જયશિખરી એકલો જ કીર્ત્તિ ખાટી જાય કિવા પોતાના કરતાં વિશેષ લાભ મેળવે એ તેનાથી સહન થઇ શકે તેમ ન હતું. કુંતલપુરનો વિક્રમાજીત શૂરવીર હતો. તેના કેટલાક ગુણ સારા હતા. પરંતુ તેનામાં મુખ્ય ખામી એ હતી કે તે કશી પણ વાત શ્રવણ કરતાં, એ સંબંધમાં વધુ વિચાર નહિ કરતાં તેનો એકદમ સ્વીકાર કરી લેતો. તેના આ ઉતાવળીઆપણા

પાસ તેના કેટલાક સારા ગુણો ઢંકાઇ જતા હતા. ચંદ્રસેનના સંબંધમાં જે જાણવું જોઇએ એથી વાચકો વાકેફ હોઇને એ વિષે અમારે કાંઇ પણ વિશેષ કહેવાનું રહેતું નથી, અસ્તુ.

ચંદ્રસેન આગળ કાંઇક કહેવા જતો હતો એવામાં એકાએક તેનો અમાત્ય શિબિરમાં દાખલ થયો અને ચંદ્રસેન તથા કચ્છના રાવ આદિને નમન કરીને બોલ્યોઃ " મહારાજ ! 'વેદધર્મરાજમંડળ' ના અધ્યક્ષ તરફથી સમાચાર મળ્યા છે કે આજે મધ્યાન્હ પછી રાજમંડળની સભા મળનાર છે અને તેમાં બૌદ્ધ સમ્રાટે પોતાના દૂત સાથે સુલેહની માગણી કરનારો પત્ર મોકલ્યો છે તે રજુ કરવામાં આવનાર છે."

જે વિષયને લગતી ચર્ચા ચાલતી હતી તેના સંબંધમાં મળેલા આ સમાચારથી કચ્છાધીશ, ગુહાદિત્ય અને વિક્રમજીતને અત્યંત આશ્ચર્ય થયું. ચંદ્રસેને પણ પોતે આશ્ચર્ય પામ્યો હોય એવો ડોળ કર્યો. તે કચ્છના રાવની સામે જોઇને બોલ્યોઃ " આપના શિબિરે પણ આ સમાચાર પહોંચી ચૂક્યા હશે ? "

" હા મહારાજ ! " ચંદ્રસેનના અમાત્યે જ જવાબ આપ્યોઃ " અત્ર ખબર કરવાને આવેલો અનુચર કચ્છાધિપતિના ઉતારે થઇને જ અહીં આવ્યો હતો ! "

બળતાંમાં ઘી હોમાયું ! ચંદ્રસેનનો ઈર્ષ્યાગ્નિ વિશેષ પ્રજ્જ્વલિત થયો. પોતાના કરતાં કચ્છાધીશની પદવી ઉતરતી હોવા છતાં, પ્રથમ તેને ત્યાં તથા તે પછી પોતાને ત્યાં જવાની અનુચરને આજ્ઞા કરવામાં જયશિખરીનો હેતુ પોતાનું અપમાન કરવાનો હોવો જોઇએ એમ તેણે માન્યું. જયશિખરી પ્રત્યે તેના અંતરમાં રમી રહેલો ક્રોધ

દ્વિગુણિત બન્યો. પરંતુ સામે બેઠેલી ત્રિપુટીને પોતાના અંતરનો ભાવ તેણે જણાવા દીધો નહિ. તે શાંતિપૂર્વક તેના અમાત્યને ઉદ્દેશીને બોલ્યોઃ "વારૂ, સભા સમયે આપણે જવું પડશે માટે તે સંબંધી સર્વ તૈયારી કરી રાખો."

અમાત્ય નમન કરીને ચાલ્યો ગયો. ગુહાદિત્ય ચંદ્રસેનને ઉદ્દેશી-શીને સ્મિત કરતો બોલ્યોઃ "તમને પોતાને તમારી કલ્પના કદાચ સત્ય ન પણ હોય એવી આશંકા રહેતી હતી. પરંતુ આ સમા-ચાર મળ્યા પછી હવે એ શંકા રાખવાની જરૂર રહેતી નથી."

"તો પણ જ્યાં સુધી બૌદ્ધ સમ્રાટના પત્રમાં શું લખેલું છે તે આપણા જાણવામાં ન આવે ત્યાં સુધી એ વિષયમાં હું ચોક્કસ મત આપવાનું પસંદ કરતો નથી." ચંદ્રસેને પોતાની ન્યાયવૃત્તિને પ્રત્યક્ષ કરાવનારો જવાબ આપ્યો.

"એ ગમે તેમ હોય, તદપિ બૌદ્ધ સમ્રાટના પત્રમાં આપણે કરેલી કલ્પના પ્રમાણેની હકીકત હોય તો આપણે શું કરવું કે જેથી આપણા હિતને હાની ન પહોંચે અને જયાંશખરી પણ આપણા કરતાં વિશેષ લાભ મેળવી ન શકે?"

"જો મને પૂછો તો આ વિષયમાં તો હું તટસ્થ રહેવાનું જ પસંદ કરૂં." ચંદ્રસેન નિસ્પૃહતાના ડોળપૂર્વક બોલ્યોઃ "પરંતુ આપણે 'વેદધર્મ રાજમંડળ'ના પ્રતિનિધિ હોવાથી આપણા ઉપર મોટી જોખમદારી સમાયેલી છે. એટલે તે જોખમદારીની દૃષ્ટિએ સહેલામાં સહેલો માર્ગ મને તો એ જ સૂઝે છે કે બૌદ્ધ સમ્રાટે જે કાંઇ ઇચ્છા પોતાના પત્રમાં પ્રદર્શિત કરી હોય તે ફળીભૂત થવા દેવી નહિ. અર્થાત્ તેની માગણીનો આપણે ઇન્કાર કરવો. એથી

સુલેહની હિલચાલ બંધ પડી જશે અને યુદ્ધનો પ્રારંભ થશે. યુદ્ધમાં જય કિંવા પરાજય થવો અને આપણને લાભ કિંવા હાની થવી એ દૈવાધિન છે; અને જયશિખરીની સ્વાર્થપરાયણતાને આધિન રહેવા કરતાં દૈવાધિન રહેવું તે વિશેષ ઉત્તમ છે."

"ચંદ્રસેનજીની સલાહ સર્વોત્તમ છે, અને તેને અનુસરવાથી મારી ખાત્રી છે કે જયશિખરીનો ગુપ્ત ઉદ્દેશ સિદ્ધ નહિ થઇ શકે." ગુહાદિત્યે પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

"આપણે પણ તે જ ઇચ્છીએ છીએ." કચ્છનો રાવ બોલ્યો.

"ત્યારે હવે આજ મધ્યાન્હ પછી સભા મળે ત્યાં સુધી બીજું કાંઇ પણ કરવાનું રહેતું નથી ?" વિક્રમાજીતે પૂછ્યું.

"ના, આ બાબતનો વિશેષ ઉહાપોહ કરવો તેમજ અન્ય રાજકર્ત્તાઓને આપણા સંકેતમાં ભેળવવા, તે મને યોગ્ય લાગતું નથી." ચંદ્રસેને સલાહ આપી. "આપણે ચાર જણા બસ છીએ. સભા સમયે એ પત્ર જોયા બાદ એ વિષયમાં મારે જે જણાવવું હશે તે હું જણાવીશ, અને તેની અસર અન્ય રાજકર્ત્તાઓ ઉપર પણ થયા સિવાય રહેશે નહિ. બૌદ્ધ સમ્રાટની માગણીનો ઇન્કાર કર્યા બાદ આપણે શું કરવું તે હું આપને સમય આવેથી જણાવીશ."

"વારૂ, તો ક્ષુધાદેવીને તૃપ્ત કરવામાં શા માટે ઢીલ કરવી જોઇએ ?" કચ્છનો રાવ હસતો હસતો બોલ્યો.

"હા, હવે આપ પધારો. સમય પણ ઘણો વ્યતિત થઇ ગયો છે." ચંદ્રસેને કહ્યું અને ચારે જણા ઉભા થયા.

ત્રણેને વિદાય કરીને ચંદ્રસેન એકલો બેઠો બેઠો મનમાં બોલવા લાગ્યો: "સુલેહ કે યુદ્ધ ? સુલેહ પણ ખરી અને યુદ્ધ પણ ખરૂં.

સુરસેન સાથે સુલેહ અને જયશિખરી સાથે યુદ્ધ! આ ત્રણ મૂર્ખાઓનાં મન ઉપર બરાબર અસર થયેલી જણાય છે. તેઓ મારા પક્ષમાં જ રહેશે એ વિષયમાં તો કશો પણ શક નથી. સભામાં શો રંગ જામે છે તે જોવાનું છે! માત્ર કચ્છનો રાવ આસવના કેફમાં બધું બકી ન વળે તો સારૂં!"

## પ્રકરણ ૨૯ મું.

### યુદ્ધ, યુદ્ધ ને યુદ્ધ!

ચાલો હવે, આપણે 'વેદધર્મ રાજમંડળ'ના સભામંડપની મુલાકાત લેઈએ. અત્યારે કાંઈ વિજયાદશમીનો દરબાર કિંવા વિજયોત્સવનો મેળાવડો ન હતો. સભામંડપમાં માત્ર ધર્મયુદ્ધમાં ભાગ લેવાને આવેલા વેદધર્મી રાજકર્ત્તાઓ અને તેમના અમાત્યો દૃષ્ટિગોચર થતા હતા. જયશિખરી અધ્યક્ષપદે વિરાજ્યો હતો. તેની પાછળ વીરભદ્ર અને તેનો મહા અમાત્ય બે જણા બેઠા હતા.

બધા આવી ગયા બાદ જયશિખરીએ બૌદ્ધ સમ્રાટ તરફથી આવેલો પત્ર રાજમંડળ સમક્ષ વાંચી સંભળાવવાની તેના મહા અમાત્યને આજ્ઞા કરી. મહાઅમાત્ય ઊભા થઈને તે પત્ર સાદ્યાન્ત વાંચી ગયા. તેમણે પુનઃ પોતાની બેઠક લીધા બાદ જયશિખરીએ એ પત્ર તેમના હાથમાંથી લેઈને મંડળને ઉદ્દેશીને જણાવ્યું: "બૌદ્ધ સમ્રાટ સુધન્વા જેવો બળિષ્ટ રાજા આપણા લાભની શરતો રજુ

કરનારો પત્ર મોકલે છે અને પોતે ચાહીચલાવીને સુલેહની માગણી કરે છે એ જોઇને આપને કદાચ આશ્ચર્ય ઉત્પન્ન થશે; પરંતુ તેમના રાજદૂત સામંતસિંહ કનેથી હું જે કાંઇ જાણી શક્યો છું અને આ પત્રની લખાવટ પરથી અનુમાન કરી શક્યો છું, તેને આધારે હું નિઃસંકોચપૂર્વક જણાવીશ કે આ પત્ર લખવામાં બૌદ્ધ સમ્રાટનો ઉદ્દેશ શુદ્ધ અને સાત્વિક છે તથા તે પત્ર પરથી તેમની દયાર્દ્રતા, અહિંસાવૃત્તિ અને સર્વ ધર્મો પ્રત્યેનો સમભાવ સ્પષ્ટ પ્રદર્શિત થાય છે. તે બૌદ્ધ સંપ્રદાયના અનુયાયી છે. હું પોતે એ સંપ્રદાયનો વિરોધી છું, તદપિ એ સંપ્રદાયના સર્વ અનુયાયીઓ મહારાજ સુધન્વાની કક્ષામાં મૂકી શકાય તેવા હોય તો એ સંપ્રદાયને હું ખોટો કે નિન્દનીય માનીશ નહિ. ”

યાદ રાખવું કે જયશિખરીએ બૌદ્ધ સંપ્રદાય અને સુધન્વાની પ્રશંસાના શબ્દો માત્ર તેના પત્રની અન્ય રાજકર્તાઓના મન ઉપર યોગ્ય અસર નિપજે એ હેતુથી જ ઉચ્ચાર્યા હતા તથા તેમાં જે પોતાના મનને લાગ્યું હતું તે જ જણાવ્યું હતું અને તેની અસર કેટલાક રાજકર્તાઓનાં મન ઉપર થઇ પણ ખરી. પરંતુ કચ્છના રાવ આદિ ત્રિપુટી કે જેની મુલાકાત ચંદ્રસેનના શિબિરમાં આજે સહવારે આપણે લીધેલી છે તેના પર જયશિખરીના આ કથનની જુદી જ અસર નિપજી હતી. તેઓ મનમાં એવી કલ્પના કરવા લાગ્યા કે જયશિખરી ગુપ્ત રીતે સુધન્વા સાથે સંદેશા ચલાવતો હોવો જોઇએ, અને અમે આ પત્રમાં કરવામાં આવેલી માગણીનો સ્વીકાર કરી લેઇએ એવા ઉદ્દેશથી અત્યારે જયશિખરી સુધન્વાની પ્રશંસા કરે છે. વળી એક વેદધર્મી રાજકર્તાના મુખમાથી બૌધ સંપ્રદાયની પ્રશંસા થતી સાંભળીને તો ઇડરના ગુહાદિત્ય અને કચ્છના રાવનો

પિત્તો ઉછળી આવ્યો હતો. પરંતુ તેઓએ જ્યાં સુધી ચંદ્રસેન કાંઈ પણ ન બોલે ત્યાં સુધી મૌન રહેવાનું જ વ્યાજબી ધાર્યું હતું. ચંદ્રસેન આડી નજરે તેમના ચ્હેરા પર થતા જુદા જુદા વિકારોનું નિરીક્ષણ કરતો મોતાનો સ્હવારનો શ્રમ સફળ થવાની આશામાં મલકાતો હતો.

"કેમકે કોઈ પણ ધર્મના મૂળ સિદ્ધાંતો સત્ય અને નીતિના તત્ત્વ ઉપર રચાયેલા છે." જયશિખરીના કથનનો અસ્ખલિત પ્રવાહ આગળ વધ્યોઃ "અર્થાત્ જ્યાં સત્ય અને નીતિ છે ત્યાં જ સુખ અને શાંતિ રહેલી છે; અને જે સંપ્રદાય સુખ અને શાંતિનું દર્શન તેના સત્યસ્વરૂપમાં કરાવી શકે તેમ છે તે સંપ્રદાયને નિન્દવાની ધૃષ્ટતા કરવી એ મારી દૃષ્ટિએ તો મને મહાપાતકજ લાગે છે એટલે સુધન્વા તરફ તે બૌદ્ધ સપ્રદાયનો છે તેટલા ખાતર ધૃણાની દૃષ્ટિથી જોવાનું હું પસંદ કરતો નથી; તેમ જ તેણે પોતાના પત્રમાં આપેલા વિશ્વાસનો તે ભંગ કરશે એવું માનવાને પણ કાંઇ કારણ નથી. એ પત્રની શરતો કેવા પ્રકારની છે એ તો આપ સર્વ જોઇ શકયા હશો જ. જો એ શરતોનો આપણે સ્વીકાર કરીએ તો કોઇ પણ રીતે આપણી પ્રતિષ્ટાને હાની પહોંચે તેમ નથી. વ્યાસનારાયણ અને નર્મદા—નદીની આસપાસનાં તિર્થસ્થળો ઉપર આપણું વર્ચસ્વ કાયમ રહે છે, તેની વ્યવસ્થા પણ આપણને સોંપાય છે. ભૃગુકચ્છ અને લાટ પ્રદેશનો જે ભાગ આપણા કબજામાં છે તે આપણે પાછો સુપ્રત કરી દેવો પડશે પરંતુ જ્યારે આપણે ભૃગુકચ્છનો કિલ્લો સર કર્યો ત્યારે પણ તે કાયમને માટે આપણા કબજામાં રહેશે જ એવી આપણે આશા રાખી ન હતી. બૌદ્ધ મતાનુયાયીઓને આપણા પ્રદેશમાં સ્વતંત્રપણે વિચરવા દેવા અને આપણા રાજ્યમાં બૌદ્ધ સંપ્રદાયને વિસ્તાર

પામવા દેવો કે દૃઢ થવા દેવો એ કેટલાક વેદધર્માભિમાની રાજકર્તાઓને કદાચ પસંદ નહિ પણ પડે, એ હું સમજું છું. પરંતુ મારા મત પ્રમાણે ધર્મ એ સત્તાનો નહિ પણ શ્રદ્ધાનો વિષય છે. કોઇ રાજકર્તા પોતાની સત્તાના બળથી પ્રજાજનોને અમુક સંપ્રદાયમાં પૂરી રાખવા ઇચ્છે તો તેમાં તેને કદી પણ સફળતા મળી શકશે નહિ એમ મારૂં માનવું છે. એટલે વેદધર્મનાં વિસ્તાર અને રક્ષણને માટે તે ધર્મની સનાતનતા અને સર્વોત્તમપણું સિદ્ધ કરી આપવાનો પ્રયાસ કરવો એ જ એક અસરકારક અને જરૂરનો માર્ગ છે. એટલું કરવા છતાંએ કોઇ બૌદ્ધ મત પ્રત્યે પક્ષપાત દર્શાવે તો તેનો દ્રોહ કરવો કિંવા તેને ત્રાસ આપવો એ મનુષ્યત્વની દૃષ્ટિએ કેવળ નિન્દવાયોગ્ય છે. મારા આટલા વિવેચન પછી બૌદ્ધ સમ્રાટની તમામ શરતો કેટલી બધી સૌમ્ય સ્વરૂપની અન્ને પક્ષોનો એક સરખો લાભ સાચવનારી છે તે આપને જણાયું હશે, એટલે તે શરતોનો સ્વીકાર કરવાનો ઠરાવ આપણે સર્વાનુમતે કરીશું એવી મને આશા છે.”

જયશિખરીની ઇચ્છા અને સલાહનો અત્યાર સુધી તો રાજમંડળ વિનાવિરોધે સ્વીકાર કરતું આવ્યું હતું. પરંતુ આ વખતે તેમ બની શકે એમ ન હતું, એ વાચકો જાણે છે; અને બન્યું પણ તેમજ. જયશિખરીનું વિવેચન પૂર્ણ થઇ રહ્યા પછી ચંદ્રસેન ઊભો થયો અને કચ્છાધિપતિ વગેરે ત્રિપુટી તરફ દૃષ્ટિ ફેંકતો બોલ્યોઃ “ગુર્જરાધીશ જયશિખરી આપણા ‘વેદધર્મ રાજમંડળ’ના અધ્યક્ષ છે. એક અધ્યક્ષ તરીકે તેમને માન આપવું એ આપણી ફરજ છે. પરંતુ જો કદાચ તેમણે હમણાં જ દર્શાવેલા વિચારોની વિરુદ્ધ મારે જવું પડે તો હું આપણા મંડળના અધ્યક્ષનું અપમાન કરું છું

એમ આપ તથા તેઓ સમજશો નહિ એવી આશા છે. બૌદ્ધ સમ્રાટનો પત્ર આપણી સન્મુખ રજુ થયો છે. એ પત્રમાં તેમણે આપણો કેટલોક લાભ દર્શાવ્યો છે એ ખુલ્લું છે. પ્રથમ દર્શને એ પત્રની શરતો કોઇને પણ સ્વીકારણીય લાગ્યા સિવાય રહે નહિ. પરંતુ એ શરતોનો સ્વીકાર કરીને આ ધર્મયુદ્ધને બંધ પાડતાં પહેલાં મુખ્ય મુદ્દો આપણે જોવાનો છે તે એ છે કે આ ધર્મયુદ્ધ ઉપસ્થિત થવાનું કારણ શું ? આપણા પ્રદેશમાં હમણાં હમણાં બૌદ્ધમતનું પરિબળ વધતું જાય છે. વલ્લભીપુરનો ધ્રુવપટુ અને ભગુકચ્છનો સુરસેન સુધન્વા સાથેના સગપણના સંબંધથી જોડાવાને લીધે બૌદ્ધ મતના અનુયાયી બન્યા છે. તેઓ બૌદ્ધ સંપ્રદાયનો વિસ્તાર અને વેદધર્મનો વિનાશ કરવાનું કાર્ય આદરી બેઠા છે. તેમના એ કાર્યને સિદ્ધ થવા ન દેવું અને બૌદ્ધ ધર્મનો મૂળમાંથી ઉચ્છેદ કરવો એ આ ધર્મયુદ્ધમાં આપણો મુખ્ય હેતુ છે. એ હેતુ સુધન્વાના પત્રથી તદ્દન નિષ્ફળ જ થાય છે એ સ્પષ્ટ છે. ગુર્જરેશ્વર આ શરતોમાં બન્ને પક્ષના લાભ સરખી રીતે સચવાયેલા હોવાનું જણાવે છે, પરંતુ હું જે કહી ગયો તે ઉપરથી હવે તેમના ખ્યાલમાં આવી શક્યું હશે કે એ શરતોમાં સુધન્વાએ પોતાના પક્ષનો વિશેષ લાભ જાળવ્યો છે. આ શરતોનો આપણે સ્વીકાર કરીએ તો આપણા પ્રદેશમાં બૌદ્ધ સાધુઓને પોતાનો મત વિસ્તારવાની સરલતા પ્રાપ્ત થાય છે. ભૃગુકચ્છ અને લાટપ્રદેશનો જે ભાગ આપણા કબજામાં છે તે આપણે છોડી દેવાનો છે, અત્યારસુધીમાં આપણને થયેલા નુકસાનનો કાંઇ બદલો આપણને આપવામાં આવતો નથી. માત્ર આપણો કાંઇ પણ લાભ હોય તો તે એટલો જ કે વ્યાસનારાયણ અને અન્ય તિર્થસ્થળોની વ્યવસ્થા આપણને સોંપાય છે. જો કે તેનો અમુક ભાગ તો

આપણે સુરસેનને ખંડણી તરીકે ભરવો પડે તેમ છે. અર્થાત્ લાટ પ્રદેશમાં આપણું સુરસેનના ખંડીયા રાજા તરીકેનું જ વર્ચસ્વ રહે છે. આવી આપણું અને આપણા સત્ય સનાતન વેદધર્મનું અપમાન કરનારી શરતોનો સ્વીકાર કરવાની 'વેદધર્મસંરક્ષક' ગુર્જરેશ્વર જયશિખરી આપણને ભલામણ કરે છે એ જોઇને મને અત્યંત આશ્ચર્ય ઉત્પન્ન થાય છે!"

જયશિખરીના કથનની જે અસર રાજમંડળના સભાસદો ઉપર થવા પામી હતી, તે ચંદ્રસેનના કથનથી કેટલેક અંશે ભૂંસાઇ ગયેલી હોવી જોઇએ, એમ માનવામાં હરકત નથી. કેમકે ચંદ્રસેને ખાસ કરીને સુધન્વાના ઉદ્દેશનો ઉંધો અર્થ કરીને, તેનો હેતુ આ બાજુના સર્વ પ્રદેશમાં બૌદ્ધધર્મને ફેલાવવાનો છે એમ દર્શાવવાનો યત્ન કર્યો હતો. ખરૂં કહીએ તો તેનો એ યત્ન અત્યંત કારગત નિવડયો હતો. ઘણાખરા સભાસદોને જયશિખરી અત્યારે બૌદ્ધો સાથે સુલેહ કરવાની સલાહ આપવામાં ભૂલ કરે છે એમ લાગ્યા સિવાય રહ્યું નહતું.

ગુહાદિત્યે ચંદ્રસેનના કથનને અનુમોદન આપતાં જણાવ્યુંઃ "પંચાસરપતિ કદાચ એમ ધારતા હોય કે બૌદ્ધ સમ્રાટનું સૈનિક બળ આપણા કરતાં વિશેષ હોવાથી આપણે યુદ્ધમાં વિજય મેળવી નહિ શકીએ; તો તેમનો એ ભય અસ્થાને છે. પ્રથમથી જ જયપરાજયની દરકાર કીધા સિવાય આપણે ધર્મયુદ્ધમાં ઝંપાપાત કર્યો છે. જ્યારે આપણા પક્ષમાં વિજયશ્રી ચમકી રહી છે તે વખતે સુલેહ કરવાને તત્પર થવું એ આપણા ક્ષાત્રત્વને તથા આપણી વીરતાને શરમાવનારૂં છે. હવે તો માત્ર એક જ નિશ્ચય રાખવો કે કાં તો ધર્મયુદ્ધમાં વિજય પ્રાપ્ત કરી બૌદ્ધ મતને આપણા દેશમાંથી નિર્મૂળ

કરવો; અથવા તો શત્રુની સામે લડતાં ધર્મને માટે પ્રાણ આપી સ્વર્ગમાં ગમન કરવું !"

"ગુહાદિત્યજી સત્ય કહે છે !" વિક્રમાજીતે ઉમેર્યું: "જો આપણા પ્રારબ્ધમાં વિજય માંડેલો હશે તો આપણે પરાજીત થવાના જ નથી, અને જો આપણું ભાવી ઉલટું હશે તો સુલેહ કર્યા છતાંયે પુનઃ યુદ્ધ ઉપસ્થિત નહિ થાય તેની ખાત્રી શી ? કદાચ દલીલને ખાતર આપણે માની લેઇએ કે અત્યારે બૌદ્ધ સમ્રાટ અંતઃકરણ પૂર્વક સુલેહ કરવા માટેની આતુરતા દર્શાવે છે ! પરંતુ તેમનું મન આવું ને આવું જ સદાને માટે રહેશે એની ખાત્રી કોણ આપી શકે તેમ છે ? બૌદ્ધ સમ્રાટે, પોતાનો પરાજય કબૂલ કરેલો નથી; સુરસેને ભૃગુકચ્છ ગુમાવ્યું છે ખરૂં, પરંતુ તેની અસર બૌધ સમ્રાટના મન ઉપર થયેલી હોય એવું તેમના પત્ર પરથી જણાતું નથી. તેઓ આપણને યુદ્ધને માટે આવાહન જ કરે છે. માત્ર તેમ કરતાં પહેલાં, શિષ્ટાચારને અનુસરીને જો આપણે યુદ્ધને માટે તૈયાર ન હોઇએ કિંવા યુદ્ધ કરવાની આપણી ઇચ્છા ન હોય તો તે સુલેહ કરવાની ઇચ્છા દર્શાવે છે. હવે જો આવા સંયોગોમાં આપણે સુલેહ કરવાની ઉતાવળ કરી દઇએ તો તેનું પરિણામ કદી પણ વિપરિત આવ્યા સિવાય રહે નહિ. બંને પક્ષો સરખી સ્થિતિમાં હોય ત્યાં સુધી સુલેહ કરવી એ રાજનીતિની દૃષ્ટિએ પણ હિતાવહ નથી. હા, એકાદ પક્ષ પોતાની હાર થતી જૂએ અને સુલેહની માગણી કરે તો તે માગણી વિષે વિચાર ચલાવવો તે યોગ્ય છે."

એક પછી એક પોતાના કથનની વિરૂદ્ધમાં રજુ થતી દલીલો સાંભળીને જયશિખરીને આશ્ચર્ય ઉત્પન્ન થયા સિવાય રહ્યું નહિ. તો પણ તે આશ્ચર્ય તેણે પોતાના ચ્હેરા પરથી કળાવા દીધું નહિ.

જ્યારે સર્વ મૌન રહ્યા છે એવું તેણે જોયું ત્યારે તે ઊભો થયો અને ગંભિર સ્વરે બોલ્યો: "હજી પણ આ વિષયમાં જો કોઈ પણ સભાસદને કાંઇ કહેવાનું હોય તો તેમના વિચારો રજુ કરવાનું હું તેમને આમંત્રણ કરૂં છું."

પોતે પાંચ–સાત પળ મૌન રહ્યા છતાં પણ બોલવાની ઇચ્છા પ્રકટ નહિ કરેલી જોઇને તેણે પુનઃ ભાષણનો પ્રારંભ કર્યો: "બૌધ સમ્રાટના પત્ર ઉપરથી મને જે લાગ્યું તે મેં જણાવ્યું, અન્ય રાજ-કર્ત્તાઓએ જે કલ્પના કરી તે તેમણે રજુ કરી. આપ સર્વેએ તે શ્રવણ કર્યું છે. એ ઉપરથી આપની તુલનાત્મક બુદ્ધિપૂર્વક વિચાર કરીને અમુક નિશ્ચયપર આવવું તે મંડળનું કર્ત્તવ્ય છે. એ સંબંધમાં મારે વિશેષ કાંઇ પણ કહેવાનું નથી. પરંતુ બૌદ્ધ સમ્રાટ પાસે આપણા કરતાં મોટું સૈન્ય હોવાથી યુદ્ધમાં તેમનો આપણે પરાજય નહિ કરી શકીએ, એ કારણથી હું સુલેહ કરવાની સલાહ આપું છું એવો આક્ષેપ મારા ઉપર મૂકવામાં આવ્યો છે તત્સંબંધી સ્હેજ ખુલાસો કરવો તે મારૂં કર્ત્તવ્ય છે. ટુંકામાં કહું તો એ આક્ષેપ તદ્દન નિરર્થક છે. આપણે યુદ્ધમાં બૌદ્ધોનો પરાજય નહિ કરી શકીએ કિંવા આપણને જય નહિ મળે એવી તો મને ભીતિ છે જ નહિ. જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ છે અને આ ધર્મયુદ્ધમાં આપણા પક્ષના અધ્યક્ષપદ ઉપર હું છું ત્યાં સુધી તો કોઇ આપણને પરાજીત કરે એમ હું ધારી શકતો નથી જ. અર્થાત્ એ ભીતિને લીધે હું સુલેહ કરવાની ભલામણ કરૂં છું એમ કહેવું તે મારા ઉપર નિર્બળતાના દોષનું મિથ્યારોપણ કરવા સમાન હું સમજું છું. તેમ છતાં પણ આ પ્રસંગે એ આક્ષેપથી મારૂં અપમાન થયેલું નહિ ગાનતાં 'વેદધર્મ રાજમંડળ' મને જે જે આજ્ઞા કરે તેનો સ્વીકાર કરવાને હું

તૈયાર છું. જો સુલેહ નહિ કરવી એવો આપ સર્વનો વિચાર હોય તો હું અત્યારે જ તેમના દૂત સાથે એ સંદેશો પહોંચડાવી દઇશ. માત્ર જે કાંઇ કરો તે પૂર્ણ વિચાર કરીને કરજો કે ભવિષ્યમાં તેને માટે આપણને પશ્ચાત્તાપ કરવો પડે નહિ!"

કચ્છનો રાવ, જે જયશિખરીની નજીકમાં બેઠો હતો તેણે કહ્યું: "આપણા અધ્યક્ષનું અપમાન કરવાનો કોઈ પણ સભાસદનો ઇરાદો હોય જ નહિ. પંચાસરપતિના વીરત્વને માટે કોઇને શંકા છે જ નહિ; અને આપણી ખાત્રી છે કે તેમની આગેવાની નીચે આ ધર્મ-યુદ્ધમાં જય આપણો જ છે! તો પછી અત્યારે સુલેહ કરવાને આ-પણે શા સારૂ તત્પર થવું? શ્રમ કરીને પ્રાપ્ત કરેલા લાભની કીમત વિશેષ અંકાય છે, જ્યારે વિના શ્રમે મેળવેલી વસ્તુનો દુરુપયોગ થાય છે! માટે મારી પંચાસરપતિને તથા આપ સર્વને વિનતિ છે કે સુલેહ કરવાની પંચાતમાં નહિ પડતાં યુદ્ધ ચાલુ રાખીને આપણો વિજયડંકો ચતુર્દિશામાં ગર્જાવવો!"

બસ! માત્ર સ્હેજ અપવાદ સિવાય તમામ સભાસદોએ યુદ્ધ ચાલુ રાખવાની તરફેણમાં પોતાનો અભિપ્રાય આપ્યો અને સુલેહની શરતોનો સ્વીકાર નહિ કરવાનો ઠરાવ થયો. તે ઠરાવ બૌદ્ધ સમ્રાટ પર મોકલી આપવાનું તથા યુદ્ધને માટે તે કયે સ્થળે અને કયે દિવસે મળશે એ જણાવવાનું તેમને લખવાનું નક્કી કરવામાં આવ્યું. જયશિખરીની આજ્ઞા પ્રમાણે એ મતલબનો એક પત્ર તેના મહાઅમા-ત્યે તૈયાર કર્યો. તે સર્વ સભાસદોને વાંચી સંભળાવ્યા બાદ જય-શિખરીએ તેના પર સહી કરી અને તે પત્ર સામંતસિંહને આપવા-ની વીરભદ્રને આજ્ઞા કરી.

સભા વિસર્જન થઇ વીરભદ્રે પેલો પત્ર સામંતસિંહને આપ્યો.

તે પત્રમાં શું લખેલું છે તેની કલ્પના સામંતસિંહ કરી શકતો હતો. તોપણ તેણે પ્રશ્ન કર્યો: "બૌદ્ધ સમ્રાટની માગણી કબૂલ તો રહી છે ને?"

"તેનો એક રીતે નકારમાં જવાબ આપી શકાય અને બીજી રીતે તેમની લાગણી સ્વીકારવામાં આવી છે એમ પણ કહી શકાય!" વીરભદ્રે સંદિગ્ધ ઉત્તર આપ્યો.

"એમ કેમ? આપના કથનનો અર્થ સ્પષ્ટ રીતે સમજાતો નથી!" સામંતે કહ્યું. વીરભદ્રના ઉક્ત કથનથી તેના મનમાં ચિત્ર-વિચિત્ર કલ્પનાઓ આવી ગઇ હતી.

વીરભદ્ર પણ તેના મનની વિહ્વળતા તેના ચ્હેરાપરથી જોઇ શકયો. તે બોલ્યો: "સ્પષ્ટાર્થ આ પત્ર આપને જણાવશે." સામંતને આગળ પ્રશ્ન કરવાની તક નહિ આપતાં તે ચાલ્યો ગયો.

સામંત કાંઇ પણ નિશ્ચય કરી શકયો નહિ. હજી સંધ્યાકાળ થયો નહતો. પોતાને પ્રત્યુત્તર મળી ગયો હતો. હવે નિરર્થક રોકાવું તે પણ તેને ઠીક લાગ્યું નહિ, તેમજ અત્યારે ચંદ્રસેનને મળવું એ પણ તેને સલાહકારક ન જણાયું. એટલે તે એમને એમ ત્વરાથી પોતાના માણસ સાથે વેદધર્મીઓની છાવણીમાંથી વિદાય થઇ ગયો.



# પ્રકરણ ૩૦ મું.

## નવીન સન્યાસી.

જે દિવસે 'વેદધર્મ રાજમંડળે' સમ્રાટની સુલેહની માગણીનો અસ્વીકાર કર્યો તેનાથી ચોથે દિવસે સાયંકાળે ચંદ્રસેનના શિબિર પાસે એક સન્યાસી આવ્યો તે દેખાવે હૃષ્ટપુષ્ટ અને પાંચ હાથ ઉંચો તથા કદાવર લાગતો હતો. તેણે એક પિતવસ્ત્ર પહેર્યું હતું અને એક ઓઢયું હતું. તેણે શિખા અને મૂછોનું મૂંડન કરાવેલું હતું. તેના એક હાથમાં લાકડાનું કમંડલું અને બીજા હાથમાં તેના શરીરની ઉંચાઇ કરતાં ચારપાંચ તસુ વધારે લાંબી લાકડી હતી. તે લાકડી બીજા સામાન્ય પરોણા કરતાં વધારે વજનદાર હતી. સૂર્ય અસ્ત પામી ગયેલો હોવાથી તેનું મુખ સ્પષ્ટ રીતે જોઇ શકાતું ન હતું. વળી શરીરે ઓઢેલા પિત્ત વસ્ત્રનો થોડોક ભાગ તેણે માથા પર નાખેલો હતો તે વડે પણ પોતાના ચ્હેરાને છૂપાવવાનો તેણે યત્ન કર્યો હતો એમ જણાઇ આવતું હતું. તેણે શિબિર પાસે આવીને બહાર બેઠેલા પહેરેગીરોને પ્રશ્ન કર્યો: "મહારાજ ચંદ્રસેનજી છે?"

"હાજી, આપને શું કામ છે?" એક સન્યાસીને પોતાની સામે ઊભેલો જોઇ વિનયપૂર્વક એક પહેરેગીર બોલ્યો.

"તમે તેમને જણાવો કે એક સન્યાસી આપને મળવાની આકાંક્ષા રાખે છે!" પેલો સન્યાસી બોલ્યો.

"વારૂ, મહારાજ! આપ આ ખાટલા ઉપર બિરાજો!" ત્યાં

ઢાળેલા એક ખાટલા તરફ આંગળી કરતો પેલો પહેરેગીર બોલ્યો.

મહારાજે ખાટલા પર આસન જમાવ્યું અને પહેરેગીર શિબિરમાં ગયો. મહારાજ ચોતરફ બારિકાઇથી જોવા લાગ્યા. થોડી વારે બહાર આવીને પહેરેગીર બોલ્યોઃ "આપ અંદર પધારો."

સન્યાસી એક વખત ચારે તરફ દૃષ્ટિ નાખીને અંદર ગયો. પોતાની હિલચાલ ઉપર કોઇ નજર તો રાખતું નથીને, એ વિચાર તેના મનમાં ઘોળાયા કરતો હતો. તેણે પોતાની ખાત્રી કરી લીધી કે આ વેષમાં આ છાવણીમાં કોઇ તેને પિછાની શકે તેમ નથી. પરંતુ એમાં તે ભૂલતો હતો. છાવણીમાં એક માણસે તેને પિછાની લીધો હતો. તે મનુષ્ય બીજો કોઇ નહિ પરંતુ, પ્રથમ સામંતસિંહ ચંદ્રસેનના શિબિરમાં મધ્યરાત્રીએ આવેલો તે વખતે જે કાળી આકૃતિ છૂપાઇને એ બે જણા વચ્ચે થએલી મસલત સાંભળતી હતી તેજ હતો. આજે પણ તેણે આ સન્યાસીને જોયો કે તુરતજ તેને સન્યાસીના વર્ત્તનને માટે શંકા ગઇ હતી. એટલે તે એકદમ પોતાના મુકામે જઈ અગાઉની માફક કાળો પોષાક ધારણ કરીને દૂરથી સન્યાસીના ઉપર નજર રાખતો હતો. સન્યાસી ચંદ્રસેનના શિબિરમાં પેઠો એટલે પેલો મનુષ્ય ચપળતાથી ચંદ્રસેનના શિબિરની પાછળ જઇને છાનોમાનો લપાઇને બેસી ગયો.

"કેમ, મહારાજ ! આપની શી ઇચ્છા છે ?" સન્યાસી શિબિરમાં દાખલ થયો એટલે ચંદ્રસેને તેને દ્વય હસ્ત જોડી, નમન કરીને આસન આપતાં પ્રશ્ન કર્યો.

"આપના દર્શનની." સન્યાસી બોલ્યો.

સ્વર કાંઇક પરિચિત જણાયો. ચંદ્રસેન ચમક્યો. "કોણ ? સામંતસિંહ !" તે બોલ્યોઃ "અને આવા વેશમાં ?"

"હા, મહારાજ !" સામંતે કહ્યું: "વેદધર્મીઓની છાવણીમાં સરલતાથી દાખલ થવામાં આ વેષ સર્વ કરતાં વધારે સગવડભર્યો છે. કેમકે સન્યાસીનું અપમાન કરવાની વેદધર્મીની હિમ્મત ચાલી શકે તેમ નથી."

"વારુ, કેમ આવવું થયું છે?" ચંદ્રસેને પ્રશ્ન કર્યો. એ શબ્દો પેલા બહાર છુપાયેલા મનુષ્યે સાંભળ્યા. કેમકે એ વખતે જ તે ત્યાં આવી પહોંચ્યો હતો. "આપને વિનતિ કરવાને. અહીં પાવાગઢમાં ભદ્રેશ્વરી દેવીનું મંદિર છે. ત્યાં કાર્તિકી પૂર્ણિમાનો મેળો ભરાય છે. તે સમયે આપ તથા આપના સ્નેહીઓ દર્શન કરવાને ત્યાં જશો એવી આશા છે. ત્યાં જેમની આવવાની ઇચ્છા હોય તેમને તેડી લાવશો."

"શા માટે?"

"કંઇક નવીન જોવાનું અને જાણવાનું આપને મળશે." સામંતે કહ્યું: "તે રોજ મધ્યરાત્રીએ ભદ્રેશ્વરીનું મંદિર બંધ થઇ જશે. એ વખતે આપ સર્વેએ ત્યાં આવવું અને બારણા પર અવાજ કરવો. અંદરથી કોણ એવો પ્રશ્ન થતાં 'ભદ્ર!' શબ્દનો ઉચ્ચાર કરવો. એટલે આપને અંદર દાખલ કરવામાં આવશે. દરેક એકી સાથે નહિ આવતાં એક પછી એક જુદા જુદા આવવું. અંદર દાખલ થયા પછી આપનાં નેત્રો બંધ કરી દેવામાં આવે તો પણ તેની સામે થવું નહિ. પુનઃ થોડી વારમાં જ તે ખોલી નાખવામાં આવશે. પછી જે હકીકત બનશે તે નજરે જોયાથી આપ જાણી શકશો."

"પરંતુ અમને ફસાવવામાં નહિ આવે તેની ખાત્રી શી?"

" મારો શબ્દ ! "

" વારુ, આવીશ. પરંતુ જોજે, આપણી વચ્ચે થયેલી વાત ભૂલાવી જોઇએ નહિ. મેં તમારી ઇચ્છા બર આણવામાં જે શ્રમ લીધો છે તેનું પરિણામ તો તમારા જાણવામાં આવ્યું જ હશે. "

" હા, મહારાજ ! અને તેનો બદલો પણ આપને તેવો જ મળશે. " સામંત બોલ્યો: " હવે હું રજા લેઇશ. ભોજન કરવાને રોકાવાનું બની શકે તેમ નથી. "

" પણ કદાચ તમે ઓળખાઇ જઇને પકડાઇ જશો તો ? " ચંદ્રસેને પ્રશ્ન કર્યો.

" તો ? તો વળી શું ? " એમ કહેતાં સામંતે પેલી લાકડી ખોલી અને અંદરથી બન્ને બાજુએ તિક્ષ્ણ ધારવાળું શસ્ત્ર કાઢયું અને કહ્યું: " તો એ ત્રણને માર્યા સિવાય નહિ મરૂં ! "

" શાહબાસ ! શાહબાસ ! તમે ખરેખરા વીર પુરુષ છો ! "

" પરંતુ મારી વિનતિનું વિસ્મરણ ન કરશો. પૂર્ણીમાની રાત્રીએ થનાર મુલાકાત ઉપર જ ભવિષ્યના ભેદનો બધો આધાર છે. ચોક્કસ આવશો ને ? "

" ચોક્કસ આવીશ.

" બીજા કોણ કોણ આવશે ? "

" તે જણાવવાની ખાસ જરૂર નથી. પરંતુ તેઓ માગ સં-

પૂર્ણ વિશ્વાસપાત્ર છે. એટલે તેમની સન્મુખ આપણો ભેદ ખુલ્લો થતાં કોઈ જાતનો વાંધો આવે તેમ નથી." ચંદ્રસેને કહ્યું.

"વારૂ, હું રજા લઉં છું." સામંતસિંહ ઊભો થઈને શિબિરની બહાર નિકળ્યો અને ચંદ્રસેન તેની પાછળ જોઇ રહ્યો.



## પ્રથમ ભાગ સમાપ્ત.

## આસામના ઇતિહાસની પહેલી નવલકથા.

# આસામ પર હલ્લો.

### ( સચિત્ર ઐતિહાસિક નવલકથા. )

સુંદર પાકું પુંઠું દળદાર ત્રણ ફોટોગ્રાફિક ચિત્રો–બીજી આવૃત્તિ. મૂલ્ય રૂ. ૧—૪—૦

---

આસામ ( કામરૂદેશ ) ના રાજા નિલાંબરને પોતાની રાણી ઉષાદેવી અને પ્રધાનપુત્ર કલ્પરૂપ વચ્ચે અનિષ્ટ સંબંધ છે એવો વહેમ માત્ર ઉત્પન્ન થવાથી તેણે નિર્દોષ પ્રધાનપુત્રનો ઘાત કર્યો હતો. તેનું એ દુષ્કૃત્ય આસામ ઉપર મોટી આફત આણનારૂં નિવડયું હતું. એ ઐતિહાસિક પ્રસંગોને સુંદર રીતે આલેખવામાં આવેલ છે. ગુજરાતી ભાષામાં આસામના ઇતિહાસની આ પહેલી નવલકથા છે. આ નવલકથામાં પ્રધાનપુત્ર કલ્પરૂપની સાધ્વી સ્ત્રીનું પાતિવ્રત્ય, છંછેડાયેલા પ્રધાનની વૈરાંધતા, સર્વનાશ થયા પછી નિલાંબર અને પ્રધાનને આવેલું જ્ઞાન, વગેરે ઉપદેશક અને રસિક પ્રસંગો રજુ થયા છે. પ્રથમાવૃત્તિ ખલાસ થવાથી બીજી આવૃત્તિ પ્રકટ કરવી પડી છે.

## ચુનીલાલ વર્ધમાન શાહકૃત પુસ્તકો.

**નોકરીનો ઉમેદવાર**—આ નવલકથામાં એક મેટ્રિક થયેલા યુવાનને નોકરી મેળવવામાં કેટલી હાડમારી વેઠવી પડે છે તેનો રસિક ચિતાર આપેલો છે, પાકું સોનેરી પુંઠું પૃષ્ટ ૨૨૫ સુંદર ફોટોગ્રાફિક ચિત્રો. કી. રૂ. ૧।.

---

**કામરૂ દેશની કુટિલ કામિની**—કામરૂ દેશની જાદુઇ વિદ્યા જાણનારી કુટિલ સ્ત્રી ડિટેકિટવને હંફાવે છે પરંતુ છેવટે ચાલાક ડિટેકિટવ તેનો અંત લાવે છે, એ પ્રસગનો અદ્દભુત ચિતાર આપ્યો છે. પાકું સોનેરી પુંઠું પૃષ્ટ ૨૫૦. સુંદર ફોટોગ્રાફિક ચિત્રો કી. રૂ. ૧॥.

---

**ન્યાયના ખૂનમાં નીતિ**—એક ધારાશાસ્ત્રીની અધગતા, કજીયાદલાલના કાવાદાવા, નિર્દોષ બાળિકા ઉપર અત્યાચાર, પરધન પચાવી પાડવાની નીચ યુકિતઓ, ખરો વકીલ કેવો હોવો જોઇએ, વગેરે રસિક પ્રસંગો આપેલા છે. પાકું સોનેરી પુંઠું પૃષ્ટ ૩૨૦. સુંદર ફોટોગ્રાફિક ચિત્રો. કી. રૂ. ૨.

---

**ભાગ્યચક્રનો મહામંત્ર**—આ ડિટેકિટવ નવલકથામાં ખૂની છેવટ સુધી પોલિસને હંફાવે છે. ખૂનનો આરોપ નિર્દોષ ઉપર આવે છે, પરંતુ અંતે સત્યનો જય થાય છે અને ભાગ્યચક્ર દરેકને પોતાના ચક્કરમાં અટવાવે છે. તેનો હૃદયભેદક ચિતાર છે. પાકું સોનેરી પુંઠું સુંદર ફોટોગ્રાફિક ચિત્રો. પૃષ્ટ ૩૫૦ [બીજી આવૃત્તિ] કી. રૂ. ૨.

**પુંજાલાલ ભગવાન પારેખ એન્ડ કો.**
વઢવાણ સીટી.